# મુરાદેવી

અથવા

## મૌર્યવંશના અભ્યુદયનો આરંભ

તૃતીય ખણ્ડ

પ્રયોજક

ત્ર્યંબકલાલ જીવરાજ જોશી

માળીલા (અમરેલી-કાઠિયાવાડ)

પ્રકાશક

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ

સંવત ૧૯૭૪ ઈ. સ ૧૯૧૮

મૂલ્ય ૧-૮-૦

प्रथमावृत्ति.  प्रत १०००

( ग्रन्थस्वामित्वना सर्वाधिकार स्वाधीन राख्या छे. )



वरं [illegible]रिश्रमन्यायप्रभवाह्निभवादिह ।
[illegible]मता देहे पीनता न तु शोकतः

---

[illegible]नामप्यमित्राणां य इच्छेत्कर्तुमप्रियम् ।
आत्मा तेन गुणैर्यो[illegible]षां महद्वाप्रियः ॥

અમદાવાદ શાહપૂર વનમાળી વાંકાની પોળમાં પટેલ લક્ષ્મીચંદ હીરાચંદે
પોતાના 'શ્રી અંબિકા વિજય' પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું.

# પ્રસ્તાવના.

પ્રસ્તુત નવલકથાના સંબંધમાં હું પ્રથમ ખણ્ડમાં જ મારે જે કાંઈ નિવેદન કરવાનું હતું તે કરી ચૂક્યો છું; એટલે આ સ્થળે તેનું અધિક વિવેચન કરવાની કશી આવશ્યકતા હોય, એવી મારી માન્યતા નથી, તેમ છતાં પણ મારે એટલું તો અવશ્ય કહેવું જ પડશે કે, આ કથામાં રહેલી અનેક ત્રુટિઓને મેં મૂળ બંગ કથાનું પરિવર્ત્તન કરી તથા અમુક વિભાગોમાં સુધારો વધારો કરીને મારી સ્વયં કલ્પના શક્તિથી વસ્તુસંકલનાને અસ્ખલિત રાખવાનો મારાથી બનતો પ્રયત્ન કર્યો છે. પરંતુ એ કલ્પનાની યોગ્યતા અથવા અયોગ્યતાનો આધાર કેવળ વાંચક બંધુઓની તુલનાશક્તિ પર જ રહેલો છે.

મૂળ પુસ્તકના લેખક મહાશય હરિસાધન બાબૂએ ભૂલથી અથવા ગમે તે કારણથી મહારાણી મુરાદેવીને મહારાજા મહાપદ્મનંદની પટરાણી હોવાનું સૂચવન કરી આગળ જતાં તેને તેના અનૌરસ પુત્ર ધનનંદની જ પટરાણી તરીકે પરિચિત કરાવી નવલકથાની સંકલનામાં ક્ષતિ કરી છે. તેમ જ મહારાણી મુરાદેવીના કંકણની ચોરીના સંબંધમાં પણ કોઇ પણ પ્રકારનું સ્પષ્ટિકરણ ન કરતાં પ્રસ્તુત નવલકથાની સંકલનાને અપૂર્ણ જ છોડી દીધી છે. પાર્વતીય રાજા સમરકેતુને કેટલેક સ્થળે મલયકેતુના નામથી ઓળખાવી વિપર્યાય ઉપસ્થિત કર્યો છે. તડિતાની જીવનકથાને સાંગોપાંગ ન કહેતાં, સ્થળે સ્થળે અનેક ક્ષતિઓ કરી છે, મહારાણી રજતકુમારીના જીવનનો સહજ પરિચય કરાવ્યા, પછી તેનો કશો પણ ઉલ્લેખ જ કર્યો નથી. સ્નેહમયી મંદાકિની અને ચંદ્રગુપ્તના પવિત્ર પ્રેમનું કશું પણ પરિણામ જ દર્શાવ્યું નથી; તથા શકટાર અને ચાણક્યના સંબંધમાં પણ તેવી જ અનેક

ન્યૂનતા રહેવા દીધી છે અને એના યોગે મારે તે સર્વનું પરિવર્ત્તન કરવાની ખાસ જરૂર પડી છે.

મેં મહારાણી મુરાદેવીનો મહાપદ્મનંદની મહારાણી રૂપે સાંગોપાંગ પરિચય કરાવ્યો છે. કંકણની ચોરીના સંબંધમાં પ્રસ્તુત તૃતીય ખણ્ડના બારમા પ્રકરણમાં મહામુનિ ચાણક્ય તથા તડિતાના વાર્ત્તાલાપદ્વારા સ્પષ્ટ સ્પષ્ટિકરણ કર્યું છે. પાર્વતીય રાજાને કેવળ સમરકેતુના નામથી જ આદિથી અંત સૂધી ઓળખાવ્યો છે. તડિતા એક પવિત્ર પ્રેમમયી અને ધાર્મિકા લલના હોવાથી તેનો ધર્મ અસ્ખલિત રહે અને તેના જીવનપર કોઈ પણ પ્રકારના કલંકની કાલિમાનો સ્પર્શ ન થાય, એ આશયને લક્ષમાં લઇને અંતે જતાં તેને એક સંસારત્યાગિની સંન્યાસિનીના રૂપમાંજ પરિણત કરી દીધી છે. મહારાણી રજતકુમારીના જીવનનો અંત ઘણો જ નિષ્ઠુરતા પૂર્વક નળાન્દાના કિલ્લામાં તેના શાક્ય પુત્ર રાજા ધનનંદ દ્વારા જ થયો હતો, એમ સાબીત કરવાની કોશિશ કરી છે. મન્દાકિની તથા ચંદ્રગુપ્ત ઉભય દંપતિસૂત્રમાં બંધાઇને પોતાના જીવનને સુખમય કરી કર્ત્તવ્યના માર્ગમાં પ્રવૃત રહી એક આદર્શ પતિ-પત્ની રૂપે પોતાના સંસારશકટને ચલાવીને પોતાની ખ્યાતિને અમર કરે છે, તથા ચાણક્ય અને શકટારને અગ્રેસર કરી તેની સહાયતા તથા કુશળતાથી રાજકુમાર ચંદ્રગુપ્તને મગધનો સમ્રાટ્ ઠરાવવાનું અધિક ઉચિત ધાર્યું છે અને ઇતિહાસકારોનું પણ એવું જ મત છે. રાજા ધનનંદની નવીન મહારાણી વિશ્વપ્રભા તથા તેના ગળામાંથી ચોરાયલા હારવાળી ઘટનાને નવલકથાની વસ્તુસંકલનાને અસ્ખલિત રાખવાના ઉદ્દેશથી કલ્પના શક્તિનો આશ્રય લઈ નવીન નિર્માણ કરવામાં આવી છે.

હવે આ સ્થળે એમ કહી દેવું પણ ઉચિત છે, કે આ નવલકથા સંપૂર્ણ રૂપે ઐતિહાસિક તો નથી જ, પરંતુ ઐતિહાસિક વિષય ગૌણ છે અને કલ્પનાનું પ્રાધાન્ય છે. કેવળ ઐતિહાસિક પાત્રોમાંનાં ઘણાખરાં પાત્રો તથા ઘટનાઓનો

આધાર લઈને જ આ કથા લખવામાં આવી છે. તેમ છતાં પણ, ચાણક્યની કાર્યકુશળતા, કુટિલતા અને અદ્ભુત કાર્યદક્ષતા, રાજા ધનનંદની અધોગતિ અને ચંદ્રગુપ્તની ઉન્નતિ, રાજમંત્રી રાક્ષસની વિવિધ પ્રકારની યુક્તિ પ્રયુક્તિઓ આદિ સર્વ વિષયોમાં ઐતિહાસિકતાનો અંશતો અવશ્ય સમાયેલો છે જ.

કદાચ આ સ્થળે કોઈ એવો પ્રશ્ન કરે કે, જ્યારે બંગાળી લેખકે આ કથામાં આવી આવી ક્ષતિઓ રહેવા દીધી હતી, ત્યારે તેનું ગુજરાતી ભાષામાં ભાષાન્તર કરવાનું શું પ્રયોજન હતું, તો તે સ્વાભાવિક જ છે. પણ એના ઉત્તરમાં માત્ર એટલું દર્શાવવુંજ પૂર્ણ થઈ પડશે કે, મૂળ કથાના વિચારો (Idia's) તથા વર્ણનશૈલિ એવી તો મનોહર અને મનોમુગ્ધકર છે, કે જેના વાંચનથી ભાવિક પુરુષોનું મન અવશ્ય આનંદિત થયા વિના રહેતું નથી. તે ઉપરાંત તે વિચારો એવા બોધદાયક, રસમય તથા હૃદયગ્રાહી છે કે જેના યોગે વાંચકના હૃદયમાં સચોટ અસર કરી તેને કર્ત્તવ્યાકર્ત્તવ્યનું અને સારાસારનું જ્ઞાન કરાવી શકે છે. વળી વસ્તુસંકલનાના આડંબર કરતાં ઉત્તમ વિચારો જ સુપરિણામ ઉપજાવી વાંચકને આનંદ સાથે ઉપદેશ પણ આપી શકે છે, એવી મારી દૃઢ માન્યતા છે. ઘણાખરા દેશોના વિદ્વાનો પ્રાયઃ સદ્વિચારોને જ પ્રાધાન્ય આપી વસ્તુસંકલનાને ગૌણ રાખી નવલકથાઓ લખવાનું વિશેષ પસંદ કરે છે. આ નવલકથાના વિચારોની ઉત્કૃષ્ટતા તથા અનુપમતાના યોગે જ મેં તેની વસ્તુસંકલનામાં રહેલી ક્ષતિઓને દૂર કરી ગુર્જર સાહિત્ય પ્રિય બંધુઓ સમક્ષ રજૂ કરવાનું સાહસ કર્યું છે અને એ કાર્યમાં હું ક્યાં સૂધી ફળીભૂત થયો છું, એનો વિચાર કરવાનું કાર્ય પણ વિચારશીલ વાચકોનું જ છે. જો મારા બીજા પ્રયત્નો પ્રમાણે વાંચકવર્ગ મારા આ અલ્પ પ્રયાસનો પણ યોગ્ય આદર કરશે, તો ભવિષ્યમાં હું નવીન પ્રયાસો

કરી નવીન પુસ્તકો વાંચકબંધુઓ સમક્ષ રજૂ કરવાને ઉત્સાહિત થઈશ. અસ્તુ.

આ પુસ્તકનો મૂળ બંગાળી પુસ્તકના કરતાં ત્રણ ગણો વિસ્તાર થવા છતાં અમારા પ્રકાશક મહાશયે તેને પ્રકટ કરવાની જે અનુપમ ઉદારતા દર્શાવી છે, તેને માટે હું તેમનો આભારી છું.

પરમ કૃપાળુ પરમાત્માના અનંત અનુગ્રહથી હું મારા આ પુસ્તકના તૃતીયખણ્ડની સમાપ્તિ કરી શક્યો છું, તે માટે હું તેમનો વિશુદ્ધ હૃદયથી અત્યંત આભાર માની આ પુસ્તકની પ્રસ્તાવનાને પૂર્ણ કરૂં છું.

પીરમશાહ રોડ–અમદાવાદ
તા. ૧૦–૩–૧૮

ત્ર્યંબકલાલ જોશી.



# અનુક્રમણિકા.

## સુરાદેવી-તૃતીય ખણ્ડ.

# પ્રકાશકનું નિવેદન.

આ પુસ્તકના સંબંધમાં તેના પ્રયોજકે પોતાની પ્રસ્તાવનામાં જે કાંઇ લખવાનું હતું તે લખ્યું છે, એટલે હું એ બાબતમાં વધારે કાંઇ પણ લખવાનું ઉચિત ધારતો નથી.

આ નિવેદનમાં માત્ર હું મારો હેતુ જ જણાવવા માગું છે:—

મારા પૂજ્ય પિતાજી મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેના સ્વર્ગસ્થ થવા પછી દુકાનનો વહિવટ મારા હાથમાં આવ્યો, અને એથી કરીને મને મારા પિતાજીની ઘણા વખતથી ગુજરાતી સાહિત્યમાં કાંઇક સારાં પુસ્તકોનો ઉમેરો કરવાની જે ઇચ્છા હતી અને કેટલાક સંજોગોને લીધે તેઓ તેમ કરી શક્યા નહોતા, તે ઇચ્છાને અનૂકુળ સંજોગો મળવાથી તૃપ્ત કરવાનો મને યોગ્ય પ્રસંગ પ્રાપ્ત થયો છે; એને માટે હું સર્વ શક્તિમાન ઇશ્વરનો ઉપકાર માનું છું. મારા પિતાજીની એ ઇચ્છાને લીધે તેમ જ મારી આંતરિક ભાવનાને લીધે હું આવી લડાઇની મોંઘવારીના વખતમાં પણ છેલ્લાં બે વર્ષમાં ચાલીસ બેંતાલીસ પુસ્તકો ગુજરાતી વાંચકવર્ગ સમક્ષ રજૂ કરી શક્યો છું. એ સર્વ પુસ્તકોમાંથી હુન્નર-કળા આદિ વિષયનાં સાત આઠ પુસ્તકો બાદ કરતાં બાકીની બીજી બધી નવલકથાઓ જ છે. નવલકથાના સાહિત્યથી પ્રજાને અવશ્ય કાંઇક વિશેષ લાભ થઇ શકે છે અને દરેક દેશોમાં નવલકથાના વિષયનાં પુસ્તકો જ વિશેષ પ્રકટ થાય છે, તથા તેનો પ્રસાર પણ બહોળા પ્રમાણમાં થયેલો જોવામાં આવે છે, એમ ધારીને મેં મારા આરંભેલા પ્રયાસ રૂપે આ ૩૭ મી નવલકથા પ્રકટ કરી છે.

ભવિષ્યમાં જો કાગળ, શાહી તથા પ્રિન્ટિંગ વગેરે કીફાયત થશે અને પરમ કૃપાળુ પરમાત્મા મને સારા સંજોગો આપશે તો મારી ઇચ્છા દર મહીને લગભગ એક એક ડઝન સારાં સારાં પુસ્તકો જૂદા જૂદા વિષયોપર પ્રકટ કરવાની છે.

ગુર્જર સાહિત્ય સેવક

ગોવિંદ મહાદેવ જાગુષ્ટે.

# મુરાદેવી

## અથવા

# મૌર્યવંશના અભ્યુદયનો આરંભ

## તૃતિય ખણ્ડ

### પ્રકરણ ૧ લું

### અગ્નિમાં આહુતિ!

" મહાદેવે મદનને એક પળમાં બાળી દેખાડ્યો;
યશોદાનંદને બલિરાજને પાતાળ પેસાડ્યો;
મહામદ દેવનો જાલંધરે તોડી ધરા પાડ્યો;
સુરેશે બહુ તપસ્વીનાં તપોનો દુર્ગ વણસાડ્યો."

ચાણક્યે અચાનક રાજસભામાં જઇ, રાજા સમરકેતુને ઉદ્દેશીને કહ્યું કે;—"મહારાજનો સદાસર્વદા જયજયકાર થાઓ અને તેમના વિજયના પડઘાઓ સર્વત્ર સત્વર સંભળાઓ."

આ સમયે રાજા સમરકેતુ, રાજમંત્રી શકટાર અને રાજકુમાર ચંદ્રગુપ્ત આદિ સર્વ એક જાતની સલાહ કરવામાં ગુંથાયા હતા, એવામાં અચાનક ચાણક્યને તે રાજસભામાં આવી પહોંચેલો જોઇને તેઓ બધા એકદમ ઉભા થઈ ગયા અને ત્યાર પછી ભક્તિ તથા પ્રેમપૂર્વક તે મહામુનિને પ્રણામ કરવા લાગ્યા. જ્યાં સુધી ચાણક્ય આસન પર ન બેઠો ત્યાં સુધી તેઓમાંના કોઇએ પણ બીજાં આસનો પર બેસવાનું સાહસ કર્યું નહિ. તેઓ સર્વ ચાણક્યનાં બેસવાની વાટ જોતા ઉભા રહ્યા.

શકટાર, ચાણક્યને અચાનક પોતાની સ્હામે ઉભેલો જોઇને, એક પ્રકારના ઉંડા વિચારમાં પડી ગયો તથા તેનાથી ડરીને પોતાના સ્વરૂપને છુપાવવા માટેના નિશ્ચય પર આવી ગયો. પરંતુ ચાણક્યે તેના મનની વાત જાણી લીધી, એટલે તેણે શકટારને ઉદ્દેશીને બહુજ ધીમા સ્વરથી કહ્યું કે;—"મંત્રિજી, તમારૂં હમેશાં ભલું ઇચ્છનાર ચાણક્યથી

તમે જરા પણ ડરશો નહિ. હું તમને કોઇપણ જાતની ઇજા કરવા અથવા દુઃખ દેવા ઇચ્છતો નથી, માટે એવા પ્રકારની શંકાને તમે તમારા હૃદયમાં સ્થાન પણ આપશો નહિ. તમે અહીં આવી વસ્યા છો તથા રાજા સમરકેતુના વજીરની પદવી મેળવી શક્યા છો, એ બધી વાતો મને પ્રથમથી જ માલૂમ પડી ગઈ છે. તમારી તમામ હકીકત મારા સાંભળવામાં આવી ચૂકી છે. જો ખરૂં કહીએ તો, અત્યારે અહિં આપણે બધા એકઠા થયા છીએ અને જે કામ કરવાનો વિચાર કરીએ છીએ, તે કાર્યમાં આપણાં બધાનો સ્વાર્થ એક સરખો જ સમાએલો છે. આપણાં બધાનો ઉદ્દેશ પણ એક જ છે, માટે તમારે ભય અથવા સંકોચ રાખવાનું કાંઈ કારણ જ નથી. મને તમે તમારો સાચે સહાયક જ માની લેજો. તમે જે કામ કરવા ધારો છો, તે કામ કરવામાં હું પણ સહાનુભૂતિ આપું છું અને તે સાથે દરેક જાતની મદદ આપવાનું વચન આપું છું.”

“રાજમંત્રી રાક્ષસના નીમેલા જાસૂસો મને પકડવા માટે પૂરતી મહેનત ઉઠાવી રહ્યા છે અને મને મગધના બન્દીખાનામાં કેદી કરવાની ઇચ્છા ધરાવે છે, એ વાત પણ મારા જાણવામાં આવી ગઈ છે અને એટલા માટે જ હું છુપાં જંગલોમાં તથા પર્વતોની તળેટીમાં ભટકી ભટકીને મારા શરીરની રક્ષા કરી રહ્યો છું. રાક્ષસના જાસૂસો નિષ્ફળ નીવડયા છે, એ જોઇને હું ઘણો જ ખુશી થયો છું. આ દુનિયામાં મારે મારૂં પોતાનું કહું તેવું કોઈ સગું કે વહાલું પણ નથી કે, જે મને મારા ધારેલા કાર્યમાં વિઘ્નરૂપ થઇ પડે. પણ હા—આ માયાવી સંસારમાં મને મારૂં કાર્ય કરતાં અટકાવે એવી એકજ મારી પાળેલી કન્યા કપાલિની છે. મારાં ગમે તેવાં ઉત્તમ કાર્યમાં પણ એ કપાલિનીનો સ્નેહ બાધા રૂપ થઈ પડે તેમ છે. પરંતુ હાલમાં મેં મારી તે પ્રાણથી પણ પ્યારી વિધવા કન્યાને, દૂરના એક મારા શિષ્યને ત્યાં અભ્યાસ કરવા મૂકી છે, તથા ધાર્મિક જ્ઞાન શીખીને તે એક આદર્શ વિધવાના ધર્મને સારી રીતે પાળી શકે તેવો બંદોબસ્ત કર્યો છે. એટલે મારા મનની તે ચિંતા અમુક અંશે ઓછી થવા પામી છે. તેને કોઇ જાતની આફત ન નડે, એ માટે મેં બધી સગવડ કરી આપી છે. હવે હું ચળકતા તારાની પેઠે આ વિશાળ મેદિનીની ચારે બાજૂએ ભટકી ભટકીને મારા જીવનને પૂરૂં કરવાની ઇચ્છા રાખું છું. સંસારનાં દરેક સ્થાનોમાં ફરીફરીને હું મારા શત્રુના વેરનો બદલો લેવાના યત્નો કરી રહ્યો છુ.

જે ઘર મારાં સુખ અને શાંતિનું સદન ગણાતું હતું. જે ઘરમાં સાક્ષાત્ સરસ્વતી અથવા વિદ્યાદેવી વિરાજમાન હતી, જે ઘરમાં રહીને મેં અનેક પ્રકારનાં સુખો ભોગવ્યાં હતાં, જે ઘરમાં રહીને હું તાપ, ટાઢ, વરસાદ આદિ સંકટોમાંથી મુક્તિ મેળવી શકયો હતો, જે ઘરે મને મધુરતાનો સ્વાદ આપ્યો હતો, જે ઘર મારી શિક્ષા તથા દીક્ષાનું સુવર્ણમંદિર મનાતું હતું, જે ઘરમાં બેસીને હજારો બ્રાહ્મણો વેદના પવિત્ર મંત્રોનું ઉચ્ચારણ કરી ગયા હતા, જે ઘરનો આશ્રય લઇને અનેક ક્ષત્રિય બાળકો ક્ષાત્રધર્મનું શિક્ષણ મેળવી ગયા હતા, જે ઘરનો સહવાસ પુરંદરના મહાલયથી પણ વિશેષ પ્રિય લેખાતો હતો, તે રળિયામણા ઘરને મેં મારા પોતાના હાથથી જ બાળીને ભસ્મીભૂત બનાવી દીધું છે. તે ઘર બળવાથી જે ભયંકર અગ્નિ સળગી ઊઠયો છે, તે અગ્નિથી જ ભવિષ્યમાં રાજા ધનનંદનો તથા તેના આખા રાજ્યનો નાશ થશે. આ ધરાના પડપરથી તેનું નામોનિશાન પણ સદાને માટે ભૂંસાઈ જશે. મને છંછેડીને મગધરાજે પોતેજ પોતાના પગપર કુહાડો માર્યો છે.”

ચાણકયે ત્યાર પછી આગળ વધીને કહેવા માંડયું કે;–“ જે શક્તિસ્વરૂપિણી માતાએ મને પોતાના તરફ આકર્ષણ કરીને અહીં ખેંચી આણ્યો છે, તેનામાં એક અપૂર્વ દૃઢતા અને અસાધારણ શક્તિ સમાયલી છે. જે કાર્ય કરવાને એક મહા બળવાન પુરુષ પણ અશક્ત થઈ જાય છે, તે કાર્યને તે બુદ્ધિમતી દેવી તત્કાળ પૂર્ણ કરી શકે તેમ છે. જેની શક્તિને આપણે છેક મામૂલી અથવા તુચ્છ ગણી કાઢીએ છીએ, તે શકિત જ અત્યંત રહસ્યવાળી છે. આપણે એક જાતના પ્રમાદને લીધે નારીઓની અપૂર્વ શકિતઓ અનાદર કરીએ છીએ, પરંતુ વાસ્તવિક રીતે તે શકિત જ જગતનું કલ્યાણ કરી શકે છે. શકિતસંપન્ન વીરોની જનની પણ એ શકિતશાલિની સ્ત્રીઓ જ છે. મહારાજ ! આપની શક્તિમયી ભાગિની અને મારી આ દયાળુ માતાના આવાહનથી ચુંબકના તરફ જેવી રીતે લોઢું આકર્ષાઈ આવે છે, તેવીજ રીતે હું પણ અહીં ખેંચાઈ આવ્યો છું. આપની ભાગિનીના સરળ વર્તને મારા હૃદયમાં એવી સખ્ત અસર કરી છે કે, જેના યોગે હું અત્યારે આપની સન્મુખ આવી શકયો છું. અત્યારે આપનાપર ભયંકર આફત આવી પડી છે. તે આફતમાંથી ઉદ્ધાર થવો અતિ કઠિન છે. મારા ધારવા મૂજબ શક્તિની કૃપા વિના તે આફતમાંથી કદાપિ મુક્તિ મેળવી શકાશે નહિ. એટલા માટે આપણે તે દયામયી શક્તિદેવીની કૃપાને કોઇ પણ

પ્રકારે પ્રાપ્ત કરવી જોઇએ, અને તે કૃપા પ્રાપ્ત કરવામાં આપણુને આપણા કર્ત્તવ્યનો નિર્ધાર તથા એકાંતમાં સલાહ કરવાની ખાસ જરૂર છે. જેમ બને તેમ આપણે આપણા આ કાર્યને જલ્દી પૂરૂં કરવાની તથા મુખ્ય મુખ્ય જરૂરિયાતોને પાર પાડવાની પ્રથમ ફરજ છે. હું દરિદ્ર અને સહાયહીન બ્રાહ્મણ હોવા છતાં અનેક સ્વાર્થ ત્યાગી મહાત્માઓ મને મારા ખાસ જાસૂસ તરીકે મદદ કરી શકે તેમ છે. મદ અને ગર્વથી છકી ગએલો મગધરાજ ધનનંદ, પોતાની અસંખ્ય અથવા વિપુલ સેના લઇને આ પહાડી રાજ્યનો ઉચ્છેદ કરવા આવે છે, એ સમાચાર પણ મને મારા એવા એકાદ બે જાસૂસોએ જ તત્કાળ પહોંચાડી દીધા છે. હવે જો કોઈ પણ પ્રકારનું વિઘ્ન નહિ આવે તો, ઉન્મત્ત થયેલા માગધી સિપાહીઓ સત્વર આ પહાડી રાજ્યપર ચઢી આવશે અને પોતાનું પરાક્રમ દાખવી બતાવશે. આ યુદ્ધથી આપણા રાજ્યમાં એક પ્રકારનો ભયંકર ખળભળાટ મચી જશે. જ્યારે મગધના સૈનિકો અભિમાનથી ફુલાઇને પહાડી રાજ્યની પ્રજાપર પોતાની તલ્વારો ચલાવશે, ત્યારે પહાડી રાજ્યની પ્રજા પોતાનું સંરક્ષણ કરવા માટે તલ્વારનો જવાબ તલ્વારથી આપ્યા વિના રહેશે નહિ. આથી એક પ્રકારનો હાહાકાર વ્યાપી જશે.”

ચાણક્યની આવી વાર્ત્તા સાંભળીને સમરકેતુ અત્યંત પ્રસન્ન થયો અને હસતા મુખથી કહેવા લાગ્યો કે;—“ જ્યારે અમે આપના જેવા મહા તેજસ્વી અને બુદ્ધિમાન પુરુષને અમારા સહાયક તરીકે મેળવી શક્યા છીએ અને જ્ઞાનવૃદ્ધ મંત્રી શકટાર તથા અસીમ શક્તિશાલી યુવરાજ ચંદ્રગુપ્ત અમને મદદ કરવા માટે તૈયાર થયા છે, ત્યારે અમારે ચિંતા કરવાની શી જરૂર છે? અમે કોઇપણ પ્રકારનો સંકોચ રાખ્યા વગર આપની પાસેથી જોઇતી મદદ માગી લઇશું. હવે અમે નિશ્ચિંત ચિત્તે અને ભયહીન હૃદયે દરેક કામોને પતાવી શકીશું. હું હવે સ્પષ્ટ સમજી શકું છું કે, જે દૈવની હું નિરંતર સેવા કરતો આવ્યો છું, જેનાપર આધાર રાખીને મારાં પ્રત્યેક કાર્યોનો આરંભ કરતો આવ્યો છું, તે દૈવેજ અત્યારે મારાપર કૃપા કરીને આપનો મેળાપ કરાવી આપ્યો છે. તેની કૃપાવિના આવો વિલક્ષણ સંયોગ પણ શીરીતે થઈ શકે ? ઇશ્વરની દયાવિના મારા જેવા હતભાગિને આપના જેવા મહા સમર્થ પુરુષનાં દર્શન પણ શીરીતે થઇ શકે ? આપના સમાન દૈવ શક્તિમાન, યોગસિદ્ધ, રાજનીતિકુળ, આદર્શ બ્રાહ્મણનું બ્રહ્મતેજ જ્યારે મને સહાય છે,

આ જ્ઞાનવૃદ્ધ મંત્રી શકટારની સુસલાહના અમે ફળ ભાગી થઇ શકયા છીએ તથા ચંદ્રગુપ્ત જેવા વીર પુરુષને અમે અમારા ડાબા હાથ સમાન માનીને અમારા સૈન્યના સેનાપતિ નીમ્યા છે તેથી અમને ભયનું કશું કારણુ જ રહેતું નથી. આર્ય ! મન્દા જેવી વીરાંગનાને હું મારી ભગિની તરીકે મેળવી શકયો છું, તથા પ્રચંડ શંકેત ધારિણી એક વીર ક્ષત્રાણીને મારી પત્ની તરીકે ગ્રહણ કરી શકયો છું. તો પછી અમારે ડરવાનું શું પ્રયોજન છે? પ્રભુ! ઇશ્વર અમારો સાચો સહાયક છે અને તેની અપૂર્વ કરુણાના યોગે જ હું અનાયાસે આપ તેજસ્વી પુરુષને મેળવી શકયો છું. ”

ચાણકયે સમરકેતુના મુખથી પોતાનાં વખાણ સાંભળી સહજ શર્માઇને કહ્યું કે;–“ ભાઈ ! આ વિશ્વમાં મનુષ્યની શકિત અતિ અલ્પ છે. કોઇ પણ કાર્ય દેવતાની સહાયતા વિના કરી શકાતું જ નથી અને એટલા માટે જ મનુષ્યની શકિત દેવતાની શક્તિથી ઉતરતી ગણાય છે. દરેક કાર્યમાં દૈવજ મનુષ્યને પ્રેરિત કરે છે. એ વિષયમાં જે કાંઇ કર્તવ્ય કરવાનું છે, તે મારે અને તમારે ઉભયને એક બે દિવસમાં શરૂ કરવું જ પડશે. જે જે સ્થળે સૈન્યને ગોઠવવાથી માગધી સેનાનો સત્વર ધ્વંસ થાય તથા પહાડી સેન્ય અને પહાડી પ્રદેશની રાજધાની સુરક્ષિત રહી જાય, તેનો બંદોબસ્ત આપણે સર્વથી પ્રથમ કરવાનો છે. હજી મારે બે ચાર ચાલાક જાસૂસોની ખાસ જરૂર છે. તે જાસૂસોની મદદથી હું મારૂં ધારેલું કામ ઘણાજ થોડા વખતમાં પારપાડી શકીશ. મેહનત કરવાથી મનુષ્ય શું નથી કરી શકતું ? ભગવાનમાં દૃઢ આસ્થા રાખી કાર્યના ફળનો આધાર તેમનાપર મૂકી કાર્ય કરવાથી દરેક માણસ પોતાનું કામ સત્વર ફળીભૂત કરી શકે છે. પ્રથમથી યત્ન કરવાથી પ્રચંડ વેગવાળી અને અનેક પદાર્થોને પોતાના પ્રબળ તરંગોમાં ખેંચી જનારી નદીના પ્રવાહને પણ અટકાવી શકાય છે અથવા અમુક એક સીમામાં બંધ કરી શકાય છે. ”

“ મેં સાંભળ્યું છે કે, આ રાજ્યની રક્ષા માટે ભગવાન મહાકાળ નિરંતર જાગ્રત રહી રક્ષા કરે છે. પહાડી રાજ્યના રક્ષકરૂપે તેઓ સદાસર્વદા વિરાજમાન છે. તેમની કરુણાના યોગે અત્યાર સુધી આ રાજ્યપર કોઇ પણ જાતની આફત આવી નથી, આ રાજ્યનું કાંઈ પણ અનિષ્ટ થયું નથી, માટે હું પણ આજની આખી રાત એ કૃપાળુ મહાકાળની ઉપાસનામાં જ ગાળવા ઇચ્છું છું. વિશુદ્ધ હૃદયથી, શાંત ચિત્તથી અને દૃઢ વિશ્વાસથી જો [illegible] ા કરીશ, તો તેઓ [illegible] મને

મારા ધારેલા કાર્યમાં સહાયતા આપ્યા વિના રહેશે નહિ. મહારાજ! એ ઉપાસના કરવામાં મને જે જે વસ્તુઓની જરૂર પડે, તે તે વસ્તુઓ તત્કાળ મળી જાય, એવો બંદોબસ્ત કરી આપો. મને જોઇતી ચીજો તરત જ મળે, તેવી આજ્ઞા આપો. દૈવ અને પુરુષ પ્રયત્નના મેળાપની અપૂર્વ શક્તિથી જો કોઈ પણ કાર્યનો આરંભ કરવામાં આવે તો, તેનું પરિણામ અથવા ફળ પણ તેવું જ ઉત્તમ આવી શકે છે. આ સર્વ શાસ્ત્ર વાક્યો છે, માટે એ વિષયમાં લેશમાત્ર પણ શંકા રાખશો નહિ. પુરુષના પ્રયત્નથી શું નથી થતું? જગતમાં જે જે મહાન કાર્યો થયાં છે અને થાય છે, તે સર્વના ઉત્પાદક પુરુષો જ હોય છે."

આ પ્રમાણે જરૂરની વાતચીત કરી લીધા પછી રાજા સમરકેતુ ચાણક્યને પોતાની સાથે બીજા એક ઓરડામાં આરામ કરવા માટે લઈ ગયો. તે ઓરડામાં તેના રહેવાનો બધો બંદોબસ્ત કરી આપ્યા પછી તેણે નમ્રતાથી કહ્યું કે;—"દેવ! મહાત્મન્! હું આપનાં ચરણોનો આશ્રિત છું. આપ જેવા પૂજ્ય પુરુષનો પામર સેવક છું. આપ જ્યારે જે કાંઇ આજ્ઞા ફર્માવશો, તે વખતે અને તેજ ક્ષણે આપની તે પવિત્ર આજ્ઞાનું પાલન કરવામાં આવશે તથા આપને જોઈતી દરેક ચીજો વગર વિલંબે મોકલી આપવામાં આવશે."

ચાણક્યે, પર્વતરાજ સમરકેતુને ઉદ્દેશીને કહ્યું;—"રાજન્! હવે હું ઉપવાસી રહેવા ઇચ્છું છું, એટલે મારી સેવા અથવા બરદાશ માટે કોઇ પણ જાતની તકલીફ વેઠવાની જરૂર જ નથી. દૈવયોગે આજે તિથિ પણ અમાસની છે. શિવ અને શક્તિની ઉપાસના કરવાનો ખરો દિવસ અમાસનો જ ગણાય છે. અમાસને દિવસે ઉપાસના કરવાથી તે બન્ને દેવતાઓને સત્વર પ્રસન્ન કરી શકાય છે. આપ મારા કહેવા મૂજબ આજે રાત્રે, પૂજાના સર્વ સામાનની તૈયારી કરાવી આપો, કારણ કે, આવી ગંભીર અને અંધારી રાત્રે તેમના ધ્યાનમાં એકાગ્ર ચિત્તે નિમગ્ન થવાથી મનુષ્ય પોતાની ધારણાને પૂર્ણ કરી શકે છે. જો બ્રાહ્મણની ગાયત્રિની કાંઈ પણ શક્તિ હશે, મંત્ર અને તંત્ર વિદ્યાનાં ફળોમાં કોઇપણ પ્રકારની અદ્દ્ભુતતા વ્યાપેલી હશે, વિશુદ્ધ હૃદયથી, ભક્તિપૂર્વક ચિત્તથી અને અનુષ્ઠાનયુક્ત પૂજાથી જો કાંઈ પણ ફળ મળી શકતું હશે, તો તેથી કાલે સવારમાં જ મને જણાય છે કે, આપ વિજયનાં ચિન્હો જોઈ શકશો. અથવા ભવિષ્યમાં થનારા ભયંકર યુદ્ધમાં આપણો વિજય થશે કે પરાજય થશે તે બાબતમાં આપનાથી બધી બીના સારી રીતે જાણી શકાશે."

ચાણક્યદેવે, પૂજા માટે જે કાંઈ સરસામાન મંગાવ્યો, તે બધો સમરકેતુએ સત્વર તેને લાવી આપ્યો. ત્યાર પછી ગંભીર રાત્રે, ચાણક્ય પૂજામાં પ્રવૃત્ત થયો. સમસ્ત પહાડી રાજ્ય જ્યારે ઘોર સુષુપ્તિમાં પડયું હતું, સમગ્ર પ્રકૃતિ જ્યારે સંપૂર્ણ રીતે સ્તબ્ધ બની ગઇ હતી, તે સમયે તે નિરંતર જાગ્રત રહેતા ભગવાન મહાકાળના નિર્જન મંદિરના સંગેમરમરવાળા ઓરડામાં, પોતાના જ્ઞાન તથા બુદ્ધિમાં મહા દક્ષ ગણાતા ચાણક્યે પ્રવેશ કર્યો અને ત્યાર પછી કેટલીકવારે તે શાંત ચિત્તે ભગવાન મહાકાળનાં ચરણોમાં ધ્યાન ધરવા લાગ્યો.

આ ગંભીર રાત્રે, શબ્દમય, અર્થમય, દૈવશક્તિમય મંત્રો ચાણક્યના ગંભીર કંઠમાંથી ઉચ્ચારિત થઇને, મંદિરની બારીઓના માર્ગદ્વારા રાત્રિની ભયંકર નિઃસ્તબ્ધતામાં વિલીન થયા. આ સમયે આખી દુનિયા ઉંઘતી હતી. સમસ્ત રાજધાની અને તેના નિવાસીઓ ગાઢ નિદ્રામાં સૂતા હતા. તે ચેતનહીન સુષુપ્તિની માયામાં મોહિત થઇને, વિશ્વના ઘણાખરા જીવો નિદ્રાદેવીની શાંતિમય ગોદમાં સૂઇ રહ્યા હતા. આવી નિઃસ્તબ્ધતા અને ભયાનક ગંભીરતામાં માત્ર ચાણક્ય અને તેના ઇષ્ટદેવતા શિવ તથા શક્તિ જાગતાં હતાં. ચાણક્ય મનમાંને મનમાં **सा[illegible] रूपं शिवोऽहं शिवोऽहं**નો મંત્ર ભણી રહ્યો હતો. કોઇ કોઈ વખતે બગાસું આવતી વેળાયે તે મોટેથી **ॐ नमः शिवाय नमः शिवाय**નો ઉચ્ચાર પણ કરતો હતો. ઇષ્ટદેવતા ભગવાન મહાદેવની સ્તુતિનો અંત આવતાં તેણે આ મંત્રનું સ્મરણ કરવા માંડયું કે;—

“ **नमामि सर्व मांगल्ये शिवे सर्वार्थ साधिके ।**
**शरण्ये त्र्यंबके गौरी नारायणी नमोस्तुते ॥** ”

આ પ્રમાણે સ્તુતિમાં ને સ્તુતિમાં ચાણક્યે આખી રાત વીતાડી. ઇશ્વરની સ્તુતિ કરી વેળાયે તેનું હૃદય તદ્દન શાંત અને ચિંતાહીન બની ગયું.

ધીમે ધીમે રાત્રિ વીતી ને સવાર થયું. અંધકારથી ઢંકાયલી, ખદ્યોતરૂપી માળાથી વિભૂષિત થયેલી અને ભયંકર ગંભીરતાથી ઘેરાયલી, પ્રકૃતિદેવી અંધકારના કાળાશવાળા આવાસનો ત્યાગ કરીને સુવર્ણથી શોભાયમાન ભાસતા ઉજળા આવાસમાં ચાલી ગઈ. શ્યામલ પ્રકૃતિએ, ઉષાદેવીનો સમાગમ થતાં નિશાના અંધકારરૂપી ગ્રાસમાંથી મુક્તિ મેળવી અરૂણનાં તેજસ્વી કિરણોથી એક પ્રકારની અપૂર્વ ઉજ્જવલતાને

ધારણ કરી લીધી. પક્ષિઓ વૃક્ષની શાખાઓમાંથી બૂમો પાડી પાડીને કહેવા લાગ્યાં કે;—" જાગો, જગતના જીવો, જાગો. હવે રાત્રિ વીતી ને સવાર થયું છે, માટે જલ્દી જાગો અને પોતપોતાને કામધંધે લાગો."

ઉષાની શરૂઆત થતાંની સાથે જ ધ્યાનમાં મગ્ન થયેલા ચાણક્યનું ચૈતન્ય પુનઃ ચાલ્યું આવ્યું. તે ભગવાન મહાકાળને પ્રણામ કરી પોતાના આસનપરથી ઉભો થયો. ત્યાર પછી તેણે મંદિરનાં દ્વાર ઉઘાડી બહાર આવી જોયું કે, આખી દુનિયા પવિત્ર ઉષાના પ્રકાશથી ઝળહળી રહી હતી અને તે દેવમંદિરનાં પગથીયાં પાસે ઉભેલી ઉજળાં વસ્ત્રથી વિભૂષિત થયેલી, અતુલનીય કાન્તિવાળી એક અપૂર્વ સુંદરી દેવતાનું ધ્યાન ધરી રહી હતી. આ સમયે તેના હાથમાં રૂપાનું એક સુંદર પાત્ર હતું અને તેમાં અબિલ, ગુલાલ તથા પુષ્પ આદિ દેવસેવાની સામગ્રી રાખવામાં આવી હતી.

તે ઉષા સમયે મન્દાકિની, નિત્યના નિયમ મૂજબ દેવસેવા માટે મંદિરમાં આવી હતી. તે સમયે ચાણક્યને પૂજામાં નિમગ્ન થયેલો જોઇ, મન્દાકિની તે પત્થરનાં પગથીયાંપર બેસી નાના પ્રકારના વિચારમાં ગુંથાઈ ગઈ હતી. તેનું મન તરેહ તરેહની ચિન્તાઓથી ઘેરાઈ ગયું હતું.

એવામાં અચાનક ચાણક્યની નજર મન્દાકિનીના મુખ તરફ પડી. એ જોઇને તેણે ઘણા જ હસતા મ્હોંએ કહ્યું કે;—" આજે મારી ઉપાસના સંપૂર્ણ રીતે સફળ થઈ શકી છે. કારણ કે, મહાકાળના મંદિરમાંથી બહાર નીકળતાંની સાથે જ સર્વથી પ્રથમ મને એક ભગવતી અને પરમપવિત્ર કુમારીનાં દર્શન થયાં છે. સાક્ષાત્ શક્તિ સ્વરૂપિણી દેવીનાં પવિત્ર મુખનું દર્શન કરવાને હું ભાગ્યશાળી થઇ શક્યો છું. આપણામાં કુમારીનાં શકુન અત્યંત શુભ અને લાભદાયક મનાય છે અને તેને અનુસરીને આજે મને પણ એક ધાર્મિક કુમારીનાં શકુન થયાં છે. આથી મારૂં કાર્ય અવશ્ય ફળીભૂત જ થશે. જે શકુન દેવતાઓને પણ દુર્લભ છે, તે શકુન મને આજે સહજમાં જ મળી શક્યાં છે, એ સર્વ મારા વિજયનાં જ લક્ષણો છે. ભગવાન મહાકાળ મને સહાય છે, તેનું એ પ્રત્યક્ષ પ્રમાણ છે. પરમાત્માની કૃપા વિના મન્દા જેવી પવિત્ર અને ધાર્મિક બાળાનાં દર્શન પ્રભાતનાં પ્રહરમાં થઇ શકે તેમ નથી. અત્યારે મારી સ્હામે તે પરમભગવદીદેવી ઉભેલી છે, એ મારા કલ્યાણનું જ મુખ્ય ચિન્હ છે. ધન્ય ! ઇશ્વર તને અનેકવાર ધન્ય છે, તેં મારી નમ્ર

પ્રાર્થના તરફ સત્વર ધ્યાન આપી મને આશાતુર બનાવ્યો છે. આ મંદાદેવીને મારી સન્મુખ લાવી મન મારા નવીન કાર્યમાં ઉત્સાહિત બનાવ્યો છે ! પરમાત્મા ! આ સર્વ તારી કૃપાનું જ પરિણામ છે.”

મન્દાકિનીએ આ વાતનો કશો જવાબ ન આપતાં માત્ર એટલું જ જણાવ્યું કે;—“ પિતાજી ! ભગવાન મહાકાળ શું આપણાપર પ્રસન્ન થયા છે ? આપણને સહાયતા આપવા માટે તે દયાળુ દેવે કોઇ પણ પ્રકારની ઉતારતા કિંવા સહાનુભૂતિ દર્શાવી છે ખરી કે ? ”

ચાણક્યે હસતા મુખથી કહ્યું કેઃ—“ બ્હેન ! ભગવાન મહાકાળ નિત્ય પ્રસન્ન રહે તેવા જ છે. તેમને અપ્રસન્ન થવાનું કશું કારણ જ નથી. સમગ્ર જગતના જેઓ પિતા છે, તેઓ પોતાનાં સંતાનોનાં શુભ કાર્યમાં કદાપિ વિઘ્ન નાખતા નથી. તેમજ અપ્રસન્ન પણ થતા નથી. ભક્ત અને ભગવાન વચ્ચેનો સંબંધ બહુ જ નિકટનો હોય છે. પોતાના ખરા ભક્તપર દયાળુ ભગવાન કદાપિ અપ્રસન્ન થતા જ નથી. કાલે મેં આખી રાત સુધી મહાકાળની ઉપાસના કરીને જે ઉપદેશ મેળવ્યો છે, તે સર્વ હું તને સમય આવ્યે કહી સંભળાવીશ. તેમ છતાં એટલું તો ચોક્કસ માની લેજે કે, દેવતા તારા તથા તારા ભાઇપર અત્યંત પ્રસન્ન છે. તેઓ તમારૂં કલ્યાણ કરવામાં જ પ્રસન્ન છે. તારા આ કુળદેવતાની સહાયતાથી તેમજ આશીર્વાદથી તારો ભાઇ વિજયલક્ષ્મીને પ્રાપ્ત કરી શકશે તથા યુદ્ધભૂમિમાં અપૂર્વ પરાક્રમ દાખવી શકશે. જો હિન્દુધર્મ, હિન્દુનાં કર્મો, હિન્દુની પવિત્ર ભક્તિ, હિન્દુની દેવસેવા, હિન્દુત્વ અને હિન્દુની ઉપાસના–પદ્ધતિ મિથ્યા ન થતી હોય તો, હું જે કહું છું, તે કદાપિ નિષ્ફળ નીવડશે નહિ. મારા મુખમાંથી નીકળેલાં વાક્યો અલ્પ સમયમાં જ ખરાં પડશે. માતા ! મારા પોતાનામાં તો કોઇ પણ પ્રકારની શક્તિ જ નથી. તેમ છતાં ભક્તિપૂર્વક હું શિવ અને શક્તિને બોલાવવાની ચેષ્ટા કરૂં છું. જો કે તે વિષયમાં મારો પોતાનો જોઇએ તેટલો વિશ્વાસ નથી, છતાં હું એટલું તો અવશ્ય કહી શકું છું કે, નિરાશ્રયના, પોતાના ખાસ ભક્તના આશ્રયદાતા ભગવાન મહાકાળ તેમને કદાપિ હતાશ અને દુઃખી થવા દેતા નથી. ભક્તની મનોકામના પૂર્ણ કરવી એજ ભગવાનનો મુખ્ય ઉદ્દેશ છે. તેઓ પોતાની ઇચ્છા થતાંની સાથે જ અસંભવિતને સંભવિત કરી શકે છે. પૃથ્વીનો પ્રલય કરવાની, સમુદ્રને રેલાવી દેવાની, આકાશને તોડી પાડવાની તથા ભયંકર વજ્રપાત કરવાની શક્તિ જે ઇશ્વરમાં વ્યાપેલી છે, તે ઇશ્વર જ પોતાના આશ્રિતોને મરણના મુખ-

માંથી, કરાળ કાળના સપાટામાંથી તથા અનેક પ્રકારના ભયંકર રોગોમાંથી મુક્ત કરીને અપૂર્વ આનંદ આપી શકે છે. જે અતિ કઠોર કાર્ય કરી શકે છે, તે ઈશ્વર અત્યંત કરૂણામાં કરૂણ કાર્ય કરવાની પણ શક્તિ ધરાવી શકે છે.”

“બાહુબળની અધિકતાપર યુદ્ધના જય કિંવા પરાજયનો આધાર રાખી શકાતો નથી. માતા, તું એટલું ચોક્કસ જાણજે કે, આ યુદ્ધમાં તમારો જ વિજય થવાનો છે. મેં ગઈ રાત્રે ધ્યાનાવસ્થામાં ભગવાન મહાકાળની દૈવી આજ્ઞા સાંભળી છે, કે આ યુદ્ધમાં આપણો પરાજય કદાપિ થવાનો જ નથી. મગધરાજ ધનનંદનું સૈન્ય ગમે તેટલું બળવાન હશે, તો પણ તેનાથી તમને કશી હાનિ થઇ શકવાની નથી. હું ખાત્રી-પૂર્વક કહું છું કે, આ યુદ્ધમાં જયલક્ષ્મી અવશ્ય તારા ભાઇને જ આલિંગન આપશે.”

તે ઉગતા અરૂણનાં ઉજળાં કિરણોથી પ્રકાશિત થયેલી ઉષ સમયે, ચાણક્યના મુખમાંથી આવી મધુર વાતો સાંભળીને મન્દાકિની અત્યંત પ્રસન્ન થઇ અને તેના ચિત્તમાં એક પ્રકારની શાન્તિનો ઉદ્‌ભાવ થઈ આવ્યો. તેનું હૃદય જાણે નવીન ઉત્સાહથી નૃત્ય કરવા લાગ્યું. ત્યાર પછી મન્દાકિનીએ કહ્યું કે;–“ મહારાજ ! હું આપની સાથે રાજધાની સુધી આવી શકીશ ખરી કે ?”

ચાણક્ય હસતે મ્હોઢે બોલ્યો:–“ ના, બ્હેન ! તમે તમારૂં કામ કરો, મારી સાથે આવવાની કાંઇ જરૂર નથી. જ્યારે જરૂર પડશે ત્યારે કોઇ પણ જાતનો સંકોચ રાખ્યા વિના હું પોતેજ તમને બોલાવીશ.”

ચાણક્ય, મન્દાકિનીને તે સ્થળે એકલી મૂકી રાજધાની તરફ રવાના થયો. કેટલેક દૂર ગયા પછી માર્ગમાં અચાનક રાજા સમરકેતુ અને રાજમંત્રી શકટાર તેની સાથે ભેટી ગયા.

રાજા તથા મંત્રીએ ચાણક્યનાં ચરણોમાં પડી વંદન કર્યું, આ જોઈ ચાણક્યે અત્યંત પ્રસન્ન થઇ તેમને આશીર્વાદ આપી કહ્યું કે;–“ મહારાજ ! વિજય-લક્ષ્મી આપનાં તાબામાં આવો અને આપની ફતેહનાં નગારાં ચારે દિશામાં ગડગડાવો, એવો મારો આશીર્વાદ છે. શત્રુપક્ષને હંફાવવાની તથા ખેદાનમેદાન કરવાની બળવાન શક્તિ ઈશ્વર આપને પ્રદાન કરો અને આપ તે શક્તિના યોગે સત્વર સમર વિજયી સમ્રાટની પદવી પ્રાપ્ત કરી આપની કીર્ત્તિના સુવાસને ફેલાવો.”

આ સાંભળી સમરકેતુએ અચકાતા સ્વરથી કહ્યું કે;–“ મહાત્મન્ !

આપનો આશીર્વાદ ફળીભૂત થાઓ. કાલે આખી રાત સુધી આપ દેવસેવામાં ગુંથાઇ ગયા હતા. તેવીજ રીતે અમે પણ ગંભીર મધ્યરાત્રિ સુધી જાગી સલાહ કરી એક દૃઢ નિશ્ચયપર આવી ચૂકયા છીએ. અમારે અમારાં આ નાના રાજ્યની શી રીતે રક્ષા કરવી જોઇએ, રાજ્યમાં થતા અનર્થને કેવી રીતે અટકાવવો જોઇએ. શત્રુના સૈનિકોને હાર આપવા માટે શા શા ઉપાયો યોજવા જોઇએ, સૈન્યની વ્યુહ રચના કેવા પ્રકારની કરવી જોઇએ, આ સર્વ વિષયોનો વિચાર કરી અમે યુદ્ધ કરવાના નિર્ણયપર જ આવી ગયા છીએ. પરંતુ મનુષ્યનાં કર્મો દૈવાધીન છે. મનુષ્ય માત્ર એક પ્રકારની ધારણા ધારી શકે છે, પરંતુ તેનું સારૂં કિંવા બુરૂં પરિણામ આપવું તેતો ઇશ્વર આધીન વાત છે. આપ એક દેવસિદ્ધ અને મહાપુરુષ છો, બ્રહ્મતેજવાળા મહર્ષિ છો એટલે આપનાથી ઇચ્છિત કાર્ય કરી શકાય તેમ છે. પરંતુ મારા જેવા સ્વાર્થી, અન્યાયી અને ઇશ્વિરના નિયમોનું ઉલ્લંઘન કરનારા પામર જનોથી તેમાનું કશું પણ થઈ શકે તેમ નથી. પ્રભુ ! પરમાત્માની પ્રાર્થના કરવાથી આપને શું રહસ્ય સમજાયું ? ભવિષ્યના ગર્ભમાં છુપાયલી બાબતોમાં આપનાથી શું જાણી શકાયું વારૂ ? આ સઘળી વાતો સાંભળવા માટે મારૂં મન અત્યંત ચંચળ થઈ ગયું છે.”

ચાણક્યે આનંદથી ખીલી ઊઠેલા મુખથી જવાબ આપ્યો કે;– “ વત્સ ! દેવની ઉપાસનાના પરિણામે મને જે કાંઇ જોવામાં આવ્યું છે, તે તારા પક્ષમાં લાભદાયક છે, તને લેશ પણ હાનિ થવાની નથી. ભવાની દેવીની એવી ઇચ્છા છે કે, આ યુદ્ધમાં તારોજ વિજય કરાવવો અને તારી કીર્તિને અક્ષયા બનાવવી. મેં મારા મંત્રેલા બન્ને અર્ધ્યને હર અને પાર્વતીનાં ચરણોમાં ચડાવતી વેળાયે જોયું હતું કે, તે અર્ધ્ય સ્થાન ભ્રષ્ટ થયા સિવાય એમના એમ સ્થિર જ રહ્યા હતા.

ચાણક્યના મુખમાંથી નીકળેલી આવી અભયવાણી સાંભળીને શકટાર તથા સમરકેતુ અત્યંત પ્રસન્ન થયા. રાજા સમરકેતુએ વિચાર્યું કે;—“ ચાણક્યના જેવા નિષ્ઠાવાન અને તેજસ્વી બ્રાહ્મણનાં વચનો કદાપિ નિષ્ફળ નીવડેજ નહિ ! જો હિમાલય પોતાની જગાએથી ખસીને દૂર જતો હોય તોજ તેનાં વચનો મિથ્યા થાય તેમ છે, તે વિના કદાપિ ચાણક્યનાં વચનો ફરે તેમ નથી. ” પરંતુ મગધરાજ ધનનંદની વિપુલ સેનાબળની વાર્તાએ તેના મનમાં ઘણીજ સજ્જડ છાપ બેસાડી દીધી હતી. એથી એવિષયમાં તે વધારે કાંઈ પણ બોલ્યો નહિ.

ચાણક્યે એક તીખી નજર કરી સમરકેતુના મનોભાવને સારી રીતે જાણી લીધો. ત્યાર પછી તેણે તેને એક પ્રકારના મૃદુ તેમજ તિરસ્કારવાળા સ્વરથી કહ્યું કે;–" મહારાજ ! મનુષ્યની શક્તિના આપ આટલા બધા અતિવિશ્વાસુ કેમ બની ગયા છો ? એક સાધારણ અને શક્તિહીન મનુષ્ય તમને શું કરી શકે તેમ છે ? દૈવી શક્તિ કેવી પ્રબલ છે, તેનો તો આપ વિચાર પણ કરતા નથી, અરે તે જાણવાની મહેનત પણ ઊઠાવતા નથી ! અત્યારે જે ટંટો પેદા થવા પામ્યો છે, તેમાં તે દૈવની ઇચ્છા વિના કોઇથી એક તણખલું પણ તોડી શકાય તેમ નથી. મગધરાજની તુલનામાં આપ અતિ તુચ્છ છો, એખરૂં, પરંતુ તે ગર્વ ભંજન મધુસૂદનની એવી ઇચ્છા થઇ છે કે, ક્ષુદ્રની દ્વારા મહાનના ગર્વના ચૂરેચૂરા કરી નાખવા તથા તેવા ગર્વિષ્ટ પુરુષનો આ પૃથ્વી પરથી નાશ કરવો. આપ ધાર્મિક છો ! ધર્મ તથા કર્મને પૂજનારા પુણ્યશાલી પુરુષ છો. દૈવ અને દ્વિજોમાં આપની અત્યંત આસ્થા છે. આ સર્વ કારણોથી દૈવ આપનેજ સહાયભૂત થશે. સાધુજનોના રક્ષણ માટે તથા પાપીઓના પ્રલય માટે, ધર્મની રક્ષા માટે તેમજ અધર્મનું ઉન્મૂલન કરવા માટેજ સાક્ષાત્ વિષ્ણુ પરમાત્માએ આ પૃથ્વી પર જન્મ ધારણ કર્યો હતો, એ બધી વાતોને આપ સંભારી જૂઓ. હું અહંકાર કરવા ઇચ્છતો નથી, સાર વગરનો અહંકાર કરવાની તેમજ મારી વડાઇ બતાવાની મને ટેમજ નથી. હું ગર્વને ધિક્કારનારો છું. કારણકે ગર્વ કરનારા મનુષ્યની પડતી દશા તરતજ આવી લાગે છે. ગર્વિષ્ટ મનુષ્ય વિશ્વવિજયી થઇ શકતો નથી, જનસમાજમાં કીર્ત્તિ પણ મેળવી શકતો નથી. આથી હું ગર્વને અભિમાન કે ધણાની દૃષ્ટિથી જોઉં છું. ગર્વ કરી મારી ખ્યાતિ વધારવાની મારી બિલકુલ ઇચ્છા જ નથી. પરંતુ જો આ બ્રાહ્મણ જાતિને ભગવાનની અતિક્ષીણ શક્તિનો એક સાધારણ અંશ માન્યો હોય, જો કદાપિ ગાયત્રિ દેવીની ઉપાસના કરી હોય, વેદના અનુષ્ઠાન પ્રમાણે બ્રાહ્મણની દૈવી શક્તિનું કાંઇ પણ મૂલ્ય અંકાતું હોય, તો તેથી આપ જાણી શકશો મહારાજ કે, વિજય લક્ષ્મી આપનેજ આશ્રય આપશે. જો શાસ્ત્રમાં વર્ણવ્યા મૂજબ બ્રાહ્મણની શક્તિ જીવતી હશે તો આપને જણાશે કે, ધનનંદનો કેવો સખ્ત પરાજય થાય છે, તેના લશ્કરની કેવી સખ્ત બરબાદી થાય છે ! આપના હાથથીજ તે ગર્વિષ્ટ કિંવા અહંકારી ધનનંદના ગર્વના ચૂરેચૂરા થશે તથા તેના અમાત્ય, અમલદારો અને લશ્કરની ભારે ખુવારી થશે."

અગ્નિના પ્રભાવે જેવી રીતે કઠોર ઠંડી દૂર થાય છે, સૂર્યના પ્રભાવે જેવી રીતે ભયંકર અંધકારનો રાશિ નાશ પામે છે, અરૂણ દેવતાનાં કિરણોનો વિકાસ થતાંની સાથેજ જેવી રીતે રાત્રિનો પડદો પૃથ્વીના પડપરથી સરી જાય છે, તેવીજ રીતે ચાણકયનાં આશાજનક વાકયોથી રાજા સમરકેતુનો મલિન ભાવ દૂર થયો જે પ્રથમ પોતાના યુદ્ધ વિષયક બળની ક્ષીણતા ધારીને, અત્યંત નિરૂત્સાહિત થઈ ગયો હતો, તે અત્યારે ચાણકયની ઉત્તેજના યુકત વાર્તા સાંભળીને અતિ ઉત્સાહી બની ગયો. તેના હૃદયમાં આનંદ અને ઉત્સાહના તરંગો વેગ પૂર્વક ઉછાળા મારવા લાગ્યા. તેનું નિરાશ મન પુનઃ આશાતુર બની ગયું.

ચાણક્યને પોતાની સાથે લઇ તે રાજ મહાલય તરફ પાછો ફર્યો. ચાણકય ત્યાં ગયા પછી સ્નાનાદિ ક્રિયામાંથી મુક્ત થઇને એક અલાયદા ઓરડામાં ઇશ્વિરની પ્રાર્થના કરવા માટે બેસી ગયો. પ્રથમ પ્રહર વીતતાંની સાથેજ તેની પૂજા પણ પૂરી થવા આવી. ત્યાર પછી ભોજનાદિ ક્રિયામાંથો નિવૃત થઇ તે એક સુંદર આસનપર આરામ લેવા માટે સૂઈ ગયો.

પરંતુ આ આરામ લેતી વેળાયે તે એકલો નહોતો. આ સમયે તેની બાજૂમાં મગધદેશનો માજી મંત્રી અથવા રાજા સમરકેતુનો નવીન અમાત્ય શકટાર પણ બેઠો હતો:

અચાનક શકટારને ઉદ્દેશીને ચાણક્યે કહ્યું કે;–" મંત્રિન્ ! મને અત્યારે મારી રચલી તે કૌટિલ્યસૂત્રની પોથીનું સ્મરણ થઇ આવ્યું છે, પરંતુ તે અત્યારે ક્યાંથી મળી શકે ? મને લાગે છે કે, હવે તે મળવી મુશ્કેલ છે. મારા તે મહામૂલ્ય ગ્રંથને મારા હાથમાંથી ગુમાવેલો જોઇને મને અત્યંત ખેદ થાય છે. અથાગ પરિશ્રમથી રચેલા તે નીતિના ગ્રંથને ગુમ થયેલો જોઈ મારૂં હૃદય ચીરાઈ જાયછે. તમારી પાસે મેં તે ગ્રંથનું એકવાર વાંચન કર્યું હતું, તેથી તમને પણ તેનું સ્મરણ તો હોવું જ જોઇએ ! મારી આખી જીંદગીની મેહનતે એ ગ્રંથ લખાયો હતો, તેની આવી દશા થએલી જોઇને મને પુષ્કળ પશ્ચાતાપ થાય છે. મંત્રી શકટાર ! કૃપા કરીને તમે મને તે ગ્રંથ કોઇપણ રીતે મેળવી આપશો ખરા કે ? જો મારૂં આટલું કામ કરી આપશો તો હું તમારો મોટો ઉપકાર માનીશ. તથા તમારા તે ઉપકારનો બદલો પણ બનતી રીતે વાળી આપીશ. "

શકટારે ધીમા સાદથી જવાબ આપ્યો કે;–" પ્રભુ ! તે વિષયમાં ચિંતા કરવાનું કાંઇ કારણ નથી. હું તે કૌટિલ્ય સૂત્રની કથાને ઘણીજ

સારી રીતે જાણું છું. આપનો તે ગ્રંથ તો મારી પાસે નથી. પરંતુ તે મૂળ ગ્રંથની એક હસ્ત લિખિત નકલ મારી પોતાની પાસેજ છે, એટલે આપને તે ઘણીજ સહેલાઇથી મળી શકશે. આજકાલ તે સર્વોત્તમ અને નીતિપરાયણ ગ્રંથનો હું હમેશાં પાઠ કરૂં છું. તે ગ્રંથના એક અધ્યાયનો પાઠ કર્યા પછીજ ભોજન લેવાનો મારો નિયમ છે. તે ગ્રંથ વાંચ્યાવિના હું કદાપિ અન્ન આરોગતો નથી. આજ્ઞા થશે કે, તરતજ આપનો આ દાસાનુદાસ **શકટાર** આપના તે અતિ અમૂલ્ય ગ્રંથને આપનાં ચરણોમાં રજૂ કરશે. માટે તે વિષયની ચિંતા છોડી અત્યારના કર્ત્તવ્ય સંબંધી બીજી કોઇપણ વાર્તા ચલાવો. અત્યારે આપના વિના અમારો બીજો કોઇ સાચો સહાયક નથી, માટે અમને સહાયતા આપો. ”

**શકટાર**ની આવી વાતો સાંભળી ચાણક્ય બોલ્યો:—“ મંત્રીજી ! તમારી આ વાર્તાથી હું બહુજ ખુશી થયો છું. મારી પોથીની હયાતીના સમાચાર સાંભળી મને અત્યંત આનંદ થયો છે. ઇશ્વરે મારી મેહનતને બરબાદ ન થવા દેતાં સારી સ્થિતિમાં સાચવી રાખી છે, એ જાણી મારા હૃદયની તમામ પીડાઓ શાંત થવા પામી છે. પરંતુ તે ગ્રંથમાં વ્યૂહ રચનાનો જે એક અધ્યાય લખવામાં આવ્યો છે, તે અધ્યાયનું તમે સારી રીતે અધ્યયન કર્યું છે? બારીકીથી તેમાં લખેલા સિદ્ધાંતોનું અવલોકન કરવાનો પરિશ્રમ ઉઠાવ્યો છે ખરો કે ? ”

**શકટારે** ઉત્તર આપ્યું:—“ જી, હા. તે અધ્યાયમાંના થોડાં ઘણાં સૂત્રોનું મેં અધ્યયન કર્યું છે, પરંતુ જોઇએ તેવું સારૂં અધ્યયન મારાથી કરી શકાયું નથી. હું તે અધ્યાયનું બરાબર અધ્યયન કરી શક્યો નથી. ”

**ચાણક્યે** આતુરતાથી પૂછ્યું:—“ કેમ ! તમે તે અધ્યાયનું પૂરૂં અધ્યયન શામાટે નથી કર્યું ? એવા ઉત્તમ સિદ્ધાંતોને તમે શા કારણથી લક્ષમાં લીધા નથી ? તમને તે અધ્યાય અરૂચિકરતો નથી થઇ પડ્યો ને ? જો તેમજ હોય તો, તેમાંનો કયો ભાગ તમને અઠીક લાગે છે, તે જલ્દી જણાવો. ”

**શકટારે** ચાણક્યના પ્રશ્નના જવાબમાં જણાવ્યું કે;—“ મહારાજ એમાંના દરેક સૂત્રો એવાં તો ઉત્તમ છે કે, સાધારણ જનોથી સહજમાં તે પ્રમાણે વર્તી શકાય તેમ નથી. તે ઉપરાંત કેટલાંક સૂત્રો અત્યંત કઠિન છે મારાથી તે સમજી શકાયાં નથી, એથીજ હું બરાબર રીતે તેનું અધ્યયન કરી શક્યો નથી. તેમાંના ઘણાંખરાં સૂત્રોના અર્થ મારાથી સમજી શકાયા નથી અને તેથી હું નિરાશ થઈ ગયો છું. આ-

પનો ગ્રંથ અતિ ઉત્તમ છે. તેમાં બતાવેલી બધી બાબતો દરેક માણસે ધ્યાનમાં રાખવા યોગ્ય છે. ભવિષ્યમાં તે ગ્રંથ ભારતવર્ષની તથા અન્યાન્ય સુધરેલા પ્રદેશોની પ્રજામાં એક આદર્શ ગ્રંથ ગણાશે. કોઈપણ મનુષ્ય તે ગ્રથમાં જણાવ્યા મૂજબ વર્તશે તો દેવત્વને પ્રાપ્ત કરી શકશે. સાંસારિક તેમજ પારલૌકિક કલ્યાણની તૃપ્તિ કરવા માટે આપનો તે "ચાણક્ય નીતિસૂત્ર" નો ગ્રંથ પ્રજાને ઘણોજ ઉપયોગી થઇ પડે તેમ છે. ભાગ્યશાળી મનુષ્યનેજ તેવા દેવદુર્લભ ગ્રંથનું અધ્યયન કરવાનો અવકાશ મળી શકે છે. હતભાગી મનુષ્યને તેવા અમૂલ્ય ગ્રંથો વાંચવાની કલ્પના પણ થતી નથી. મારા પૂર્વજન્મના પુણ્યયોગે હું આપના તે અનુપમ ગ્રંથનું અધ્યયન કરવાને ભાગ્યવાન થઈ શક્યો છું. મારાથી ન સમજી શકાય તેવાં સૂત્રો સમજવા માટે ઈશ્વરે અત્યારે આમ અચાનક આપની મુલાકાત કરાવી આપી છે, એ પણ મારાં સારાં નસીબનીજ વાત છે. આપના આગમનથી મારી આકાંક્ષા પૂર્ણ થશે. અત્યારે દૈવયોગે આપનો મેળાપ થવાથી મારી નિરાશા દૂર થઇ છે."

ચાણક્ય પોતાની પ્રશંસા થતી સાંભળી સહજ સંકુચિત થયો અને ત્યાર પછી ધીમા સ્વરથી બોલ્યો કે;—"શકટાર, આટલી બધી પ્રશંસા કરવાનું કાંઈ કારણ નથી. મનુષ્ય જગતમાં જન્મીને કાર્ય કરી શકે છે. પછી તે કાર્યનું પરિણામ સારૂં કિંવા નઠારૂં મળવું તે ઇશ્વરાધીન છે. મેં મારૂં કર્તવ્ય ધારીને તે ગ્રંથ લખ્યો છે, હવે તે સારો છે કે નઠારો છે, તેની તુલના કરવાનું કામ મારૂં નથી, પ્રજાજનોનું તેમજ વિદ્વાનોનું છે. પણ હવે એ વિષયને છોડી આપણે આપણી મૂળ વાત પર આવીએ. વારૂ તમને તે વિષયમાં ક્યાં ક્યાં સૂત્રો સમજી શકાતાં નથી ? તમને જે જે સૂત્રો ન સમજાતાં હોય તે મને જણાવો અને તે સાથે મારા ગ્રંથની નકલ પણ લાવી આપો, એટલે હું તમને તમામ સૂત્રો સરળતાથી સમજાવી આપીશ. આ સૂત્રોનું ધ્યાનપૂર્વક અધ્યયન કરશો તો ભવિષ્યમાં થનારા યુદ્ધમાં તમે અવશ્ય ફતેહમંદ થશોજ. યુદ્ધનો આધાર વ્યુહરચના, સમયસૂચકતા અને ચાલાક સેનાપતિની દક્ષતાપરજ રહેલો છે. માટે તે વિષયમાં બધી બાબતો જાણી લેવી ખાસ જરૂરની છે. મેં આ ગ્રંથમાં યુદ્ધની, નીતિની, ધર્મની અને કર્મની તમામ બાબતોનો સમાવેશ કર્યો છે, માટે તમે બરાબર રીતે તેનું અધ્યયન કરી તે પ્રમાણે વર્તશો તો ભવિષ્યમાં તમારી નામના થશે અને દુનિયામાં તમારી આબરૂ પણ સારા પ્રમાણમાં ફેલાઇ જશે."

**શકટાર** આ સાંભળી કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના, ત્યાંથી ઉઠીને ચાલ્યો ગયો. તેનું રહેવાનું ઠેકાણું રાજા સમરકેતુના રાજમહેલની નજીકમાં જ હતું અને ત્યાંથી **ચાણક્ય**નું નિવાસ સ્થાન પણ બહુ જ પાસે હતું. કેટલીક મિનિટ પછી હાથનું લખેલું એક પુસ્તક લઇને રાજમંત્રી **શકટાર** **ચાણક્ય** પાસે આવી લાગ્યો અને ત્યાર પછી **ચાણક્ય**ના ચરણો આગળ તે પુસ્તક મૂકી તે સભ્યતાપૂર્વક એક નાના આસન પર બેસી ગયો. આ જોઇ **ચાણક્યે** **શકટાર**ને સંબોધીને કહ્યું કે;—"**શકટાર**, આ પુસ્તકમાંનાં જે જે સૂત્રો અથવા વિભાગો તમારાથી ન સમજી શકાતા હોય, તે મને વાંચી સંભળાવો, એટલે હું તમને તેના અર્થ સમજાવી આપું."

**શકટારે**, **ચાણક્ય**નું રચેલું તે પુસ્તક પોતાના હાથમાં લઇને તેમાંનાં જે જે ભાગો તથા સૂત્રો ન સમજાય તેવાં હતાં, તે **ચાણક્ય** કને વાંચી સંભળાવ્યાં. ચાણક્યે તેનાં યથાર્થ ઉત્તરો ઘણી જ સુંદર અને ઓજસ્વિની ભાષામાં કહી સંભળાવ્યાં. તે કૂટવાળા અને ખટપટના સૂત્રોને **ચાણક્ય** પાસેથી બરાબર સ્પષ્ટ વ્યાખ્યામાં સાંભળી લેવાથી શકટાર અત્યંત આનંદિત થયો.

ત્યાર પછી **ચાણક્ય** બોલ્યો કે;—"હવે બીજા ભાગોનું વિશેષ સ્પષ્ટિકરણ કરવાની કિંવા લાંબુ લાંબું વિવેચન કરવાની કશી જરૂર નથી. કારણ કે, તેમાં આપેલાં સૂત્રો અત્યંત સરળ અને સહજમાં સમજી શકાય તેવાં છે. અત્યારે આપણને યુદ્ધવિષયક બીના જાણવાની ખાસ જરૂર છે અને એટલા માટે જ હું આ ગ્રંથમાં વર્ણવેલા વ્યૂહ રચનાવાળા અધ્યાયનું અવલોકન કરવા ઇચ્છું છું. તે અધ્યાય જરા અઘરો છે, તેથી સહજમાં સમજી શકાય તેવો નથી. તેની કઠિનતાને લીધે જ તમે તેને સારી રીતે સમજી શક્યા નથી. પરંતુ ફિકર નહિ. હું હમણાં જ તમને તે સૂત્રો સરળતાથી સમજાવું છું. અત્યારે આપણે થોડોક અવકાશ લઈ તે પ્રકરણને જરા બારીકીથી વાંચવું જોઇશે."

**શકટારે** બરાબર લક્ષપૂર્વક તે અધ્યાયને બેત્રણવાર વાંચી જોયો અને તેમાં રહેલા રહસ્યને મગજમાં ઉતારી લીધું. પરંતુ તેમાં દર્શાવેલા કાર્યને અમલમાં શી રીતે મૂકી બતાવવું એ વિષયમાં તેનાથી કાંઇપણ દૃઢ નિશ્ચય કરી શકાયો નહિ. તેને મધ્ય સમુદ્રમાં ડૂબતી વેળાયે નૌકા મળી આવી, પરંતુ તે નૌકાને ચાલાકીથી ચલાવી શકે તેવો કોઇ કુશળ નાવિક મળી શક્યો નહિ.

કેટલીકવાર સુધી કાંઇક વિચાર કર્યા પછી શકટાર બોલ્યો કે;– "મહાત્મન્! હું આ પહાડી રાજ્યનો એક નવીન નિવાસી છું. હજી હમણાં થોડા દહાડા થયા જ અહીં આવ્યો છું. આની પાસેની જગાઓનો હું જોઇએ તેટલો જાણીતો નથી. તેમજ મારૂં શરીર બીમારીથી નબળું થઇ ગયું છે એટલે મારાથી બહાર પણ નીકળી શકાતું નથી. તેમ છતાં જો આપની ઇચ્છા એ જગાઓની તપાસ કરવાની જ હશે તો તે ઇચ્છા પણ સહજમાં પૂરી થઇ શકશે. રાજા સમરકેતુ અને રાજકુમાર ચંદ્રગુપ્ત ત્યાંના ખાસ જાણીતા અને અભ્યાસી છે, તેથી તેઓ આપની ઇચ્છા હશે ત્યાં લઈ જશે તથા તમામ જગાઓની તપાસ કરી તમને બતાવી આપશો."

આ સાંભળી ચાણક્યે કહ્યું કે;—"શકટાર, તમે હવે જરાવાર આરામ લ્યો. મને મારા કામમાં ગુંથાવા દ્યો. અત્યારે મારે માથે એક મોટું કામ આવી પડયું છે અને તે મારે બહુ જ ટુંકી મુદ્દતમાં પૂરૂં કરી નાંખવાનું છે. હવે મારે શા શા ઉપાયો યોજવા, સમરકેતુનો વિજય થાય તેની શી વ્યવસ્થા કરવી, એ બાબતમાં બરાબર વિચાર કરવાનો અવસર આપો. સાંઝે હું, તમે અને ચંદ્રગુપ્ત સમરકેતુની સાથે આ વિષયમાં બધી સલાહ કરી લઇશું."

શકટાર આ વિષયના વિચાર કરતો કરતો, તે જગાએથી ચાલ્યો ગયો. ચાણક્યને સૂવા માટે એક મોટું સુકોમળ કાળા વર્ણના મૃગનું ચર્મ આપવામાં આવ્યું હતું. તે આસનપર ચાણક્ય સૂઇ ગયો અને નાના પ્રકારની ચિન્તાઓ કરવા લાગ્યો.

આ સમયે એક વીજળીના રંગ જેવી સોળ વર્ષની સુંદરીએ, બહુ જ ધીમા અવાજે તે ઓરડામાં પ્રવેશ કર્યો. તે ઓરડામાં મોરનાં પિછાનો બનાવેલો એક અતિ સુંદર વિંજણો તૈયાર હતો. તે વિંજણાને પોતાના હાથમાં લઈ તે રૂપવતી લલના, ચાણક્યની બાજૂમાં બેસી ગઈ અને ત્યાર પછી ધીમે ધીમે વાયુ ઢોળવા લાગી. આવી અપૂર્વ સેવા તથા વાયુની મધુર શીતળતાના યોગે ચાણક્યના નયનમાં નિદ્રાનો આવિર્ભાવ થવા લાગ્યો અને કેટલીકવાર પછી તે એક પ્રકારની ઘોર નિદ્રામાં નિમગ્ન થઇ ગયો.

એ ઓરડામાં અચાનક આવનાર રમણી અન્ય કોઈ નહિ, પરંતુ આપણી પૂર્વે પરિચિતા પવિત્ર અને ધાર્મિકા રાજકુમારી મન્દાકિની જ હતી. મન્દાકિની દેવ અને દ્વિજને બહુ જ વ્હાલી હતી, તેમના પર

અત્યંત ભક્તિ તથા શ્રદ્ધા રાખતી હતી. તે જાણતી હતી કે, "ચાણક્યે આખી રાત જાગીને પ્રભુની પ્રાર્થના કરી છે, એટલે તેને ઊંઘવાનો બિલ્કુલ અવસર મળી શક્યો નથી. ભોજન ક્રિયાથી નિવૃત્ત થઈ તે અત્યારે થાકીને નિદ્રાવશ થયો છે, તેથી તેનો થાક ઉતારવાની ખાસ જરૂર છે. તેના જેવા નિષ્ઠાવાન્ બ્રાહ્મણની સેવામાં મહા પુણ્ય સમાયલું છે." આ પ્રમાણે વિચાર કરીને મન્દાકિનીએ ચાણક્યની સેવા માટે કોઇ પણ અનુચરને ન મોકલતાં પોતે જ તેની સેવાનો ભાર ઉપાડી લીધો. અત્યારે તે પોતાની ઇચ્છાથીજ ચાણક્યની સેવા માટે આવી હતી.

---

# પ્રકરણ ૨ જું

## ભયંકર સલાહ!

"આજે દિવસે સૂતી વેળાએ માતા! મેં એક અદ્ભુત સ્વપ્ન જોયું છે!"

"શું સ્વપ્ન જોયું છે વારૂ?"

"જાણે–જગત્ જનની ભવાની દેવી હાથમાં વિંજણો લઇ, પોતાના થાકેલા આ દીન સંતાનને શાન્તિ આપવા માટે તેની પાસે બેસીને વાયુ ઢોળી રહી હતી. તે મૃદુ વાયુના સંચાલનથી મને જાણે એક પ્રકારની અત્યંત શીતળ અને સુખમય આશા ઉદ્ભવી હતી તથા મારા દુઃખી હૃદયને અપૂર્વ આશ્વાસન પણ મળ્યું હતું! હું તેની મોહમયી શક્તિના પ્રભાવે ઘોર નિદ્રામાં પડી ગયો હતો અને મારા મનની સકળ જ્વાળાઓ તદ્દન શાંત થઈ ગઈ હતી."

"ત્યાર પછી શો બનાવ બન્યો હતો?"

"ત્યાર પછી તે દયાળુ દેવી માતાએ જાણે મને પોતાને જ ઉદ્દેશીને કેટલાંક વચનો કહી સંભળાવ્યાં હતાં. ખરેખર તે વચનો ઘણાંજ મધુર અને આશાહીન હૃદયને ઉત્સાહી બનાવે તેવાં હતાં."

"વારૂ, એવાં તે શાં મધુર વચનો હતાં કે આપ તેની આટલી બધી તારીફ કરી રહ્યા છો?"

"માતા, તે વિશ્વંભરા મનોહરા મૂર્ત્તિએ મને કહ્યું હતું કે;— બેટા! તું જાણે છે કે, જે મનુષ્ય બ્રાહ્મણનું અપમાન કરે છે, તેના પર

હું ઘણી જ નારાજ થાઉં છું. સ્વર્ગમાં અથવા તો સાક્ષાત્ વિષ્ણુ ભગવાનના રાજ્યમાં દેવતા અને દ્વિજની પદવી સમાન ગણાય છે. દ્વિજનાં ચરણોની રજ પણ દેવદુર્લભ મનાય છે. બ્રાહ્મણ એ મારી બળવતી શક્તિનો એક મુખ્ય અંશ છે. હું બ્રાહ્મણોને મારૂં પોતાનું સ્વરૂપ માનું છું. તે ગર્વિષ્ટ અથવા અભિમાની નંદરાજાએ બ્રાહ્મણની શક્તિ અને મર્યાદાને જાણ્યા વિના, બહુ જ તિરસ્કાર પૂર્વક તારૂં અપમાન કર્યું છે! કોઈ પણ પ્રકારનો અપરાધ ન હોવા છતાં અનેક મનુષ્યોથી ભરાયલી રાજસભામાં તને વિનાકારણ લાંચ્છિત બનાવ્યો છે. ગરીબમાં ગરીબ મનુષ્ય પણ પોતાના અતિથિનું આવું અપમાન કરતો નથી. આવો તિરસ્કાર તથા લજ્જાયુક્ત વ્યવહાર આચરતો નથી, તે કાર્ય ઉન્મત્ત અને આવચારી ધનનંદે પ્રત્યક્ષ કરી બતાવ્યું છે, એ બીના પણ મારા જાણવામાં આવી ચૂકી છે! ભાઈ! તું મારો પરમ ભક્ત છે, મારો આશ્રિત છે તથા દ્વિજમાં દૃઢ રાખનાર આદર્શ પુરુષ છે, એટલે તારા અપમાનનો બદલો હું પોતે જ વાળીશ. રાજા ધનનંદને હું પોતે જ તેના કુકર્મનું કુંડું ફળ ચખાડી આપીશ. તું ગૃહત્યાગી, સંસારત્યાગી, કુટુંબત્યાગી સંન્યાસી છે, પરહિત કરવું એજ તારા જીવનનું મુખ્ય સૂત્ર છે, એટલા માટે હું પોતે જ ક્રૂર અને બુદ્ધિહીન ધનનંદના ગર્વના ચૂરેચૂરા કરી નાંખીશ. ધરાના વક્ષપરથી તે પાપ પ્રતિમાનો પ્રલય કરીશ. તથા તેનાં નામનિશાનને જડમૂળથી નાબૂદ કરીશ. તું સત્યનો પક્ષપાતી છે, ન્યાયનો આશ્રયદાતા છે તથા ધર્મનો બંધુ છે, એથી હું તારાપર બહુ જ ખુશી થઇ છું. અત્યાર સુધી તેં જેવી રીતે ધર્મને નિભાવી રાખ્યો છે, તેવી જ રીતે ભવિષ્યમાં પણ નિભાવી રાખજે. હું તારી મનોવાંચ્છના પૂર્ણ કરી તને અત્યંત સુખી કરીશ."

"ખરેખર સ્વપ્ન તો અતિ અદ્‌ભુત જ છે! ભગવતી ભવાનીના ચરણોમાં નિત્ય આપણે અસંખ્ય અપરાધ કરીએ છીએ, તેમ છતાં તે પોતાના આશ્રિત તેમજ અનાશ્રિત જનોનું કલ્યાણ જ કરતી રહે છે. તે કરુણામયી જગતજનની દેવીની કરૂણા અપાર છે! તેની કરૂણાના સાગરનું જળ કદાપિ ખૂટતું જ નથી. પોતાના હૃદયભંડારમાં ભરેલી અનંત કરૂણાનો વ્યય કરવામાં તે પુણ્યમયી દેવી લેશમાત્ર પણ સંકોચ કરતી નથી. ઉતારતા એજ તેનો મુખ્ય ગુણ છે. પણ શું આજે પણ આપ ભગવાન મહાકાળના મંદિરમાં જઈ કાલની પેઠે આખી રાત જાગરણ કરી ભગવાનની ઉપાસના કરવા જવાનો વિચાર કરો છો?"

"આવો સવાલ શા માટે પૂછે છે? જ્યાં સુધી કાર્યની સિદ્ધિ ન થાય, દેવની ઉપાસના પૂરી ન થાય, પ્રભુના મંત્રનો જાપ પૂરો ન થાય, ત્યાં સુધી ત્યાં ગયા વિના કાંઇ ચાલી શકે ખરૂં કે વારૂ? જે પરમાત્માએ આ કાયા ઉત્પન્ન કરી છે, મનુષ્યદેહ આપી તે સાથે અખૂટ જ્ઞાન આપ્યું છે, તેનું સ્મરણ કરવામાં આળસ કરાય ખરૂં કે? મારી ઇચ્છા હજી તૃપ્ત થઇ નથી, તેથી ઇશ્વરની આરાધના કર્યા વિના મને શાંતિ વળે તેમ નથી. હું મહાકાળદેવના મંદિરમાં અવશ્ય જવાનોજ છું, પરંતુ હજી થોડીક વાર છે. મારો સમય થશે એટલે મારી મેળે ચાલ્યો જઇશ. ગમે તે ઉપાયે આજે પણ ઉજાગરો કર્યા વિના ચાલે તેમ નથી."

"પરંતુ ત્યાં જતાં પહેલાં મારી એક માગણીનો સ્વીકાર કરશો કે?"

"તારી શી માગણી છે? જે હોય તે જલ્દી જણાવી દે."

"હું તમારી સાથે એક વિષયમાં ખાસ સલાહ કરવા માગું છું."

"કયા વિષયમાં મારી સલાહ લેવા માગે છે વારૂ?"

"એક અતિ ગહન અને ભેદભરેલા વિષયમાં?"

"એવો તે કયો વિષય છે કે, તું આટલીબધી ઉતાવળી બની ગઇ છે? શું રાજા સમરકેતુપર આવનારી આફતના સંબંધમાં તું મારી સલાહ લેવા ઇચ્છે છે વારૂ?"

"જી–હા, તેજ વિષયમાં. પણ આપ મારા હૃદયની તે વાર્ત્તાને શી રીતે જાણી શક્યા?"

"કેવળ અનુમાનથી જ. પણ હું પણ તારી જ સલાહ લેવા ધારતો હતો. ઠીક થયું અત્યારે તું તારી કુશાગ્રબુદ્ધિના યોગે મને યોગ્ય સલાહ આપી શકીશ."

"પ્રભુ! હું જ્ઞાન અને બુદ્ધિહીન સાધારણ અબળા છું, તેથી આપને શી સલાહ આપી શકું? આપના જેવા મહા તેજસ્વી અને વિદ્વાન પંડિતને સલાહ આપવાની શકિત મારામાં શી રીતે હોઇ શકે વારૂ મહાત્મન્? આ વિશ્વમાં એક સાધારણ અબળા બુદ્ધિમાન પંડિતને સલાહ આપી શકે ખરી કે? આપ નીતિશાસ્ત્રના રચનાર છો, સંસારનાં સુખ દુઃખોનો અનેક આઘાતો સહન કરી ચૂક્યા છો. યુદ્ધ વિષયક જ્ઞાનમાં પણ આપની બુદ્ધિ અનુપમ કાર્ય કરે છે. વિદ્યાના વિષયમાં પણ આપની પ્રતિસ્પર્ધા કરી શકે તેવો કોઇ પણ વિદ્વાન આ ભારતમાં

અત્યારે અસ્તિત્વ ધરાવતો નથી. માટે મારી સલાહ તો આપની આગળ છેક તુચ્છ જ ગણાય."

"આવી કલ્પના કરવામાં તારી ભારી ભૂલ થાય છે. કારણ કે, તમે ગર્ભમાં વિશ્વવિજયી તથા સમ્રાટ શૂરા વીર પુરુષોને આશ્રય આપો છો. બાલ્યાવસ્થામાં વીર બાળકોને નવીન પ્રકારનું સુશિક્ષણ આપીને આદર્શ નરરત્ન બનાવી શકો છો! ભગિનીરૂપે મધુરી મોહક માયાનો ઉછળતો પ્રવાહ વ્હેવડાવી શકો છો. પત્નીરૂપે સ્નેહ, માયા અને મમતા દર્શાવી, સ્વામીના સુખ માટે પોતાના સકળ સુખોનો એકદમ ત્યાગ કરી શકો છો, તો પછી મારા જેવા એક આધીન સંતાનને સુ-સલાહ નહિ આપી શકે? વનિતાઓ નૈસર્ગિક રીતેજ પંડિતાઓ હોય છે.! તેમની ચંચળતાનું પ્રમાણ પુરુષોના કરતાં હમેશાં વધારે હોય છે. ગૃહોપયોગી કાર્ય શિખવા માટે સ્ત્રીઓને પાઠશાળામાં અધ્યયન કરવા જવું પડતું નથી. સ્ત્રીઓ સ્વાભાવિક રીતેજ કુશળ અને ચપળ હોય છે. તેમની કલ્પનાઓ કેટલીક વખત પુરુષોથી પણ અધિક ઉત્તમ નિવડે છે. માટે કોઇ પણ પ્રકારનો સંકોચ રાખ્યા વગર તું મને તારી સલાહ આપ. તારી સલાહ વિના મારૂં ધારેલું કાર્ય ફળીભૂત થઇ શકે તેમ નથી, એ કારણથીજ હું તને આટલો બધો આગ્રહ કરી રહ્યો છું?"

મંદાકિની, ચાણક્યના આવા મધુર તિરસ્કાર તેમજ અનુપમ પ્રશંસાથી સહજ શર્માઇ ગઇ. તેના નૈસર્ગિક લાલ ગાલો વિશેષ લાલ બની ગયા. તેના મુખપર લજ્જાની છાયા છવાઇ ગઈ.

ચાણક્ય, મન્દાકિનીના મનોભાવને સારી રીતે જાણી ગયો. તેથી તે પ્રસંગને તરતજ કોઇ પણ ઉપાયે દાબી દેવાના ઉદ્દેશથી તે બોલ્યો કે;—"માતા તું તો સાક્ષાત્ વનદેવી છે! આ મલયપૂરની ચારે બાજૂએ મોટા મોટા પહાડો વિંટાયલા છે. ગગનભેદક પર્વતો રાજા સમરકેતુના રાજ્યની રક્ષા કરવા માટે જાણે ઉગ્ર સ્વરૂપ ધારણ કરી ઉભા હોયની! તેવું દૃસ્ય દર્શાવી રહ્યા છે. આ પ્રદેશની ગાઢ ઝાડીઓ તથા જંગલો મલયપૂરની પ્રજાને શત્રુના સપાટામાંથી બચાવવા માટે તત્પર થઇ રહ્યાં છે! વનમાં ઉગેલી અનેક પ્રકારની વનસ્પતિઓ ઘાયલ થયેલા વીરનરોને આરામ આપવા માટે નિર્ભયતાથી હવામાં આમતેમ ડોલી રહી છે! ઉછાળા મારતી અથવા નૃત્ય કરતી કલકલ નાદિની સરિતાઓ શીતળ જલનું પાન કરાવીને સૈનિકોને પ્રોત્સાહન આપવાનો પરિશ્રમ કરી રહી છે! ખરેખર! મન્દા! તું તથા તારો બંધુ અતિ

ભાગ્યશાળી છો. જે રાજ્યપર સાક્ષાત્ પ્રકૃતિદેવી પ્રસન્ન થઇ રક્ષા માટે તત્પર થઈ રહી છે, તેનું અનિષ્ટ કોનાથી થઈ શકે તેમ છે! જે પ્રજાના રક્ષણુ માટે સાક્ષાત્ ગિરિરાજ પણુ ઉન્મત્ત બનીને શત્રુના પક્ષને હંફાવવા માટે ઉન્નત મસ્તકથી ઉભા રહ્યા છે, તે પ્રજાપર આ વિશ્વનું કયું મનુષ્ય અત્યાચાર ગુજારી શકે તેમ છે? જે મહાલયની રક્ષા માટે પ્રચંડ કાયાવાળા દુર્ગો ભયંકર રાક્ષસનું સ્વરૂપ ધારણુ કરી સ્થિરતાથી શત્રુપક્ષ સામે ટક્કર ઝીલી શકે છે, તે મહાલયની ગગન-ચુંબિત ઉજ્જવલ વૈજ્યંતીને કોણુ ઉડતી અટકાવી શકે તેમ છે? જે અંતઃપુરની સહીસલામતી માટે વિવિધ પ્રકારનાં ભોંયરાઓ આતુરતાથી વાટ જોતાં ઉભાં છે, તે અંતઃપુરપર કોનાથી આઘાત કરી શકાય તેમ છે? અહીંની બધી જગાઓથી તું સારી રીતે જાતીણી છે, માટે કહે જોઇએ કે, તે પર્વતોમાં સર્વથી સંકટવાળો અને ભયાનક પર્વત કયો છે વારૂ? અહીંના તમામ પર્વતોમાં વિકટ માર્ગવાળો કયો પર્વત છે, એ જાણુ-વાની મને ખાસ જરૂર છે, અને એટલા માટેજ હું તને આ પ્રશ્ન પૂછું છું. માટે કહે જોઇએ કે, મેં કહ્યો તેવો કોઈ પણ પર્વત આ પ્રદેશમાં છે ખરો કે, અને તે ક્યાં આવેલો છે?"

આ સાંભળી મન્દાકિનીએ ઉત્સુકતાથી પૂછ્યું કે;—"મહાત્મન્! આપના કહેવાનો આશય મારાથી બિલ્કુલ સમજી શકાતો નથી. આપ તેવા પર્વતની ખબર શામાટે પૂછો છો?"

ચાણક્યે ઉત્તર આપ્યું;—"મન્દા! કૌશલ્ય તેમજ કપટજાળમાં ફસાવી શત્રુના સૈન્યની બરબાદી કરવાનો મારો ખાસ ઇરાદો છે. મગધરાજ ધનનંદના સૈન્યની તુલનામાં આપણું સૈન્ય ઘણુંજ થોડું છે. કપટ તેમજ કુશળતા વિના તે વિશાળ સૈન્યનો વિનાશ કરવો એ કેવળ આકાશકુસુમ સમાન છે. આપણાથી તેમ કરી શકાય તેમ નથી. પરંતુ તેમાં શી કુશળતા રચવાની છે, એ વાર્તા માત્ર આપણે બન્નેએ જ હૃદયમાં રાખી મૂકવી પડશે. જ્યાં સૂધી ખરો અણીનો પ્રસંગ ન આવે ત્યાં સૂધી એ કુશળતાનો ઉપયોગ કરવાની મારી ઇચ્છા નથી. પોતાના મનોભાવને કેટલીકવાર ખાસ છુપાવી રાખવા પડે છે અને તે કળા પણુ રાજનીતિના એક મુખ્ય અંગ સમાન ગણાય છે. આ પહાડી પર્વતોની દરેક ગુફાઓ તથા સપાટ પ્રદેશો તારાથી સારી રીતે જાણીતા છે. તું વનવિહારિણી દેવી પાર્વતીની પેઠે, સર્વ સ્થળે નિર્ભય-તાથી વિચરણુ કર્યા કરે છે. તારી શક્તિ ચામૂંડાદેવીના સમાન બળવાન

અને તેજસ્વી છે. પણ હવે એ બધી વાતોમાં વખત ગાળવાની કશી અગત્ય નથી. અત્યારે આપણા શીરપર જે કામ આવી પડયું છે, તેને જલ્દીપાર પાડવાની આપણી પ્રથફૂર છે. માટે કહે જોઇએ કે, તુ મને તે પહાડી ગુફાઓ, કન્દારાઓ તથા પર્વતપરની સપાટ ભૂમિવાળા પ્રદેશો બતાવી શકીશ ખરી કે?"

મન્દા કાંઇક વિચાર કર્યા પછી ધીમા સ્વરથી બોલી કે;–" હા પ્રભુ ! ઘણીજ ખુશીથી બતાવી આપીશ. આપની આજ્ઞાનું પાલન કરવા માટે હું હમેશાં તૈયાર છું. પરંતુ પરમાત્માએ એક પ્રકારની સ્વભાવસિદ્ધ કૌતુહલવૃત્તિ નારીઓને આપેલી છે અને તેને અનુસરીને મારૂં મન પણ કૌતુહલવશ બની ગયું છે. હું આપને એક પ્રશ્ન પૂછવા ઇચ્છું છું, તેનું યોગ્ય ઉત્તર આપવાની આપ કૃપા કરશો ખરા કે ? મને આશા છે કે, આપ મારી પાસે આપના મનના ખરા ઉદ્દેશને છુપાવ્યા સિવાય બધી હકીકત સ્પષ્ટ જણાવી આપશો અને મારા આકાંક્ષી ચિત્તને શાંત પણ બનાવી શકશો."

ચાણકયે કહ્યું કે;–" જ્યારે તારી સાથે મળીનેજ મારે મારાં તમામ કામો કરવાનાં છે, ત્યારે પછી તારી આગળ મારા મનોભાવને છૂપાવવાનું કશું કારણુ રહેતું જ નથી. મારા મનનો મુખ્ય ઉદ્દેશ કોઇ પણ જાતની કપટ બાજી રચીને શત્રુના સૈન્યને તેમાં ફસાવી દેવું તથા તેનાપર આ-ઘાતોનો મારો ચલાવવો. આમ ક રવાથી કાયર અને યુદ્ધભીરુ માગધી સેના વિના વિલંબે સત્વર પ્રયાણ કરી જશે તથા આપણા સૈન્યને તરત જ વિજય મળી શકશે. કપટકળાથી શત્રુનો વિનાશ સત્વર થઈ શકશે. મેં તને માતા કહીને બોલાવી છે, તેમજ આ પહેલાં પણ તને જણાવી દીધું છે કે, જે કાર્ય કરવાથી તારા મુખની ઉજ્જવલતામાં વધારો થશે, તે કાર્યજ હું કરીશ. મારી રચેલી કપટ બાજીને કોઈ પણ એકદમ જાણી શકશે નહિ અને થોડા વખતમાંજ મગધરાજનો તથા તેના સૈન્યનો નાશ થઈ જશે. આ યુદ્ધમાં જે કાંઈ યશ અને ગૌરવ આદિ મળશે તે સર્વેની ભાગિની તું પોતેજ થઈશ. તારા અપૂર્વ પરાક્રમથી સમસ્ત પહાડી રાજ્ય ગૌરવાંકિત બની જશે તથા તારા પવિત્ર નામનું સર્વે સ્થળે જયોચ્ચારણ થશે. આખી દુનિયામાં તું એક વીરનારી તરીકે પૂજાશે. તેં જે હજારો પહાડી સૈનિકોને તૈયાર કર્યા છે, તેની કીર્ત્તિ ચારે બાજૂએ છવાઇ જશે તથા રાજા સમરકેતુની વિજયવૈજયંતી આખા ભારતવર્ષમાં ઉડવા માંડશે. બ્હેન ! હવે તને મારા મનની વાત સમજી શકાય છે ખરી કે નહિ વારૂ ?"

મન્દાકિની હસતા મુખથી અને ઉત્સાહિત સ્વરથી બોલી કે;—"આપે મને માતાનું સંબોધન આપીને બોલાવી છે, તેથી હું પોતે કૃતાર્થ થઈ છું. આપવા જેવા સુપુત્રની પ્રાપ્તિ પૂર્વજન્મનાં પુણ્ય હોય તોજ થઈ શકે છે. આપના જેવા સુપંડિત સંતાન કયા ભાગ્યશાળીને પણ મળી શકે તેમ છે? આપે અમારા પરિવારપર કૃપા કરી જે પ્રકારની અપૂર્વ ઉદારતા દર્શાવી છે, તે ખરેખર અતિ પ્રશંસનીય જ છે. ભગવાને અમારા જેવા નિરાશ્રિત મનુષ્યોના સહાયક તરીકે આપને જ મોકલી આપ્યા હોય તેમ જણાય છે. મહાત્મન્! ચાલો, હવે હું આપને સ્હામેના આ પહાડોની કન્દરાઓ તથા ગુહાઓ જોવા માટે લઇ ચાલું છું. ત્યાં ગયા પછી પણ મલયપૂરનગરને ઘણીજ સરલતાથી જોઇ શકાશે."

આ પ્રમાણે વાતચીત કરી રહ્યા પછી ચાણક્ય અને મન્દાકિની ઉભય તે મહાલયમાંથી બહાર નીકળી પડયાં. તેઓ જે માર્ગે જતાં તે માર્ગ પહાડી પત્થર તથા કાંકરાવાળો હતો. તે ઊંચાણ વાળા માર્ગપરથી, તેઓ ધીમે ધીમે પર્વતપર ચઢવા લાગ્યાં. સપાટભૂમિમાં ગયા પછી તે ખરા બપોરે પર્વતની આસપાસના તમામ સ્થાનોનું નિરક્ષણ કરી, સાંકડા અને ખાડાખડીયા વાળા માર્ગનું બરાબર અવલોકન કરી ચાણક્યે ઉત્સાહિત સ્વરથી કહ્યું કે;—"ભગવતી મન્દાકિની! આ સાંકડા માર્ગમાં ઉભા રહીને તારા હજાર પહાડી સૈનિકો જે કાર્ય બજાવશે, તે કાર્ય લાખો વીર યોદ્ધાઓથી પણ થઈ શકશે નહિ, તું તારી પહાડી સેનાની સહાયતાથી આ સ્થળે મહાન વિજય મેળવી શકીશ. મારી આ વાતપર તું જરા પણ અણવિશ્વાસ લાવીશ નહિ. તું એક દિવસ જોઇ શકીશ કે, તારા કેળવેલા સૈનિકો આ સ્થળે કેવું પરાક્રમ કરી બતાવે છે! શત્રુના સૈન્યને ખેદાનમેદાન કરવા માટે, તેમના શરીરમાંથી લોહીની નદીઓ વ્હેવડાવવા માટે તથા તેમના પ્રત્યેના વૈરનો બદલો વાળવા માટે આ સ્થાન ઘણુંજ સગવડ વાળું છે. અહીં આવ્યા પછી માગધી સિપાહીઓનું કશું જોર ચાલી શકવાનું નથી. કારણ કે, આ પહાડી માર્ગની રચના એવી આડી અવળી તથા ગુંચવાડા ભરેલી છે કે, દુશ્મનને તેની કલ્પના પણ આવી શકે તેમ નહિ. આ ઉંડાણ વાળા માર્ગમાં તારા સૈનિકો છુપાઇ રહેશે, તો મગધરાજને તેની ખબર પણ પડવા પામશે નહિ. જેવા તેના સૈનિકો આપણી રાજધાની તરફ હલ્લો કરશે કે, તરતજ આ માર્ગમાં છુપાયલા સિપાહીઓ તેમનાપર

તીરનો મારો ચલાવશે અને તેથી તેમને સહજમાં જ કંટાળીને ચાલ્યા જવું પડશે. જેવા તે લોકો કંટાળીને યુદ્ધ ભૂમિમાંથી પલાયન કરશે કે તરતજ રાજા સમરકેતુના સૈનિકો તેની પૂંઠ પકડીને પોતાના બંદિવાન બનાવશે. તું ખૂબ યાદ રાખજે કે, આ પત્થર વાળી જગા માગધી સૈનિકોના લોહીથી રંગાઈ જશે અને તમને વિજયના ગૌરવનું અમૂલ્ય દાન આપશે."

ત્યાર પછી બીજી એક કન્દરામાં થઇને પુનઃ રાજમહાલય તરફ તેમણે પ્રયાણ કર્યું. તે કન્દરામાં તેઓ શા કારણથી ગયાં હતાં. તેનો ભેદ કોઇનાથી પણ જાણી શકાયો નહિ. છેવટે મન્દાકિની, ચાણક્યનાં ચરણોની રજ લઇને પોતાના મહાલયમાં ચાલી ગઈ.

ચાણક્યે મહાલયમાં આવ્યા પછી જોયું કે, રાજમંત્રી શકટાર આતુરતાથી તેની વાટ જોતો પોતાના ઓરડામાં બેઠો હતો. અચાનક ચાણક્ય દેવ ક્યાં ચાલ્યા ગયા, તે સંબંધી કશી બીના ન જાણવાથી તે મંત્રી એકવાર મહાકાળના મંદિરમાં તેની તપાસ કરવા ગયો, પરંતુ ત્યાં પણ તેનો પત્તો મળ્યો નહિ.

શકટાર જે સમયે ચાણક્યના પાછા આવવાની આશાની વાટ જોઇ જોઇને છેક નિરાશ થઇ ગયો તથા ત્યાંથી ચાલ્યા જવાનો વિચારો કરવા લાગ્યો, તે સમયે જ ચાણક્યે તે ઓરડામાં પ્રવેશ કરી શકટારને ઉદ્દેશીને પૂછ્યું કે;—"મંત્રી શકટાર, તમે અહીં કેટલીકવાર થયાં આવ્યા છો વારૂ ?"

શકટારે ઉત્તર આપ્યું કે;—"મહાત્મન્ ! ઘણીવાર થયાં હું આ ઓરડામાં આપની વાટ જોતો બેઠો છું. હજી હમણાં જ અહીંથી ચાલ્યા જવાનો વિચાર કરતો હતો, પણ એવામાં આપ આવી પહોંચ્યા એટલે હવે કાંઈ હરકત જેવું નથી. આજે આપને બહારથી આવતાં બહુજ વિલંબ થઇ ગયો છે."

ચાણક્યે અન્ય એક પ્રસંગ ઉપસ્તિ કરીને પૂછ્યું કે;—"આજે કાંઈ નવીન સમાચાર આવ્યા છે ખરા કે ?"

શકટારે ઉત્તર આપ્યું કે;—"આવો વિલક્ષણ પ્રશ્ન કેમ પૂછો છો ? આવા કટાકટીના સમયમાં નવા સમાચાર આવે એમાં આપને નવાઇ લાગે છે ? મારા મોકલેલા બન્ને જાસૂસો પાછા આવી પહોંચ્યા છે. તેઓ જે સમાચાર લાવ્યા છે તે અત્યંત ભયંકર છે."

ચાણક્યે પૂછ્યું:–"તેઓ શા સમાચાર લાવ્યા છે ?"

શકટારે જવાબમાં જણાવ્યું કે; —" ગુરુદેવ ! માગધી સેના બે ભાગમાં વ્હેંચાઈ ગઇ છે. એક દળના સેનાપતિ તરીકે સરદાર વિક્રમસિંહને નીમવામાં આવ્યો છે અને બીજા દળના સેના નાયકનું પદ મગધેશ્વર ધનનંદ મહારાજે પોતે સ્વીકાર્યું છે. મને લાગે છે, એ બન્ને સૈન્યો બે ચાર દિવસમાં જ આપણા રાજ્યપર ચઢાઈ કરશે, આપણા રાજાની આ મનોહર રાજધાનીને ચારે બાજૂથી ઘેરી લેશે તથા પ્રજાજનોપર ભયંકર અત્યાચાર આરંભશે. હું તો બે ચાર દિવસનું અનુમાન કરૂં છું, પરંતુ તે લોકો કદાચ તે પહેલાં પણ ઓચિંતો છાપો મારી દે. તો તેમાં કાંઈ અજાયબી જેવું નથી. પ્રભુ ! હજી આપણે કોઇપણ પ્રકારની તૈયારી કરી નથી, સૈન્યને નિયમસર ગોઠવ્યું નથી, રાજમહાલયની, રાજ અન્તઃપુરની રક્ષામાટે કશી ગોઠવણ કરી નથી, તેથી, આપણી રક્ષા શીરીતે થઇ શકશે ? એક પ્રબળસિંહ નાના જેવા હરિણપર ઓચિંતો છાપો મારશે તો પછી તે હરિણ તેના પંજામાંથી શીરીતે છટકી શકશે ? દેવ ! હવે અમને જલ્દી કોઇ સરળ ઉપાય બતાવો કે, જેના યોગે અમે અમારી રક્ષા કરી શકીએ તથા શત્રુને હંફાવવાના કાર્યમાં કુશળતા મેળવી શકીએ. અત્યારે આપના સિવાય અમારો બીજા કોઇપણ સહાયક નથી. માટે આપ આપની અમૂલ્ય સલાહ આપી અમને મરણના મુખમાંથી બચાવો. જે ઉપાય યોજવાથી રાજ્ય તથા પ્રજાનું કલ્યાણ થાય અને શત્રુનો પક્ષ ધુળમાં મળી જાય, તેવો સરળ ઉપાય સત્વર બતાવો."

ચાણક્ય આ વાર્ત્તા સાંભળીને સહજ ચમકી ગયો. તેનું ચિત્ત ચંચળ થઇ ઊઠયું. તે મુખ મંડળે ચિંતાનો ભાવ ધારણ કરી લીધો. તે મલિન મુખથી બોલ્યો કે;—" આ વાત મહારાજ સમરકેતુ તથા રાજકુમાર ચંદ્રગુપ્તના જાણુવામાં આવી છે ખરી કે ?"

શકટારે જવાબ આપ્યો કે;—" તેમણે મારી પાસેથી જ સહુથી પ્રથમ આ સમાચાર સાંભળી લીધા છે. અને તેમણે પોતાના પહાડી સૈન્યને યુદ્ધ માટે એકદમ તૈયાર થવાની આજ્ઞા આપી દીધી છે માગધી સેનાને કોઇપણ ઉપાયે પર્વતપાસે આવવા દેવી નહિ, એવો નિશ્ચય પણ થઇ ગયો છે."

ચાણક્ય બોલ્યો કે;—" આ વિષયમાં એક પ્રકારની થોડીક મીમાંસા અત્યારે અને આક્ષણે જ થઇ જવી અગત્યની છે. કારણ કે, સમય થોડો રહ્યો છે અને કામ ઘણાં કરવાનાં છે. અત્યારે તો રાત

નાની અને વેશ ઝાઝા એવો પ્રસંગ આવી લાગ્યો છે, માટે જેમ બને તેમ જલ્દી દરેક કામો પતાવી દેવાની તથા બધી તૈયારીઓ કરી લેવાની ખાસ જરૂર છે. ચાલો હવે આપણે ચંદ્રગુપ્ત તથા સમરકેતુ પાસે જઇને આ વિષયમાં એક પ્રકારનો દૃઢ નિશ્ચય કરી નાંખીએ."

શકટારે કહ્યું;-" હા-ઘણીજ ખુશીથી ચાલો. અત્યારનો મામલો ઘણો જ ભયંકર અને ભેદભરેલો છે, માટે આપ કહો છો તેમ કરવાની જ મને પણ ખાસ અગત્ય જણાય છે. આપની સલાહ મૂજબ વર્ત્તવાથી અમારૂં જરૂર કલ્યાણ જ થશે. નીતિશાસ્ત્ર પ્રણેતા મુનિવરોના વાકયમાં વિશ્વાસ રાખવાથી તથા તે વાકયોનું અનુકરણ કરવાથી સાધારણ મનુષ્ય પણ વિશ્વવિજયી થઇ શકે છે, એ વિષયમાંથી બચાવવા માટે જે જે મેહનતો ઊઠાવી છે અને હજી પણ ઊઠાવી રહ્યા છો, તે ખરેખર ઘણી જ વખાણવાલાયક છે. આપની સલાહ સોળે સોળ આના સત્ય છે. ચાલો હવે આપણે વ્યર્થ વિલંબ કર્યા વિના રાજા સમરકેતુ અને ચંદ્રગુપ્ત પાસે જઇએ, તથા ભવિષ્યમાં આવનારી આફતમાંથી છૂટ મેળવવાનો અથવા તો બચાવ કરવાનો કોઇપણું સરળ ઉપાય શોધી કાઢીએ."

આ પ્રમાણે વાતચીત કર્યા પછી ચાણક્ય તથા રાજમંત્રી શકટારે મલયપૂરના મહારાજા સમરકેતુના ઓરડામાં પ્રવેશ કર્યો. આ સમયે તેમણે જોયું કે, તે સ્થળે સમરકેતુ તથા ચંદ્રગુપ્ત ચિંતામગ્ન અવસ્થામાં બેસી, સ્હામે એક નકશો ઉઘાડો રાખી કોઈ એક કૂટ વિષયનો શાંત ચિત્તે વિચાર કરી રહ્યા હતા. તેમના બન્નેના મુખપર એક પ્રકારની ઉદાસીનતા છવાઈ ગઇ હતી.

ચાણક્યને અચાનક પોતાના ઓરડામાં આવેલા જોઇ, તેઓ બન્ને પોતપોતાના આસન પરથી ઉભા થયા અને ત્યાર પછી તેનાં ચરણોમાં વંદન કરી દૂર ઉભા રહ્યા. રાજમંત્રી શકટાર પણ તે સમયે તેમની બન્નેની છેક નજીકમાં જઇને ઉભો રહ્યો.

પોતાના યોગ્ય આસનપર બેઠા પછી ચાણક્ય બોલ્યો કે:-"મહારાજ ! આપે આપની સેનાના સંબંધમાં શી વ્યવસ્થા કરી છે, તે મને જણાવી શકશો કે ? શકટાર પાસેથી આ પહેલાં મગધસેનાના આગમનની બધી બીના જાણી લીધી છે. પરંતુ હવે તમારી વ્યવસ્થા જાણવાની મને બહુજ જિજ્ઞાસા થઈ આવી છે. તમે તમારા સૈન્યની વ્યૂહરચના કેવા પ્રકારની કરવા ધારો છો વારૂ ?"

સમરકેતુએ ઝાંખા તેમજ કરમાયલા મુખથી જવાબ આપ્યો કે;–"પ્રભુ! હજી એ વિષયમાં અમે લોકો કાંઈ પણ દૃઢ નિશ્ચય કરી શક્યા નથી. તો પણ સ્વાધીનતાદેવીની રક્ષા માટે હું મારૂં જીવન આપવાને તૈયાર છું. મારી પ્રજાના રક્ષણ માટે મારૂં લોહી રેડી બતાવવાને તત્પર છું. અમે બન્ને જણાએ સૈન્ય સાચવવાનું માથે લીધું છે. અત્યારે અમારી પાસે પચીસ હજાર કેળવાયલા પહાડી સિપાહીઓ તૈયાર છે અને તેઓ બધા લડાઈમાં પોતાની ગર્દન કપાવવા માટે તૈયાર થઈ ઉભા છે. તેમનો બધાનો વિચાર કેસરીયાં કરી દુશ્મનના લશ્કરપર ટૂટી પડવાનો છે. યુદ્ધના સમાચાર સાંભળીને તે વીરોનાં હૃદય ધબકી રહ્યાં છે. તેમની આંખો આગળ મોહમયી માયાનું મધુરૂં સ્વપ્ન તરી રહ્યું છે. યુદ્ધનું સંગીત સાંભળવા માટે તેઓ અત્યંત આતુર બની ગયા છે. કાલે પ્રભાતના પ્રહરમાં આપ જોઈ શકશો કે, પહાડી સૈનિકો યુદ્ધને માટે કેવા ઉન્મત્ત બની ગયા છે! કાલે સહવારમાં જ પર્વતના સપાટ પ્રદેશોમાં લશ્કરની છાવણી તથા રાવટીઓ નાંખી દેવાનો અમે સહુએ નિશ્ચય કર્યો છે. મહાત્મન્! આ વિષયમાં આપની શી સલાહ છે વારૂ?"

આ સાંભળી ચાણક્યે કાંઇક વિચાર કરી કહ્યું કે;–"ત્યારે શું તમે માગધી સેના તમારા રાજ્યપર આવી એકદમ આક્રમણ ન કરે તો તેની સામે બાથ ન ભીડતાં શાંત બેસી રહેવાનો જ નિશ્ચય કર્યો છે? તેમની સ્હામે સ્હામી છાતીએ લડવાના વિચારને છેક જ માંડી વાળ્યો છે?"

સમરકેતુએ જવાબ આપ્યો:–"મોટે ભાગે તો તેવોજ નિશ્ચય કર્યો છે."

ચાણક્ય આથી જરા ગરમ થઇ બોલ્યો:—"ના–આવો નિશ્ચય કરવામાં તમે ભારી થાપ ખાધી છે. જો તમે આ બ્રાહ્મણની સલાહ માનતા હો તો, તેમ ન કરતાં, મારા કહેવા પ્રમાણે, માગધી સેના આપની સેનાપર આક્રમણ કરે તે પહેલાં જ તેનાપર ધસી જાઓ. સવાર થતાં પહેલાં જ વનના અંતરાલમાં નાના પ્રકારની વ્યુહરચના કરી તમેજ તેનાપર એકદમ છાપો મારો. આમ કરવાથી તે દૂરથી થાકી આવેલા સૈનિકો કંટાળીને એકદમ પાછા હટવા માંડશે તથા આપણને તેનાપર માર મારવાનો સારો મોકો મળી આવશે. અચાનક પોતાના સૈન્યપર આવું આક્રમણ થયેલું જોઇને રાજાધનનંદના પણ છક્કા છૂટી જશે અને

તે કાયરતાથી પાછો હઠશે. ચંદ્રગુપ્ત અને તમે મળીને બન્ને બાજૂએથી એકદમ ઓચિંતો છાપો મારશો એટલે તેમને પોતાની રક્ષા કરવાની ફુરસદ પણ મળી શકશે નહિ. આમ કરવાથી આપણું સૈન્ય અત્યંત ઉત્સાહી બની જશે અને પોતાની ફતેહનો રંગ જામેલો જોઇને બમણું બળથી લડવા લાગશે. માગધી સૈન્ય પોતાની આવી દુર્દશાજોઈ, તથા આપણા દ્વારા હેરાન થયેલા જોઈ અવશ્ય પાટલિપુત્ર તરફ ન્હાસી જશે અને પછી પોતાના લશ્કરને વધારે દૃઢ બનાવવાની ચેષ્ટા કરશે. એ દરમ્યાન આપણા સૈન્યને કેળવવાનો સારો વખત પણ મળી શકશે.

સમરકેતુ અને ચંદ્રગુપ્તે પરસ્પર દૃષ્ટિમિલન કર્યું. ત્યાર પછી ચંદ્રગુપ્ત બોલ્યો કે;–" અત્યારે આપ કહો છો તેમ કરવાથી જ અમારૂં કલ્યાણ થઈ શકે તેમ છે. અમે કેવળ અમારા બાહુબળપર વિશ્વાસ રાખીને જ યુદ્ધ કરવા માટે તૈયાર થયા હતા. પરંતુ કૌશલ્ય તેમજ કપટ એ પણ યુદ્ધ વિદ્યાનાં મુખ્ય અંગો છે, એ પ્રથમથી જાણી શક્યા નહોતા. હવે મને સારી રીતે સમજાયું છે કે, કોઈ પણ યુદ્ધમાં માત્ર સૈન્ય તથા બાહુનું બળજ ખપમાં આવી શકતું નથી. તેની સાથે કપટતા તથા દગાબાજીની પણ ખાસ જરૂર પડે છે. કુરુક્ષેત્રના મહાન યુદ્ધમાં પણ પાંડવોએ તે કપટવિદ્યાનો આશ્રય લઈ, યુધિષ્ઠિર જેવા મહા ધર્માત્મા અને સત્યવાદી પુરુષે **'नरो वा कुंजरवा'** શબ્દનો ઉચ્ચાર કરી, દ્રોણગુરુને છેતરી વિજય મેળવ્યો હતો. કૌરવોનો પક્ષ ઘણો જ મજબૂત હોવા છતાં, કપટવિદ્યાની મદદથી પાંડવો વિજયી થઇ શક્યા હતા. ધર્મનાં યુદ્ધોમાં પણ આવો બનાવો ઘણીવાર બની ગયેલા જોવામાં આવે છે. મહાત્મન્! હવે અમે બીજા બધા વિચારોને માંડી વાળી, કેવળ આપની સલાહ પ્રમાણે વર્ત્તવાને તથા આપની દરેક પ્રકારની આજ્ઞાઓનું પાલન કરવાને તૈયાર છીએ. મારા જેવા દુર્ભાગીપર દયાપર લાવી આપે આવી મોટી મેહનત ઊઠાવી છે તથા મને વિજયી બનાવી સર્વપૂજ્ય સમ્રાટ્ બનાવવાની જે દૃઢ ધારણા ધારી છે, તે ઉપકાર માટે હું આપનો એકવાર નહિ, કિન્તુ અનેકવાર ઋણી છું."

ઘણીવાર સૂધી આવા પ્રકારની સલાહ કર્યા પછી, તેઓ સર્વે અત્યારે જે કાર્ય કરવાની ખાસ જરૂર હતી, તે કાર્યને જલ્દી પાર પાડવાના તથા તે વિષયમાં તમામ જાતની તૈયારીઓ કરવાના પાકા વિચારપર આવી ગયા. ત્યાર પછી તેણે જે સિદ્ધાંત સ્થાપિત કર્યો,

તેથી સર્વજનોનાં મન અત્યંત સંતુષ્ટ થયાં અને તે બદ્દલ તેને તરેહ તરેહના ધન્યવાદ આપવા લાગ્યા. પ્રજામાં વ્યાપેલી એક પ્રકારની અશાંતિ દૂર થઈ અને સર્વના મનમાં આનંદની એક સરખી છાયા છવાઇ ગઈ. ભવિષ્યમાં પોતાના શિરપર મહાન આફત આવે તેમ છે, એમ જાણવા છતાં પણ પ્રજાજનોમાં તેટલો ખળભળાટ થવા પામ્યો નહિ. આ યુદ્ધનું મુખ્ય કારણ ચંદ્રગુપ્ત હતો. ચંદ્રગુપ્તને માટે જ લોહીની નદીયો વહે તેમ હતી, ભયંકર રક્તપાત થાય તેમ હતો તથા અનેક નરનારીઓનાં બળિદાન દેવાય તેમ હતાં, તેમ છતાં રાજા સમરકેતુની નમ્ર, ઉદાર અને વીરપ્રજાએ તે ચંદ્રગુપ્તને દૂર કરી યુદ્ધના અગ્નિને શાંત કરવાની કલ્પના પણ ન કરી. કારણ કે, તે પ્રજા સારી રીતે જાણતી હતી કે, અતિથિ સત્કાર તથા શરણાગતનો બચાવ કરવો એજ આર્યપ્રજાનો મુખ્ય ધર્મ છે. અત્યાર સુધીમાં એ બન્ને નિયમોનું પાલન કરવાના ઉદ્દેશથી ભારત દેશની પ્રજાએ પોતાનાં મસ્તકો કપાવ્યાં છે, પોતાના શરીરના હાડમાંસને ભૂમિપર આળોટાવી દીધાં છે અને તેના યોગે જ તે પ્રજા એટલે કે, ભારતવર્ષની અતિથિપૂજક તથા શરણાગત રક્ષક પ્રજા સમસ્ત વિશ્વમાં પૂજનીય ગણાય છે. મૅગેસ્થિનિસ જેવા વિદેશી યાત્રાળુઓને પણ મ્હોંમાં આંગળાં નાંખીને એ મોઢે તે પ્રજાના ગુણો ગાવા પડ્યા છે. આર્યપ્રજાના એ બે સદ્દગુણો જ પૃથ્વીભરમાં ઉત્તમ અને ગૌરવાન્વિત મનાય છે. રાજ્યભક્ત પ્રજા દેશવત્સલ તથા પ્રજાવત્સલ રાજાના રક્ષણ માટે પોતાના પ્રાણનું બળિદાન આપી દે છે અને તેને અનુસરીને સમરકેતુની પ્રજા પણ પોતાના રાજાની આફત વખતે તેમ કરવાને તૈયાર થઈ. તે ઉપરાંત પ્રેમાળ રાજકુમાર ચંદ્રગુપ્તે પોતાના મધુર વર્ત્તનથી તે પ્રજાને મુગ્ધ બનાવી પોતાના તરફ એવી તો આકર્ષી લીધી હતી કે, તે પ્રજા તેના માટે પોતાના સર્વસ્વનો ત્યાગ કરીને પણ પોતાના જીવનની આહુતિ આપી દેવાને તૈયાર થઇ જાય તેમ હતી. પહાડી પ્રજા રાજકુમાર ચંદ્રગુપ્તને બહુજ વ્હાલી હતી અને ચંદ્રગુપ્ત પણ તેમનાપર અત્યંત અનુરાગ દર્શાવ્યા કરતો હતો.

કેટલીકવાર સુધી કાંઇક વિચાર કર્યા પછી મહામુનિ ચાણક્ય બોલ્યો કે;—"મહારાજ! મારે બીજા બે ચાલાક જાસૂસોની ખાસ જરૂર છે, માટે તેવા કોઇ ચતુર જાસૂસોને જલ્દી મારી પાસે બોલાવી આપો. તેઓ મારા તાબામાં રહીને હું જે જે કામો સોંપું તે સર્વ કાર્યો

સત્વર કરી આપે એવી વ્યવસ્થા કરી આપો. હું તેમને ગમે તે કાર્ય સોંપીશ, તેમાં તમારા કોઇથી વચ્ચે ડખલ કરી શકાશે નહિ. હું મારી મરજી મૂજબ તેમને કામકાજ સોંપ્યા કરીશ. જ્યારે મારૂં કાર્ય પૂરૂં થશે ત્યારે જ તમે એ જાસૂસોને મારા તાબામાં શા કારણથી રાખવામાં આવ્યા હતા, તેનું ખરૂં કારણ સમજી શકશો. જ્યાં સૂધી હું મારા કાર્યમાં ફતેહમંદ થઈ શકીશ નહિ, ત્યાં સૂધી એ જાસૂસોને મારા કબ્જામાં રાખવાનું કારણ તમને જણાવીશ નહિ. આમ કરવામાં મારો એક છુપો હેતુ સમાયલો છે અને તે હેતુ આગળ જતાં તમારા જાણવામાં આવશે."

ચંદ્રગુપ્ત અને સમરકેતુ, ચાણક્યના આ મતને પુષ્ટિ આપતાં બોલ્યા કે;–"મહાત્મા! એ વિષયમાં અમને કશી અડચણ નથી. આપ આપનું કાર્ય પૂરૂં કર્યા પછી, અમને જે કાંઈ કહેવું હોય તે આપ ખુશીથી કહેજો. અમે લોકો તે પહેલાં આપના કાર્યમાં કદાપિ હસ્તાક્ષેપ કરીશું નહિ. રાજમંત્રી શકટાર હમણાંજ આપના માગેલા ચાલાક જાસૂસોને આપના અધિકારમાં સુપ્રત કરશે. તેઓ આપના કાર્યમાં પૂરતી મદદ કરી શકશે. તથા આપને જોઈતી તમામ ચીજો પૂરી પાડશે. તેમના નીમેલા ચતુર જાસૂસો અત્યારે એક ખાસ કામમાં ગુંથાયા છે, તેઓ થોડા વખતમાં આવી લાગશે તથા આપના દરેક હુકમોનું બનતી રીતે પાલન કરી બતાવશે. આપ એ વિષયમાં જરા પણ ચિંતા કરશો નહિ. કારણ કે, રાજમંત્રી શકટાર ઘણા જ અનુભવી અને બુદ્ધિમાન પુરુષ છે, તેથી આપના કોઇપણ કામમાં કશી અડચણ આવવા દેશે નહિ."

આમ કહી રાજા સમરકેતુ કોઈ પણ કાર્યવશાત્ ચાણક્યનાં ચરણોમાં મસ્તક નમાવીને તે ઓરડામાંથી બહાર ચાલ્યો ગયો. આ સમયે તે ઓરડામાં માત્ર ચાણક્ય, શકટાર તથા ચંદ્રગુપ્ત મળીને ત્રણ જ જણા બાકી રહ્યા. તેઓ સમરકેતુના ગયા પછી નીચે પ્રમાણે સલાહ કરવા લાગ્યા.

ચાણક્યે શકટારને સંબોધીને કહ્યું કે;–"મંત્રીજી, તમે મારા ઓરડામાં જઇ જરા વાર બેસો. હું યુવરાજ ચંદ્રગુપ્ત સાથે બે ચાર જરૂરી વાતો કરીને હમણાં જ તમારી પાસે આવી પહોંચું છું. ચંદ્રગુપ્ત સાથે વાતચીત કરવાનો જે અવસર મળ્યો છે, તેને નકામો જવા દેવો વ્યાજબી નથી. યુવરાજની સાથે વાત કરવામાં પણ મારો એક ઉદ્દેશ છે

અને તે તમને પાછળથી સમજાશે. હાલ તરત તો તમે મારા ઓરડામાં જાઓ અને જરાવાર આરામ લ્યો.”

આ સાંભળીને શકટાર તરતજ ત્યાંથી ચાલ્યો ગયો. ત્યાર પછી ચાણક્યે, ચંદ્રગુપ્તના મસ્તકપર સ્નેહપૂર્વક હાથ ફેરવીને કહ્યું કે;—“ચંદ્રગુપ્ત! એક દિવસ મારા ગુરુ યોગાનંદસ્વામીએ, જ્યોતિષદ્વારા તારા ભાગ્યના સંબંધમાં ગણના કરીને એક અદ્‌ભુત ભવિષ્યવાણી ભાખી હતી. તેમણે તારા મુખમંડળ તથા લલાટપ્રદેશના કેટલાંક ચિન્હો અને રેખાઓપરથી કહ્યું હતું કે;–“એક દિવસ તું સિંહાસનનો અધિકારી થઇશ. મગધરાજ્યનો ઝળહળતો મુકુટ તારા મસ્તકપર વિરાજશે અને તું એક સાર્વભૌમિક સમ્રાટ્ તરીકે સમસ્ત વિશ્વમાં પ્રખ્યાતિ પામશે.” આ વાક્યમાં શું સત્ય છે અને શું અસત્ય છે, તે સંબંધી તેં કદાપિ કાંઈ વિચાર પણ કર્યો છે ખરો કે? તારા મનમાં સમ્રાટ્ થવાની ઇચ્છા થઇ આવે છે ખરી કે?”

ચંદ્રગુપ્તે નમ્રતાથી જવાબ આપ્યો કે;–“ભૂદેવ! ઘણા દિવસ પહેલાં સ્વામીજીએ મને એવી એક વાર્ત્તા કહી હતી ખરી. તેમના જેવા વિદ્વાન તેમજ યોગી પુરુષની વાતપર મારા જેવા દુર્ભાગ્યથી પીડાયલા તેમજ અન્નના અભાવે ફાંફાં મારતા મૂર્ખ અને બુદ્ધિહીન પુરુષથી અવિશ્વાસ પણ શી રીતે રાખી શકાય વારૂ? તેઓ સાક્ષાત્ યોગસિદ્ધ પુરુષ છે. તેઓ ધારે તે કરવાને શક્તિમાન છે. યોગી પુરુષો સંસારના અનેક દુ:ખી તેમજ ક્લેશથી બળતા આત્માઓને શાંતિનો સ્વાદ આપી શકે છે. વિષમય ભાસતા આ નશ્વર સંસારમાં કર્મનો ખરો માર્ગ બતાવી ભ્રમિત આત્માઓને સંસાર સુધામય છે, એવું સાબીત કરી આપે છે. તેમની સત્તા અલૌકિક હોય છે. તેવા પ્રતિભાવાન પુરુષોથી સંસાર નભી રહ્યો છે. સંસારક્ષેત્રનું ખરૂં ભૂષણ સ્વાર્થહીન સાધુપુરુષો જ છે. જેમણે વિશ્વગ્રાસિની મહામાયાને પોતાના કાબૂમાં મેળવી લીધી છે. બ્રહ્માંડને લુબ્ધ બનાવનારા મોહને પોતાનો દાસ બનાવી દીધો છે. કામ, ક્રોધ, લોભ, મત્સરરૂપી પિશાચોને પોતાના આજ્ઞાધારક અનુચરો કરી લીધા છે, તેવા સર્વ સત્તાશાળી યોગીના વચનપર અવિશ્વાસ કેમ આવે? તેમની વાતપર મને પૂરેતા ભરોસો છે. પરંતુ મારા ભાગ્યપર હું અત્યંત અવિશ્વાસ રાખું છું. મનુષ્યનું ભાગ્ય વિચલિત છે, સ્થિર નથી. કોઇ વખતે તે ભાગ્ય મનુષ્યને ઉન્નતિ તેમજ વૈભવના ઉચ્ચ શૃંગપર ચઢાવી, માયાવી સંસારનાં અનેક સુખોનો સ્વાદ આપે છે, તો કોઇ વખતે તેજ

પ્રારબ્ધ કિંવા ભાગ્ય મનુષ્યને દુઃખ અને પીડાની ગહન ગર્ત્તામાં ગબડાવી પાડી અનેક પ્રકારની વિડંબનાઓમાં નાંખી દે છે. સ્વામીજીની ભવિષ્યવાણીએ થોડા વખતને માટે મારા મનમાં પોતાની પ્રબળસત્તા ભવીષ્યમાં સ્થાપીહતી એ ખરૂં, પરંતુ આવનારી આફતોની ચિંતાથી, હું તે બધી વાતોને છેક ભૂલી ગયો છું. મને મારા પોતાપર વિશ્વાસ નથી. આ યુદ્ધમાં જો મારો પરાજય થશે તો પછી મારાથી આ જગતના કોઈ પણ પ્રાણીને મારૂં મુખ બતાવી શકાશે નહિ. મારે આત્મહત્યાનો આશ્રય લઈ કાળના ભયંકર ગર્ભમાં સદાને માટે સંતાઈ જવું પડશે.”

“ચંદ્રગુપ્ત ! વીર ક્ષત્રિયના મુખમાંથી ‘આત્મહત્યા’ જેવો શબ્દ સાંભળીને મને અત્યંત શોક થાય છે. તને તારા પોતાનાપર આટલો બધો અવિશ્વાસ છે એ જાણીને તો વળી મને તેનાથી પણ અધિક શોક થાય છે. તું ક્ષત્રિય છે. જગત્‌નું રક્ષણ કરનાર જાતિનો એક આદર્શ પુત્ર છે, છતાં તને આવા શબ્દો બોલતાં જરાપણ શર્મ નથી આવતી ? તું આમ નિર્બળ કેમ બની ગયો છે. નિર્બળતા એજ મનુષ્યની પડતીનું મુખ્ય નિશાન છે. માણસ દરેક કાર્ય કરી શકે છે. તેનાથી શું નથી થઈ શકતું ? મારો શિષ્ય હોવા છતાં આવો કાયર અને ભીરુ બની જાય છે એ જોઇને મને ઘણી જ અજાયબી થાય છે. વનવિહારી કેસરીના હૃદયને વિદીર્ણ કરનાર એક વીર બાળકના મુખમાંથા આવાં ભીરુતાવાળાં વચના સાંભળીને મને બહુ દિલગીરી થાય છે. ઊઠ, નિર્ભય થા ! ભીરુતાની ભયંકર ઊંઘમાંથી જાગ્રત થા અને તારા ખરા કર્મમાં જોડાઇ જા ! તારી જાતપર તું કદાપિ અવિશ્વાસ લાવીશ નહિ, તારા કર્મને ત્યાગીશ નહિ.”

“મહાત્મન્ ! ગુરુદેવ !! આપના આ શબ્દો મારા હૃદયને વેંધી નાંખે છે. મારા શુષ્ક હૃદયમાં શીતળતાનો સંચાર કરે છે. મારા ઠંડા થયેલા લોહીને ઉકાળીને આખા શરીરમાં ફમ્પારી વછૂટાવે છે ! યુદ્ધ માટે મારૂં મન અત્યંત આતુર છે, પરંતુ એક વાતનું સ્મરણ થતાં તે આતુરતા તથા ઉત્સાહ મંદ પડી જાય છે. જગત્‌ના ક્ષણિક અને નશ્વર સ્વાર્થ માટે હું મારા ભાઈનું ગળું કાપવા તૈયાર થાઉં ? અને તેના નિર્દોષ સૈનિકોને રણભૂમિમાં રોળી દઉં ? નહિ—નહિ. મારા ભાઇને જેમ યોગ્ય લાગ્યું તેમ ભલે કર્યું, પરંતુ મારી ઇચ્છા તેમ કરવાની નથી. હું મરીશ તો બધો ઝગડો પતી જશે. લોહીની નદીઓ વહેતી અટકશે અને અનેક મનુષ્યની બરબાદી થતી બચશે. વળી અત્યારે મારા

ગ્રહ પણ વાંકા છે. મારૂં ભાગ્ય મારાથી રીસાયું છે અથવા તો મારાપર કોપિત થયું છે. આ સર્વે કારણોથી જ મારી આશા અને ઉત્સાહ આદિ સર્વે ઠંડાં થઇ જાય છે. તાત! હવે શું કરવું અને શું ન કરવું એ મારાથી સમજી શકાતું નથી. મોહમયી માયાના ભયાનક ચક્રમાં પડીને હું એવો ફસાયો છું કે, મારાથી મારૂં હિત શું અને અહિત શું તેની પણ કલ્પના કરી શકાતી નથી. બીજી બાજૂએ રાજા સમરકેતુના અનેક ઉપકારો, મન્દાની અપૂર્વ સેવા અને પહાડી પ્રજાની પ્રેમાળતાનું સ્મરણ થતાં મારૂં મન ઉશ્કેરાઈ જાય છે. અત્યારે મારી નૌકા મધ્ય સમુદ્રમાં પડી છે. કયા કિનારે જવું, મૃત્યુના કે જીવનના, કર્ત્તવ્યના કે કર્ત્તવ્યભ્રષ્ટતાના, ધર્મના કે અધર્મના તેનો પણ મારાથી નિશ્ચય કરી શકાતો નથી. મારૂં મન ભયાનક ભ્રમણામાં ભમી રહ્યું છે. જો સમર-તુના પક્ષનો ત્યાગ કરૂં છું તો કર્મભ્રષ્ટ થવાનો ભય રહે છે અને રાજા ધનંનદની સ્હામે યુદ્ધ કરૂં છું તો ભ્રાતૃદ્રોહી ગણાવાની બ્હીક રહે છે. હવે કયો માર્ગ લેવો, એ મારાથી નિશ્ચય કરી શકાતો નથી. મારા ભાગ્યે મને ભમાવ્યો છે, ડુબાવ્યો છે, કર્મના માર્ગપરથી એકદમ ગબડાવી પાડયો છે. મારી વિચારશક્તિનો લોપ પણ તે ભયાનક ભાગ્યે જ કર્યો છે! હાયરે ભયાનક ભાગ્ય! તને જરા પણ દયા કે પ્રીતિ નથી કે તું આવું ક્રુર બની ગયું છે?"

આ સાંભળી ચાણક્યે ઉત્સાહિત સ્વરથી કહેવા માંડયું કે;—દુર્ભાગ્યપીડિત માનવ! એકવાર જરા વિચાર કર અને પછીથી ભાગ્યની નિંદામાં પ્રવૃત થા. જેમની જ્ઞાનશક્તિનો લોપ થયો હોય છે, જેમના હૃદયમાંથી સારાસાર જાણવાની બુદ્ધિનો નાશ થયો હોય છે, તેઓ ભગવાનના રચેલા ભાગ્યની વિચિત્ર લીલાને બિલ્કુલ જાણી શકતા નથી. તેમના હૃદયમાં ભાગ્યના આઘાતો અત્યંત અસહ્ય થઇ પડે છે. પરંતુ તે બુદ્ધિહીન લોકો એટલો પણ વિચાર કરતા નથી કે, તેજ ભાગ્ય મનુષ્યને દુઃખની ગહનગર્ત્તામાંથી ઉપાડીને સુખના સમુજ્જ્વલ શૃંગપર ચઢાવી દે છે. આશાહીન હૃદયમાં નવીન આશાનો ઉદય કરી શકે છે. મરૂભૂમિમાં પણ જળ જેવા અતિ ઉપયોગી પદાર્થનો આભાસ બતાવી શકે છે. વત્સ! ભગવાનના આ વિશાળ રાજ્યમાં જે સનાતન નિયમ પરાપૂર્વથી ચાલતો આવ્યો છે અને અત્યારે પણ ચાલી રહ્યો છે. તેને નષ્ટ કરવાનું કિંવા અટકાવવાનું સામર્થ્ય કોઈ પણ માનવદેહધારક પ્રાણીમાં છે જ નહિ. વિશ્વમાં વર્ષાઋતુ નિત્ય રહેતી નથી. વાદળાંનો ઘનઘોર અંધકાર સદાને માટે રહેતો નથી. ઉનાળાનો ઉકળાટ કાયમ

ટકતો નથી. પ્રકૃતિદેવીની દશા નિત્ય એક સરખી રહેતી નથી, તો પછી મનુષ્યનું ભાગ્ય એક જ પ્રકારની સ્થિતિમાં શી રીતે રહી શકે વારૂ? પૃથ્વીપરના અચલ અને અડગ પર્વતો એક જગાએ સ્થાયી રહ્યા નથી. તેમને પણ ભૂકંપના ભયાનક આઘાતથી સ્થાનભ્રષ્ટ થવું પડયું છે સમુદ્રના જળરાશિને એક સ્થળેથી બીજે સ્થળે જવું પડયું છે. પ્રચંડ વેગવાળી સરિતાઓના પ્રવાહને એક દિશામાંથી બીજી દશામાં વ્હેવું પડયું છે. જગતની ગગનચુંબિત ઇમારતોને ભૂગર્ભમાં મળીને સદાને માટે સંતાઈ જવું પડયું છે. ગર્વમાં મનમાન્યાં સુખો મ્હાલતી મોટી મોટી રાજધાનીઓ તેમજ નગરીઓને પણ કાળના કરાળ ગર્ભમાં સદાને માટે છુપાઇ જવું પડયું છે. ગગનસ્પર્શી વૃક્ષોની પણ તેવીજ દશા થવા પામી છે, તો પછી બિચારા ભાગ્યનું પરિવર્ત્તન થાય તો તેમાં અજાયબી જેવું શું કહી શકાય? જગતનો નિયમ જ પરિવર્ત્તનશીલતા છે. સંસારના સર્વે પદાર્થો એક રૂપમાંથી બીજા રૂપમાં બદલાઈ જાય છે. આ સર્વ કારણોથી જ વિશ્વ પરિવર્ત્તનશીલ કહેવાય છે. મનુષ્યની દશા પણ તેવા જ પ્રકારની પરિવર્ત્તનશીલ છે. ભાગ્યને દોષ દેવાનું કશું કારણ જ નથી. માટે ઊઠ. મોહ નિદ્રાનો ત્યાગ કરી, ભાગ્યપર ભરોસો રાખી યુદ્ધમાં જોડાઈ જા. તારા ભાઈ ધનનંદ તરફ તને જે મોહ ઉત્પન્ન થયો છે, તેને ભગવાન કૃષ્ણે અર્જુનને આપેલા અમૂલ્ય ઉપદેશનું સ્મરણ કર, એટલે તારા તે મોહ તથા માયાનો અંત આવશે. હા–હું એટલું કબૂલ કરૂં છું કે, તારૂં સૌભાગ્ય રૂપી ગગન અત્યારે દુઃખ રૂપી ઘોર અમાવાસ્યાના અંધકારથી ઢંકાઇ ગયું છે. પરંતુ તે અમાવાસ્યાનું અસ્તિત્વ પણ ચિરકાળ સુધી ટકવાનું નથી. એનું સ્મરણ કર. પણ હવે એ વિષયને વધારે ચર્ચવાની કાંઇ જરૂર નથી. અત્યારે હું તારી પાસેથી માત્ર એકજ વાર્તા જાણવાની જિજ્ઞાસા ધરાવું છું, અને મને આશા છે કે, તું તે વાર્તાને લેશ માત્ર પણ છૂપાવ્યા વિના તું મને જણાવી દઇશ, આ વાર્ત્તાની સાથે મારો, તારો તથા રાજા સમરકેતુનો ખાસ સંબંધ જોડાયલો છે.”

ચાણક્યની આવી વાર્ત્તા સાંભળીને ચંદ્રગુપ્ત અત્યંત શંકાશીલ બની ગયો. તેના આવા પ્રશ્નમાં શો ઉદ્દેશ સમાયલો છે, તે જાણ્યાવિના જ તે બોલ્યો;–“પ્રભુ! હું આપને મારા ગુરુદેવ માનું છું. દેવતાના કરતાં પણ હું આપને વધારે પૂજ્ય ગણું છું. ઘણા દિવસ થયાં આપનું શિષ્યત્વ સ્વીકારવાની મારા મનમાં ઇચ્છા થઇ આવી હતી, તે આજે ઈશ્વરે પૂર્ણ કરી છે. મારી પ્રબળ વાસના માત્ર આપ જેવા પુરુષને ગુરુ તરીકે

સ્થાપવાની જ હતી અને તે આજે કાંઇક અંશે તૃપ્ત થઈ છે. મહાત્મન્ ! આપને જે કાંઈ પૂછવું હોય તે ખુશીથી પૂછી જૂઓ, હું આપની પાસે જે સત્ય બીના હશે તેનો એક અક્ષર પણ છૂપાવવાની ચેષ્ટા કરીશ નહિ. મને આપનામાં પૂરો વિશ્વાસ છે. હું બ્રાહ્મણોને દેવાંશી જાતિ તરીકે માન આપું છું. બ્રહ્મતેજયુક્ત બ્રાહ્મણ સંસારક્ષેત્રમાં રહીને ધારે તે કરી શકવાને સમર્થ છે, એવી મારી દૃઢ માન્યતા છે. જે જાતિને સાક્ષાત્ વિષ્ણુપરમાત્માના સ્વરૂપે અવતરેલા ભગવાન કૃષ્ણે પૂજનીય માની હતી, તે જાતિને હું પણ પરમપૂજનીય જ માનું છું. ”

“ ચાણક્યે કહ્યુંઃ—“ યુવરાજ ! ભગવાને તને જે અપૂર્વ મનુષ્યત્વ આપ્યું છે, દેવદ્વિજમાં તારી દૃઢ શ્રદ્ધા છે, બ્રાહ્મણજાતિનો તું ભક્ત છે, તે બધી બાબતોને હું બહુ સારી રીતે જાણી શક્યો છું. ચંદ્રગુપ્ત ! તારામાં શું નથી ? તને શાની ખોટ છે ? લોકવિશ્રુત બાહુબળ, અપૂર્વ યુદ્ધ કુશળતા, પ્રતિભાયુક્ત મધુર ભાષા, પ્રજાવત્સલતા, રાજભક્તિ, દેવભક્તિ તથા પરમાત્મા પ્રત્યેની દૃઢ શ્રદ્ધા આદિ સર્વ સદ્‌ગુણો તારા અધિકારમાં છે. તું મગધરાજ્યના સિંહાસનનો સાચો વારસ છે. ઈશ્વરે તને અમોઘ પરાક્રમ આપ્યું છે, રાજા સમરકેતુ જેવા મિત્રવત્સલ, શરણાગત રક્ષક તથા ધર્મપ્રિય પુરુષને તારો મિત્ર બનાવી આપ્યો છે. મન્દાજેવી મનોહારિણી અબળા તારી સેવા માટે નિયુક્ત થઈ છે, તો પછી તારે ચિંતા કરવાનું શું પ્રયોજન છે ? આવાં સર્વ પ્રકારનાં અનુકૂળ સાહિત્યો મળવા છતાં તું નિરાશ શા માટે બની જાય છે ? સંસારનાં પ્રત્યેક કાર્યો દિશાના રંગ જેવાં છે. ઘડીમાં સંસાર સુખરૂપ ભાસે છે તો ઘડીમાં દુઃખરૂપ લાગે છે, તેમ થવાનું કારણ કેવળ મનુષ્યની નિર્બળતા જ છે. આ વિશ્વજ વાસ્તવિક રીતે સુખરૂપ કિંવા દુઃખરૂપ નથી. તેમાં સુખ અને દુઃખ ઉભયનો સમાવેશ થયેલો છે. પરંતુ તે સુખ અને દુઃખ પણ મનુષ્યની કલ્પનાનું જ પરિણામ છે. જેમણે સંસારની માયાનો, ઘરબારના મોહનો, લલનાના સંસર્ગનો તથા દ્રવ્ય જેવી અનર્થકારિણી વસ્તુનો ત્યાગ કર્યો છે, તેને માટે આ સંસાર સર્વથા સુવર્ણનો જ છે. પણ વત્સ ! હું તને તેવો ત્યાગી થવાનો ઉપદેશ આપતો નથી. કારણ કે, ત્યાગીના આશ્રમનો મુખ્ય આધાર ગૃહસ્થાશ્રમ પર જ રહેલો છે અને ગૃહસ્થાશ્રમ એ પણ મનુષ્ય જીવનની કસોટીનો આશ્રમ ગણાય છે. માટે તું તારા ગૃહસ્થકર્મમાં ગુંથાઈ ધર્મનો સંગીથા અને તારે માટે નિર્માયલા ખરા કર્તવ્યના માર્ગમાં જોડાઈ કર્તવ્યથી

ભ્રષ્ટ થયેલો મનુષ્ય, મનુષ્ય નામને લજ્જાવનારો કાપુરુષ ગણાય છે, માટે તારા આદર્શ કર્તવ્ય માટે તત્પર થા. ”

“ પણ હવે આ વિષયમાં મેં તને ઘણો ઉપદેશ આપ્યો છે, માટે તેનું વિવેચન કરવાનું મૂકી દઇ હું તને બીજી એકાદ બે વાતો કહું તે ધ્યાનપૂર્વક સાંભળી લે. વિપુલ સેનાબળ એ એક મહાન શક્તિ ગણાય છે, રાજાની રાજશક્તિ મનાય છે. જે દિવસે તું એવી મહાશક્તિને પ્રાપ્ત કરી શકીશ, તે દિવસે, મગધનું રાજતખ્ત તારા અધિકારમાં આવી શકશે. તું જ્યારે તેવા સહસ્ત્ર સૈનિકોને તારા અધિકારમાં મેળવી તેમને યુદ્ધભૂમિમાં અવતીર્ણ કરી શકીશ, ત્યારે તારૂં અમોઘ પરાક્રમ જોઈ રાજા ધનનંદ પણ થરથર કમ્પી જશે તથા પોતાના મનમાં તારી પ્રશંસા પણ કરશે. રાજા સમરકેતુનું આ સૈન્ય જો તારી આંખો આગળ કાર્ય કરશે, તારા કાબૂમાં રહીને લડાઈના મેદાનમાં ઉતરશે, તો અવશ્ય તું વિજયલક્ષ્મીને પ્રાપ્ત કરી શકશે. જો વિજયલક્ષ્મી તારા ગળામાં પોતાની અમૂલ્ય માળા આરોપશે તો પછી તારા ગૌરવનો અવધિ થશે અને તેના યોગે તું રાજરાજેશ્વર સમ્રાટ્‌ની પદવી પ્રાપ્ત કરી શકશે. પાર્વતીપતિ મહાદેવની કૃપાથી તું એક દિવસ મગધરાજ્યનો મહાન મહીપાળ થઈશ. તારા આદર્શ ગુણોની વૈજયંતિ સર્વ સ્થળે ફરકવા માંડશે. જેવી રીતે અત્યારે મગધરાજ તારા માટે સમરકેતુના રાજ્યપર આક્રમણ કરવાને તત્પર થયો છે, તેવીજ રીતે તું પણ એક દિવસ ઇશ્વરની અપાર કૃપાના યોગે તેના રાજ્યપર આક્રમણ કરી શકીશ, તથા તેના રાજ્યના ચૂરેચૂરા કરી શકીશ. ”

“ તને મારો શિષ્ય બનાવવાની મને ઘણા દિવસ થયાં ઇચ્છા થઈ આવી છે, પરંતુ આજે શિષ્યત્વ ગ્રહણ કરાવવાનો સમય નથી. આ યુદ્ધમાં તારૂં બાહુબળ તથા રણકુશળતાની પરીક્ષા કરીને હું તને મારો શિષ્ય બનાવીશ. નિર્માલ્ય પુરુષને હું મારો શિષ્ય બનાવતો નથી. વીર, ધીર અને બુદ્ધિમાન પુરુષો જ મારા શિષ્યની પદવી પ્રાપ્ત કરી શકે છે. હું તને મારો શિષ્ય બનાવીશ, એ વિષયમાં તું નિશ્ચિંત રહેજે. તું વીરપુરુષ છે, તારી શક્તિ અવર્ણનીય છે, એ બધી બીના હું જાણું છું, પરંતુ તેમ છતાં પણ સમય આવ્યા પહેલાં મારૂં શિષ્યત્વ ગ્રહણ કરાવી શકાય તેમ નથી. હું તને જે સમયે મારો શિષ્ય બનાવીશ, તે પહેલાં તારે મારી પાસે એક પ્રતિજ્ઞાના બંધનમાં બંધાવું પડશે. ”

ચંદ્રગુપ્ત, પ્રતિભાવાન અને યુદ્ધકુશળ વીરપુરુષ હોવા છતાં પણ

શું થયું ? ચાણક્યની વાક્યછટાથી તેના મનનો ઉદ્દેશ શો છે, તે તેનાથી બિલકુલ સમજી શકાયો નહિ. આથી તેણે નમ્રતાથી કહ્યું કે;–"મહાત્મન્ ! ભલે આપ મને શિષ્યરૂપે ગ્રહણ ન કરો, પરંતુ મેં તો આપને રાજા સમરકેતુની રાજસભામાં આપે જ્યારથી કપટકનો ઇન્સાફ કરી તેનાપર અનુપમ ઉદારતા દર્શાવી છે, ત્યારથી જ ગુરુ તરીકે સ્વીકારી લીધા છે. આ દુનિયામાં આપના વિના મારો બીજો કોઇ ગુરુ નથી. હું આપની વિદ્વતા, મધુરભાષા, અપૂર્વકુશળતા તેમજ પ્રતિભાસંપન્ન પંડિતતાપર મુગ્ધ બની ગયો છું. અરે ! આપને એક સાધારણ મનુષ્ય નહિ, પરંતુ એક આદર્શ મહામુનિ માનવા લાગ્યો છું ! આપનાં ચરણોનો સ્પર્શ કરીને હું આપ કહો તે પ્રતિજ્ઞાના બંધનમાં બંધાવા માટે સર્વદા તત્પર છું. આપની આજ્ઞાનું પાલન કરવા માટે મારૂં લોહી પણ રેડી શકું તેમ છું. કહો આર્ય ! આપ મને શી આજ્ઞા આપવા ઇચ્છો છો ? મને કયું કાર્ય સુપ્રત કરવા ધારો છો ?"

ચાણક્યે કાંઇક વિચાર કરી કહ્યું:–"ચંદ્રગુપ્ત ! પ્રતિજ્ઞા કરતાં પહેલાં તેને નિભાવવાનો પૂર્ણ વિચાર કરજે. જ્યારે તું મારી આજ્ઞાનું પાલન કરવાને તૈયાર થયો છે, ત્યારે સાંભળ, તારે રાજા સમરકેતુના અર્ધા સૈન્યનો સેનાનાયક થવું પડશે. તેના દેશની રક્ષા માટે તે સૈન્યની સાથે મહારાજ ધનનંદના સૈન્ય સ્હામે યુદ્ધભૂમિમાં ઉતરવું પડશે. ચાલ, આ કાર્ય કરવાની સત્વર પ્રતિજ્ઞા કર."

ચંદ્રગુપ્ત બોલ્યો:—"હું રાજા સમરકેતુની તલ્વારનો સ્પર્શ કરીને આ પ્રકારની એક પ્રતિજ્ઞામાં એકવાર બંધાઇ ચૂક્યો છું, તેમ છતાં અત્યારે આપના ચરણોનો સ્પર્શ કરી પુનઃ પ્રતિજ્ઞા કરૂં છું કે, હું આપની આજ્ઞા પ્રમાણે સર્વ કાર્ય કરી આપીશ."

"હવે બીજી એક એ પ્રતિજ્ઞા કર કે, યુદ્ધનું ભાવિ પરિણામ કદાચિત્ ન કરે નારાયણને આપણા ભાગ્યદોષે અશુભ આવે તો પણ, મને જણાવ્યા વિના તું મગધરાજ ધનનંદ પાસે આત્મસમર્પણ કરીશ નહિ; કિંવા તેના શરણનો આશ્રય ગ્રહણ કરીશ નહિ."

ચંદ્રગુપ્તે આ સમયે પારધિની જાળમાં પ્રવેશ કર્યો. તેણે ધાર્યું કે, બુદ્ધિમાન ચાણક્યે આંતર્દષ્ટિ કરીને પોતાના હૃદયના ગંભીરતમ પ્રદેશને પણ જોઇ લીધો છે. જો તેમ ન હોય તો તેઓ અચાનક આવી વાર્ત્તા શી રીતે કહી શકે ? આ વાર્ત્તા તેમના જાણવામાં આવે એવી તો કોઇ સંભાવના પણ નથી. તેણે તો અત્યાર સુધી પોતાના હૃદયની

આ ગુપ્ત વાર્તા જગતના કોઈ પણ પ્રાણીની આગળ વિદિત પણ કરી નહોતી, તો પછી આ બધી બીના ચાણક્યના જાણવામાં શી રીતે આવી? જે ભેદ એક અંતર્યામી ઇશ્વર સિવાય બીજા કોઇના પણ જાણવામાં આવી શક્યો નહોતો તે ભેદને ચાણક્ય આમ અચાનક કેવી રીતે જાણી શક્યો?

વિષમ ગુંચવણમાં પડી ચંદ્રગુપ્તે કહ્યું કેઃ—“દેવતા! મારા માટે જ આજે આ નિર્દોષ પર્વતેશ્વર આફતમાં આવી પડયા છે! તેમણે જેવી રીતે મારી રક્ષા કરવા માટે આવો આત્મત્યાગ દર્શાવ્યો છે, ત્યારે મારાથી તેવાજ પ્રકારનો આત્મત્યાગ ન દેખાડી શકાય તો પછી મારી મોટી કૃતઘ્નતાજ ગણાય! કૃતઘ્નતા જેવું આ વિશ્વમાં બીજું એક પણ પાપ નથી. આથી હું આપનાં ચરણોનો સ્પર્શ કરીને પ્રતિજ્ઞા લઉં છું કે, મારાથી બનશે ત્યાં સૂધી મારૂં સર્વસ્વ આપીને પણ હું મગધરાજની સેનાનો નાશ કરવાની ચેષ્ટા કરીશ. તેના સૈન્યને ખેદાન-મેદાન કરવાનો પૂરતો પ્રયત્ન કરીશ. જો આ પ્રમાણે યત્ન કરવા જતાં હું શત્રુના હાથે ઘાયલ થઇશ અથવા પકડાઈ જઇશ, તો મારા ગુપ્ત સંકલ્પની સમાધિ તેની સાથે જ થઇ જશે. મારે માટે જ્યારે આ વિવાદ ઉપસ્થિત થયો છે, ત્યારે મારા અન્તર્દ્ધાન થવાથી જ આ અનર્થક લોકોનો નાશ કરનારા યુદ્ધનો અંત આવશે. મારૂં મરણ થવાથી જ આ મહાભયંકર યુદ્ધાગ્નિ હોલવાઈ જશે. હાય! મારા જેવા એક ક્ષુદ્ર મનુષ્યને માટે અનેક અબળાઓ આધારવિહીના બની જશે, ગરીબડાં સંતાનો પિતા વગરનાં બની જશે અને મહાભયંકર પ્રલય ઉત્પન્ન થશે! મારા પૂર્વજન્મનાં પાપોની પરિસીમાજ નથી. આ યુદ્ધનો કારણભૂત હું જ ગણાઇશ. ભવિષ્યના ઇતિહાસવેત્તાઓ મને જ અનેક અનર્થોના મૂળ તરીકે વખોડશે. અને મને જ કલંકિત ધારી વગોવશે!”

આ સાંભળી ચાણક્યે કહ્યું;—“ના વત્સ! તારી આ ધારણા તદ્દન ભૂલ ભરેલી છે અથવા તો ભ્રમણા મય છે. જગત્ હમેશાં સત્યને માનનારૂં નથી. સત્યશોધક પુરુષો તને લેશ માત્ર પણ દોષિત ગણશે નહિ. તું નિરપરાધી છે, તેથી તેને નિર્દોષ જ ગણશે. રાજા ધનનંદે એક પ્રકારની મહત્ત્વાકાંક્ષાને આધીન થઇને આ રક્તપાત ઉત્પન્ન કર્યો છે, તેથી ઇતિહાસનાં પૃષ્ઠોમાં તેનું નામ જ નિંદાને પાત્ર ગણાશે. સત્યનો સૂર્ય અસત્યના મેઘોથી કદાપિ આવરણમાં આવતો નથી. જે સત્ય છે, તેજ વિશ્વને પણ પ્રિય છે. સત્યના સ્તંભપર અનંતાકાશ ટકેલું

છે. આ મેદિની પાપથી પરિપૂર્ણ હોવા છતાં સત્યના ટેકાથી ટકી શકી છે. માટે તું આવી આકાંક્ષાઓનો ત્યાગ કર. **શકટારે** કાલે પોતાના જાસૂસો પાસેથી જે સમાચાર આણ્યા છે, તે અતિ ભયંકર છે. **મગધપતિ** અને તેનો મંત્રી **રાક્ષસ** હવે જાણી ગયા છે કે, **શકટાર** હજી જીવતો છે. આથી તેઓ તેનો નાશ કરવાને તલપાપડ બની ગયા છે! ચંદ્રપાલની સહાયતાથી **શકટાર** બન્દિખાનામાંથી છટકી ગયો છે એ વાત તેમના જાણવામાં આવતાં તેણે **ચંદ્રપાલને** ઘણું જ દુઃખ દેવા માંડયું છે ! અરે નિષ્ઠુર અને હૃદયહીન રાક્ષસે તે બિચારા **ચંદ્રપાલને** અત્યારે બન્દીવાન બનાવ્યો છે ! તેનાપર અત્યાચારની વૃષ્ટિ વર્ષી રહી છે ? તેને રીબાવી રીબાવીને મારવાની પાપી રાક્ષસે પ્રતિજ્ઞા લીધી છે, પરોપકારી **ચંદ્રપાલના** પરિવારની પણ શકટારના પરિવારની પેઠે દુર્દશા કરી છે ! તેના ઘરનાં તમામ માણસોને બન્દીવાન બનાવ્યાં છે! તેનાં ઘરબાર લૂંટી લીધાં છે ! તેનાં નાનાં નાનાં બાળકો અન્નના અભાવે કરુણોત્પાદક પોકાર કરી રહ્યાં છે! તેની પદવી ખેંચી લીધી છે. અત્યારે તે બિચારા પર ધર્મ કરતાં ધાડ ઊઠી છે ! **શકટારને** બચાવવા જતાં તેની દશા ઘણી જ શોચનીય બની ગઇ છે! તેને નથી મળતું ખાવાને અન્ન કે પીવાને પાણી. સૂવા માટે શય્યાપણ આપવામાં આવતી નથી. શકટારની પેઠે તેને તથા તેના કુટુંબી જનોને કંટકમય શય્યા સોંપવામાં આવી છે. તે શય્યાપર કરવટ બદલી બદલીને તેઓ બિચારાં રાત્રિવીતાડે છે ! **શકટારને** કેદ કરી મારી નાંખવો એ પણ આ યુદ્ધનો બીજો એક ઉદ્દેશ છે. રાજા **ધનનંદ** તારૂં ખૂન કરી તારૂં લોહી પીવાની આકાંક્ષા રાખે છે, તેવી જ રીતે રાક્ષસ પોતાના હરીફ **શકટારની** હત્યા કરી તેના લોહીનું પાન કરવાને ઉત્સુક થઈ રહ્યો છે! મામલો ઘણોજ ગંભીર છે ! આ યુદ્ધનું નિમિત્ત માત્ર તું એક જ નહિ, પરંતુ તારા જેવી અનેક વ્યક્તિઓ છે. ”

“ તું અને **શકટાર** તેમની આંખોમાં જેટલા ખૂંચો છો, તેનાથી વધારે હું તેમની આંખોના કાંટો થઇ પડયો છું ! તેઓ મને પોતાના પ્રબળ શત્રુ માને છે ! મને છે ! મને પોતાના કારાગૃહમાં કેદી તરીકે રાખવા માટે બહુ જ વ્યગ્ર બની ગયા છે ! અરે મારૂં—બ્રાહ્મણનું ખૂન કરવાને પણ તેમનાં હૃદય આતુર બની ગયાં છે ! મને પકડીને, રાજમંત્રી **શકટારની** પેઠે કેદ કરવા માટે, રાક્ષસમંત્રી પૂરતી મેહનત ઊઠાવી રહ્યો છે. મારી તપાસ માટે તથા મને પકડી પાડવા માટે તે

નરાધમે કેટલાક ચાલાક જાસૂસોને પણ નીમી દીધા છે ! મેં આ બનાવનું પ્રત્યક્ષ પ્રમાણ મેળવીને જ રાજા સમરકેતુના રાજ્યમાં આશ્રય મેળવવાની આશાથી પ્રવેશ કર્યો છે. મારી મરજીથી જ તેમના મંત્રીની પદવી ગ્રહણ કરી છે ! આ સર્વ બાબતોનો ખ્યાલ કરી વિચારી જો કે, તું આ પ્રમાણે આત્મસમર્પણ કરીશ તો મારી, રાજા સમરકેતુની તથા રાજમંત્રી શકટારની રક્ષા કોઇ પણ પ્રકારે થઈ શકશે ખરી કે? તું યુદ્ધનિપુણ પુરુષ છે, મહાન લડવૈયો છે, તેથી જ તને આવો આગ્રહ કરી રહ્યો છું. તેમ છતાં અમારા બધાંનાં ખૂન કરાવવાની અથવા અમારા લોહીથી આ ભૂમિને રંગી બતાવવાની અને શત્રુઓ દ્વારા અમારા બરબાદી કરાવવાની તારી ઇચ્છા હોય તો તું ખુશીથી અમારો ત્યાગ કરીને ચાલ્યો જા. તારા જવાથી અમારી ક્ષતિ થશે. એક વીર નાયકનો અસ્ત થતાં સમસ્ત સેના ફીકી પડી જશે અથવા તો તદ્દન બળહીન અને બાયલી બની જશે.”

ચંદ્રગુપ્ત, ચાણક્યના ઘોર કપટચક્રમાં પડ્યો હતો, તે ચક્રમાંથી તેનો છૂટકો થાય તેવો કોઇ પણ ઉપાય રહ્યો નહોતો. ચાણક્યના જેવો નીતિશાસ્ત્રવેત્તા પુરુષ કદાપિ અસત્યવાદી હોઇ શકે જ નહિ. આમ ધારીને જ ચંદ્રગુપ્તે તેનામાં પૂરતો વિશ્વાસ રાખી, ચાણક્યના પગનો સ્પર્શ કરી તેની ઇચ્છા મૂજબ પ્રતિજ્ઞા લઇ લીધી. ચાણક્યના એક અક્ષરનો પણ તેણે પ્રતિકાર કર્યો નહિ. કારણ કે, તે તેને દૈવી પુરુષ માનતો હતો, પોતાનો સાચો સહાયક ધારતો હતો. વાસ્તવિક રીતે વસ્તુસ્થિતિ પણ તેવા જ પ્રકારની હતી. ચાણક્યની મનોભાવના ચંદ્રગુપ્તને જ મગધનો સમ્રાટ બનાવવાની તથા સર્વ વિજયી ભૂપતિ તરીકે સ્થાપિત કરવાની હતી.

ચાણક્ય ચંદ્રગુપ્તને આશીર્વાદ આપીને બોલ્યો કે;—“ વત્સ ! અત્યારે તું વિજય લક્ષ્મીને પ્રાપ્તકર, એવોજ મારો એક માત્ર આશીર્વાદ છે ! તું આદર્શ વીરનર તરીકે જગતમાં તારી અક્ષયા કીર્તિનો વિસ્તાર કર તથા ચાણક્યના શિષ્ય તરીકેનો પ્રભાવ બતાવી વિશ્વને મુગ્ધ બનાવ એજ મારી અંત;કરણની અંતિમ આકાંક્ષા છે ! મેં તને અત્યાર સૂવી કહ્યું નથી, પણ હવે કહેવાની ખાસ ફરજ પડી છે કે, આયુદ્ધમાં તું જ સર્વ વિજયી થશે. મારાં આ વાક્યોને ચોક્કસ માનજે કે, આ યુદ્ધના વિજયનું ગૌરવ તથા યશ તનેજ પ્રાપ્ત થવાનાં છે. આ મારી દુરાશા નથી, તારી આગળ ખોટી વડાઇના શબ્દો નથી,

પરંતુ ભગવાન મહાકાળની આદેશવાણી છે. કાલે આખી રાત સુધી મેં ભગવાન મહાકાળ અને આદ્યદેવી મહાશક્તિની ઉપાસના કરી હતી, ગદ્‌ગદિત કંઠે તેમની સેવા કરી હતી, તેથી મહાકાળ અને મહાશક્તિએ મેં ભક્તિપૂર્વક અર્પેલા અર્ધ્ય ગ્રહણ કરી, મને આશીર્વાદ આપી આ બધી બીના સંક્ષેપમાં સમજાવી દીધી હતી! મેં આ યુદ્ધમાં તારો વિજય થાય, શત્રુ પક્ષનો પરાજય થાય તથા રાજા સમરકેતુના સૈન્યની રક્ષા થાય, એવી પરમાત્માપાસે પ્રાર્થના પણ કરી હતી. તે પ્રાર્થનાના પરિણામે મને લાગે છે કે, અવશ્ય આપણો વિજય જ થશે. હું ધારૂં છું કે, આ યુદ્ધ તે તારા જેવા વીર પુરુષોના પરાક્રમની પરીક્ષા કરવાનો એક પ્રસંગ જ છે. તે વિના રાજાનંદને આવા દુર્મતિ સૂઝેજ નહિ. પણ ફિકર નહિ. પરમાત્માએ મારી પ્રાણુસ્પર્શી પ્રાર્થનાનો સ્વીકાર કરી મારી મનોકામના પૂર્ણ કરવાની સહાનુભૂતિ આપી છે, તેથી અવશ્ય તારો જ વિજય થશે."

ચાણક્યના મુખથી આવી વાર્તા સાંભળી ચંદ્રગુપ્ત અજાયબ થઇ ગયો, સ્તંભિત થઈ ગયો. તે ભક્તિસહિત તેનાં ચરણોમાં વંદન કરી નમ્રતાથી બોલ્યો કે;—" આર્ય ! આપે મારા હૃદયક્ષેત્રમાં તદ્દન કરમાઈ ગયેલી આશાલતાને આપે ઉપદેશ રૂપી વારિનું સિંચન કરી બહુ જ હરિઆળી બનાવી દીધી છે. મારી મૃત થયેલી વીરતાને પુન: સજીવન કરી છે. તે વીરતા સદાને માટે જાગ્રત રહે તથા મારા હૃદયમાં ભીરુતાનો સંચાર થવા ન પામે એવો આશીર્વાદ આપો. મહારાજ સમરકેતુ ભાગ્યશાળી પુરુષ છે, કે જેઓ પોતાના આવા સંકટના સમયે આપના જેવા દયાળુ, કર્ત્તવ્ય કુશળ અને સાચા સલાહકાર પુરુષને પ્રાપ્ત કરી શક્યા છે ! મારાં પણ અહો ભાગ્ય કે, આજે આપના અમૂલ્ય ઉપદેશથી હું અજ્ઞાના ધંકારવાળાકૂપમાં પડતો બચ્યો છું, કર્ત્તવ્યભ્રષ્ટતાના ભયંકર પાપથી ઉગરી શક્યો છું. આપે આજે મને ભયંકર પાપમાંથી સત્ય સનાતન પુણ્યના સ્થાનમાં લાવી મૂક્યો છે ! આપના ઉપદેશે મને જાગ્રત કર્યો છે, મોહમયી માયાની છળનામાંથી બચાવ્યો છે ! પાપના ધધકતા અગ્નિમાં પડી બળી મરતો બચાવ્યો છે ! પ્રભુ ! પરમાત્મા આપનું કલ્યાણ કરો ! આ પુણ્યભૂમિ ભારત આપના સમાન કર્ત્તવ્યદક્ષ, ન્યાયનિપુણ અને નીતિજ્ઞાનવેત્તા સમર્થ પુરુષોના પ્રતાપે જ સમસ્ત વિશ્વમાં વિખ્યાતિ મેળવી શકી છે! વિશ્વમાં અગ્રસ્થાન ભોગવી રહી છે ! આપના જેવા સ્વાર્થત્યાગી, દૃઢ પ્રતિજ્ઞ

અને કર્મકાંડનિપુણ મહાનુભાવો ભારતભૂમિમાં વિરલ જ હશે ! ધન્ય મહાત્મા ! આપના સંસર્ગથી અમારો ભવોભવનો ભય દૂર થયો છે, અમારી અજ્ઞાન નિદ્રા ઉડી ગઇ છે ! પરમાત્મા ? આ ભૂમિમાં આપના જેવા અનેક પવિત્ર પુરુષો ઉત્પન્ન કરો અને ગૌરવાન્વિત ભારતનાં ગૌરવમાં વૃદ્ધિ કરો !"

ચાણક્યે પોતાની પ્રશંસા સાંભળી સહજ સંકોચ પામી કહ્યું;– "બેટા ! તમારી શક્તિની તુલનામાં હું કાંઇ વિસાતમાં નથી. તેમ છતાં ગાયત્રી તથા બ્રહ્મચર્યે, મારા જીવનને એક પ્રકારે આદર્શ બનાવ્યું છે ! હું તે મહાન બળના પ્રતાપે હમેશાં બ્રાહ્મણ, રાજા અને રાજકુમારોની સભામાં અગ્રસ્થાન મેળવી શક્યો છું. અનેક સ્થળે ઉપદેશ કરનારા પુરુષોમાં અગ્રેસર તરીકે કામ પણ કરી શક્યો છું. ક્ષત્રિયજાતિમાં મારૂં માન તથા સ્થાન પૂજનીય ગણાય છે ! મારા ચારિત્રના પ્રભાવે મારી કીર્તિ વિશ્વવિખ્યાત થઈ શકી છે ! આ કાર્યમાં હું જે કાંઇ યત્ન કરીશ તેનું સારૂં કિંવા બુરૂં પરિણામ તમારે જ ભોગવવવાનું છે ! મેં આ સંસારના સર્વે સમ્પર્કનો ત્યાગ કર્યો છે ! જગતની વૈભવનીય વસ્તુની અપેક્ષા કરી છે, એટલે આ યુદ્ધના વિજય સાથે મારો કશો સંબંધ જ નથી. હું માત્ર મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવાના ઉદ્દેશથીજ આ યુદ્ધમાં જોડાયો છું. છતાં પ્રત્યક્ષ રીતે એમાં ભાગ લેવાની મારી ઇચ્છા જ નથી. હું પરોક્ષ રીતે જ કાર્ય કરવા ઇચ્છું છું ! યુદ્ધ કરવાનો વ્યવસાય મારા જેવા સંસારત્યાગી બ્રાહ્મણોનો નથી, પણ તારા જેવા સંસારીઓ તેમજ મુખ્યત્વે ક્ષત્રિયોનો જ છે ! પણ યજ્ઞસભા જેવા પવિત્ર સ્થાનમાં મારૂં અપમાન થયેલું જોઈ મારે આટલાવાનાં કરવાની ખાસ ફરજ પડી છે ! "

" ચંદ્રગુપ્ત ! તું નથી જાણતો કે, એ દાંભિક મગધપતિએભરી રાજસભામાં, અસંખ્ય માણસોની સમક્ષ, મારૂં યત્પરોનાસ્તિ અપમાન કર્યું છે. જે ચારિત્રહીન પશુ જેવા પાપી કપટકને એક દિવસ મારી પોષ્યપુત્રીપર અત્યાચાર કરવા જતાં, મહારાજ સમરકેતુની રાજસભામાં ઇન્સાફ માટે લાવવામાં આવ્યો હતો, અને મેં જે પાપીને ઉદાર હૃદયથી ક્ષમાનું દાન આપ્યું હતું, તેજ ધુર્ત્ત, નિમકહરામ અને પિશાચ કપટકે પણ મારા અમૂલ્ય ઉપકારને છેક વિસરી જઇને મારૂં ભયંકર અપમાન કર્યું છે તથા તે દુષ્ટ ધનનંદ અને તેના પાપી મંત્રી રાક્ષસે, તે અપમાનને પુષ્ટિ આપી છે. મગધરાજે મને આમંત્રણ મોકલાવ્યું હતું,

તેથી જ હું તેની સભામાં ગયો હતો, નહિતો રાજસભાના દ્વારપાસે ભીખારીની પેઠે જઇ ઉભા રહેવાની મારી બિલ્કુલ ઇચ્છા પણ નહોતી. આ અપમાનનો બદલો મારે લેવો જ પડશે એ બદલો લેવા માટે બ્રાહ્મણ હોવા છતાં પણ જો મારે ક્ષત્રિયોચિત કાર્ય કરવું પડશે, તો તે પણ કરીશ. અપરાધની પણ અમુક એક બાંધેલી સીમા હોય છે. ક્ષમાનું પણ અમુક એક નીમેલું સ્થળ હોય છે. ક્ષમા અને શાન્તિની મર્યાદાનું ઉલ્લંઘન થવા દેવું, એ મહા ભયંકર પાતક મનાય છે. મગધપતિ ધનનંદ તે સ્થળને તથા મર્યાદાને ઓળંગી ગયો છે. કપટક તથા રાક્ષસે પણ તેનું ઉલ્લંઘન કર્યું છે! મેં તે સભામાં આવેલા દર્શકો સમક્ષ, બ્રાહ્મણના મુખ્ય ચિન્હરૂપ આ શિખા છોડીને પ્રતિજ્ઞા કરી છે કે, નંદવંશનો ધ્વંસ કર્યા વિના, રાજપરિવારને નષ્ટ કર્યા વિના તથા રાજમંત્રી રાક્ષસનું અસ્તિત્વ નષ્ટ કર્યા વિના હું આ મગધભૂમિમાં પગપણ મૂકીશ નહિ. કદાપિ તે તરફ દૃષ્ટિપાત પણ નહિ કરીશ! કોઇ પણ દેવતા અને દ્વિજોમાં ભક્તિ ધરાવનારા ખરા વીરનરને મગધના રાજ્ય સિંહાસનપર વિરાજેલો જોયા વિના હું કદાપિ રાજસભામાં પ્રવેશ પણ નહિ કરૂં ?" ચંદ્રગુપ્ત ! મારી આ પ્રતિજ્ઞાની રક્ષા કર ?"

આ વાર્ત્તા કહ્યા પછી ચાણક્યે રાજસભામાં તેના આમંત્રણ વાળા બનાવથી માંડીને તમામ બીના ધીમે ધીમે ચંદ્રગુપ્તને જણાવી દીધી અને ત્યાર પછી કહ્યું કે;—" ચંદ્રગુપ્ત તેં આ માત્ર તારી ઇચ્છાથી જ મારૂં શિષ્યત્વ સ્વીકારી લીધું છે. ગુરુ અને શિષ્યનો સંબંધ અતિ કઠોર હોય છે! ગુરુનું ઋણ પણ માતા અને પિતાના ઋણની પેઠે બદલો ન વાળી શકાય તેવું હોય છે ! તું તારા ગુરુના ઋણનો બદલો વાળી આપવાની ચેષ્ટા કર ! આ યુદ્ધના પરિણામે હું જાણી શકીશ કે મેં પાત્ર કિંવા અપાત્ર શિષ્યનો સ્વીકાર કર્યો છે ! વત્સ ! જે પ્રબળ અપમાનનો અગ્નિ મારા હૃદયમાં ચિતાના અનળની પેઠે ભડભડાટ કરતો સળગી રહ્યો છે, તે અગ્નિને મેં મારૂં હૃદય-કપાટ ખોલીને બતાવી આપ્યો છે ! આ બધી વાતો મેં રાજા સમરકેતુ તથા રાજમંત્રી શકટારને પણ મેં હજી સૂધી કહી નથી, માત્ર તને એકને જ કહી છે. માટે મારા હૃદયમાં બળતા અગ્નિને શાંતકર, યત્ન કરી હોલવી નાંખ કહે-કહે ભાઇ કહે જોઇએ કે, તું તારા ગુરુના ઋણને વાળી આપીશ ખરો કે? તારા ગુરુની ભયંકર ચિંતાને મટાડી

શકીશ ખરો કે ? જો તું તેમ નહિ કરી શકે તો લોકો તને મનુષ્યત્વહીન માનશે,"

ચંદ્રગુપ્તના મુખમાંથી નીકળતા જવાબની કાંઈ પણ જોયાવિના ચાણક્ય તરત જ તે ઓરડામાંથી બહાર ચાલ્યો ગયો. ચંદ્રગુપ્તને તેને કાંઇપણ જણાવવાનો અવસર પણ મળી શક્યો નહિ.

ચંદ્રગુપ્ત, મંત્રથી મુગ્ધ થયેલા મનુષ્યની પેઠે તે ઓરડામાં બેસી રહ્યો. તેણે મનમા ને મનમાં જ વિચાર્યું કે;—" દેવતાઓ અવસ્ય મારાપર પ્રસન્ન થયા છે ! નહિતો સમરકેતુના આવા દુઃખની વેળાયે આ યોગસિદ્ધ મહાજ્ઞાની મહાત્મા પુરુષનો અચાનક આમ મેળાપ પણ શીરીતે થઇ શકે ? સંદેહ કિંવા શંકાથી હિંચકતા મારા આ નિરાશ હૃદયમાં પુનઃ નવીન ઉધમ કરવાની કલ્પના પણ શી રીતે ઉદ્‌ભવે ? મારા વડીલ બંધુ મગધરાજ ધનનંદે, આ ક્ષાત્રતેજવાળા, યોગસિદ્ધ મહા પુરુષને અપમાનિત કરીને જે કાંઈ મહાપાતક કર્યું છે, તેથી શી આફત આવશે તથા શાશા અનર્થો અને કુપરિણામો વેઠવાં પડશે તેની તેમણે કલ્પના પણ કરી નથી. હજી સુધી આ શક્તિસંપન્ન તેજસ્વી બ્રાહ્મણની અપૂર્વ શક્તિને તેઓ જાણી પણ શક્યા નથી. મદ અને ગર્વથી ઉન્મત્ત થઇ કારસ્થાની મંત્રી તથા બુદ્ધિહીન સાળાની શિખાવણીથી તેમણે આ સર્વ ગુણસંપન્ન, બ્રહ્મતેજવાળા ચાણક્યનું અપમાન કરી એક તીવ્ર વિષધર સર્પને છંછેડયો છે. હાથે કરીને કરાળ કાળના મુખભણી પોતાના હાથને લંબાવ્યો છે ! "

ચંદ્રગુપ્ત, સમરકેતુને આ સર્વ બીના જણાવવા માટે તે ઓરડામાંથી બીજાએક અતિ સુંદર અને તરેહ તરેહવારની શોભાથીશણગારાયલા ઓરડામાં ચાલ્યો ગયો.

આ તરફ ચંદ્રગુપ્તથી વિખુટો પડી, ચાણક્ય જ્યારે તે ઓરડામાંથી બહાર નીકળ્યો ત્યારે તેણે જોયું કે, પોતાની સન્મુખ રાજનંદિની મંદાકિની ઉભેલી હતી."

ચાણક્ય મન્દાકિનીને જોઇ હસતા મુખથી બોલ્યો કે;—" માતા ! તું શું અત્યારે મને મળવા માટે આવી હતી ? મારી સાથે કાંઇ વાત ચીત કરવાની આશાથી આવી હતી ?"

મન્દાકિની એ નમ્રતાથી ઉત્તર આપ્યું:—" ના દેવ ! હું યુવરાજ ચંદ્રગુપ્તની પાસે જતી હતી, એવામાં અચાનક આપનીજ મુલાકાત થઇ ગઈ ! "

ચાણક્યે કહ્યું;—“ માતા! જે કાર્ય સારૂ તું યુવરાજ ચંદ્રગુપ્તને મળવા જતી હતી, તે કાર્ય તારો આ દીન સંતાન જ કરી આવ્યો છે!”

“ કયું કાર્ય પ્રભુ ? ”

“ ચંદ્રગુપ્તે મારા શિષ્યતત્વનો સ્વીકાર કર્યો છે! અને મારી પાસે પ્રતિજ્ઞા લીધી છે કે, તે કદાપિ મગધપતિના હાથમાં આત્મસમર્પણ કરશે નહિ. બનતી મેહનતે ગુરુનું ઋણ ચૂકવવાની ચેષ્ટા કરશે તથા રાજા સમરકેતુના સેનાપતિ પદનો સ્વીકાર કરશે. કેમ માતા ! હુ તારો આદર્શ સંતાન થવાને, યોગ્ય છું ખરો કે નહિ વારૂ ?”

મન્દાકિની, ચાણુક્યની ચરણરજ લઈ બોલી;—“ દેવતા! આપનું કાર્ય અસાધારણ છે. ખરેખર મેં આપનું માતૃપદ ગ્રહણ કરી કરી એક પ્રકારના અસ્વાભાવિક ગર્વનો અનુભવ કર્યો છે!”

## પ્રકરણ ૩ જું

### કારસ્થાનનો પ્રારંભ

શકટાર અને ચાણક્ય એક નિર્જન ઓરડામાં બેઠા હતા. મુખપર એક પ્રકારની ઉદાસિનતાની છાયા છવાઈ ગઈ હતી. અને બન્નેએ મૌનવ્રત ધારણ કરી લીધું હતું! કોણુજાણે કોઈ એક ગંભીર ચિંતામાં તેમનાં બન્નેનાં મન પરોવાઈ ગયાં હતાં. ચાણક્યને રહેવા માટે રાજમહાલયના એક એકાંત ભાગમાં કેટલાક ઓરડાઓ કાઢી આપવામાં આવ્યા હતા. તેમાંના એક સુંદર ઓરડામાં બેસીને જ તેઓ બન્ને ચિંતામગ્ન બની ગયા હતા. ચાણક્ય શકટારને કાંઇક કહેવાની ઇચ્છા કરતો હતો, પરંતુ તેનાથી કશું કહી શકાતું નહોતું.

કેટલીકવાર સુધી આ પ્રમાણે શાંત રહ્યા પછી છેવટે ચાણક્યે અચાનક તે મૌનનો ભંગ કરી શકટારને ઉદ્દેશી કહ્યું કે;—“ જૂઓ શકટાર! હું જે કાર્ય કરવા ઇચ્છું છું, તે કાર્ય કરવાની તમારી પણ ઇચ્છા છે! મારા અને તમારા કાર્યની દિશા એક જ છે! મારો અને તમારો દુશ્મન પણ એક જ છે. હું જેનો જેનો નાશ કરવાની ઇચ્છા રાખું છું, તેનો નાશ કરવાની તમારી પણ ઇચ્છા છે! મને જેના

તરફથી, તમને પણ તેના તરફથી અત્યંત ત્રાસ વેઠવો પડયો છે! હું જેને ધરાના પડપરથી નાબૂદ કરવા ધારૂં છું, તેને તમે પણ નાબૂદ કરવા ઇચ્છો છો, એટલે આપણા બન્નેનો ઉદ્દેશ એક જ છે! આપણે બન્નેને એક જ દિશામાં કાર્ય કરવાનું છે. હું જે ઉપાય યોજવા ઇચ્છું, તેજ ઉપાય યોજવાની તમારી પણ ઇચ્છા છે, માટે આપણે બન્નેએ મળીને એક પ્રકારના દૃઢ નિશ્ચયપર આવવું જોઇએ."

"હું કપટ તથા કુશળતાનો જાળ બિછાવી, તેમાં આપણા પ્રબળ શત્રુ મગધરાજ ધનનંદને સપડાવી તેનો સર્વનાશ કરવા ઇચ્છું છું. અત્યાર લગીમાં આ યુદ્ધ સંબંધી આપણે જે કંઈ તૈયારીઓ કરી છે, તે મગધના વિપુલ સેનાબળની તુલનામાં બહુ જ અલ્પ છે કિંવા ખરૂં કહીએ તો કશા લેખામાં જ નથી. એટલા માટે આપણે કૂટ કૌશલ્ય જાળનો વિસ્તાર કરી, શત્રુનો નાશ કરવાની ચેષ્ટા કરવી જોઇશે. જો વિધાતા આપણા પ્રત્યે નારાજ નહિ હોય, તો એ કૌશલ્યની સહાયતાથી આપણે અવસ્ય તે ધૃષ્ટ મગધરાજને પરાજિત કરાવી શકીશું, તેના સૈન્યની પાયમાલી કરી શકીશું. તેને બંધનયુક્ત કરી આપણા કાબૂમાં લાવી શકીશું. આમ થવાથી સંધિ કરવામાં આપણને અત્યંત સરળતા થઈ પડશે. મારા મનનો સંકલ્પ એવો છે કે, આપણે જ્યાં સૂધી પૂરતી રીતે તૈયાર ન થઈ શકીએ, જ્યાં સૂધી ચંદ્રગુપ્ત બહોળા પ્રમાણમાં સૈન્ય એકઠું ન કરીશ. કે, જયાં સૂધી પહાડી સૈન્ય ઉત્સાહમાં આવી રણભૂમિમાં ન આવી શકે, ત્યાં સૂધી આપણે સારો અવસર મળવાની વાટ જોવી પડશે. જેમ બને તેમ જલ્દી બધી જાતની તૈયારીઓ કરી લેવાય તેવા યત્નો પણ કરવા જોઇશે. જો તેમ કરવામાં જરા પણ વિલંબ થશે તો ગર્વિષ્ટ મગધરાજ આપણાપર પોતાનો પ્રભાવ સત્વર સ્થાપી શકશે તથા તેમ થવાથી આપણી પ્રજાને ઘણું જ વિષમ પરિણામ વેઠવું પડશે."

"તે ઉપરાંત એ નંદરાજાને ભ્રષ્ટ બનાવવાનો આપણે કોઇપણ સરળ ઉપાય શોધી કાઢવાની ખાસ જરૂર છે. થોડું ઘણું સૈન્ય લઇને મગધનાં દ્વારપર ધક્કો મારતાંની સાથે જ, તે દુર્ભેદ્યદ્વાર એકદમ તૂટી પડે અથવા ધરણીપર ઢળી પડે, એવી વ્યવસ્થા આપણે કરવી પડશે. પરંતુ તે કાર્ય વખત વિચારીને કરવા જેવું નથી. કારણ કે, તેમ કરવામાં નાના પ્રકારનાં અનેક કૌશલ્ય રચવાની ખાસ આવશ્યક્તા છે. કપટવિદ્યા તથા કુશળતાનો આશ્રય લીધા વિના આવાં મહાન કાર્યો

કદાપિ બની શકતાં નથી. રાજનીતિમાં કપટ વિદ્યા એક અતિ ઉપયોગી વસ્તુ ગણાય છે. કૌશલ્યના પ્રભાવે મહાન મહાનરાષ્ટ્રનો વિપ્લવ થયો છે, મદગર્વવાળા એક અનેક નૃપતિઓ નાશ પામ્યા છે અને તેમના ગૌરવાન્વિત રાજમુકુટોને પણ ધૂળમાં રોળાવું પડયું છે. વિજય અને કાર્યસિદ્ધિ કરવામાં પણ કુશળતાને ઘણીજ ઉપયોગી વસ્તુ માનવા આવી છે. પાંડવ-કૌરવના યુદ્ધમાં કપટતાનો જ મુખ્ય આધાર રાખવામાં આવ્યો હતો. હું આ વાર્તા મારી મનની કલ્પેલી કહેતો નથી, પરંતુ સત્ય જ કહું છું. જગત્ જે સૂત્રનો સ્વીકાર કરતું આવ્યું છે, ધનુર્ધારી તેમજ યુધ્ધપરાયણ પુરુષોએ જે સૂત્રને અગ્રસ્થાન આપ્યું છે, તેનો સ્વીકાર કરવામાં હું કોઈ પણ પ્રકારનું પાપ માનતો નથી. હા-ધર્મપ્રિય, ન્યાયી અને નીતિપરાયણ શત્રુ સ્હામે આ પ્રકારનું વર્ત્તન ચલાવવામાં આવે તો તેથી પાપ થવાનો સંભવ રહે છે ખરો, પરંતુ અન્યાયી, અત્યાચારી, પાપી, સ્વાર્થી અને મહત્વાંકાક્ષી પુરુષની સ્હામે કપટવિદ્યાથી વર્તવામાં હું પાપ નહિ પણ પુણ્ય જ માનું છું. પાપને વિદારવું એ પણ પુણ્ય જ છે. સત્ય અને ન્યાયપ્રિય વ્યક્તિનું રક્ષણ કરવામાં કદાચ કાંઇક પાપ થઇ જાય તો પણ તે પાપની પરમાત્મા ક્ષમા આપે છે. નીતિની રક્ષા માટે પાપ થાય તો તેથી ડરવાનું કશું કારણ નથી. વિશ્વાસઘાત કરવો એ મહાપાપ મનાય છે. પરંતુ મગધરાજે આપણાપર કોઇ પણ જાતનો વિશ્વાસ રાખ્યા વગર ઉલટી શત્રુતાજ પેદા કરી છે, તો પછી વિશ્વાસઘાતકતાનું પાપ આપણને સ્પર્શ કરે તેવો કોઇ સંભવ જ નથી. ધર્મ સદાપાપને વિદારે છે. આપણે ધર્મના આશ્રિત છીએ, પાપના નથી, એટલે તે પણ આપણો સહાયક થઈ યુધ્ધભૂમિમાં આવી ઉભો રહેશે.”

“મહાશય! આપનું આ કથન તદ્દન સત્ય છે, આપની કલ્પના અક્ષરસઃ માન્ય રાખવા યોગ્ય છે. મગધરાજ તથા તેના મંત્રીએ આપણાપર જુલ્મ ગુજારવામાં કશી કચાશ રાખી નથી. અરે મારૂં તો તે દુષ્ટ દાનવોએ સત્યાનાશજ કરી નાંખ્યું છે? મારા નિર્દોષ પુત્રનો અને પુત્રીનો, મારી નિરપરાધિની પ્રિયતમાનો તે પાપાત્માઓએ વિના કારણ નિષ્ઠુરતાથી નાશ કર્યો છે. જ્યારે જ્યારે મને આ વાતનું સ્મરણ થાય છે, ત્યારે મારૂં હૈયું વલોવાય જાય છે તથા તે નરાધમોનો આ સંસારની પવિત્ર ભૂમિપરથી સત્વર નાશ કરવાની ઇચ્છા થઇ આવે છે. તે બળવાન છે, આપણે અશક્ત છીએ. માટે આપની સલાહ પ્રમાણે કપટવિદ્યાનો આશ્રય તેવોએ પણ મને પ્રશસ્ત જ જણાય છે.” રાજમંત્રી શકટારે કહી સંભળાવ્યું.

" સાંભળો ત્યારે મંત્રી શકટાર ! ભરી રાજસભામાં ગર્વિષ્ટ નંદ-રાજાએ આપણું જે ભયંકર અપમાન કર્યું છે, તેનો બદલો વાળવાનો જ્યારે ઇશ્વર આપણને સારો દિવસ આપશે, ત્યારે આપણે એ અપમાનકારી તથા અભિમાની નંદને નિષ્ઠુરતાથી પૂરતી સજા કરીશું તથા તેને બતાવી આપીશું કે, એક સાધારણમાં સાધારણ મનુષ્ય સાથે પણ વૈર બાંધવા જતાં તેનું ફળ કેવું કડવું ભોગવવું પડે છે ! તમને પણ એ હૃદયહીન મગધરાજે જે પ્રકારે પીડિત કર્યા છે, તે પીડાનું તમને કદાપિ વિસ્મરણ થઇ શકે તેમ નથી. પરંતુ હવે એ બધી બાબતોનો બદલો વાળવા માટે મેં એક ઉપાય શોધી કાઢ્યો છે. તે ઉપાય અતિ અસરકારક છે. પણ તેને અમલમાં મૂકતાં પહેલાં તમારે મને એક ચતુર, બુદ્ધિમાન અને પરમ સૌન્દર્યશાલિની યુવતી લાવી પડશે, જેને આપણે નંદરાજાના અંતઃપુરમાં મોકલીને, કૌશલ્યજાળના વિસ્તારથી તે ધૃષ્ટ મગધરાજને તેના ગુલામનો પણ ગુલામ બનાવી શકીશું. એ મોહિનીની મદદથી આપણુ તે પાપાત્માને હેરાન હેરાન કરી શકીશું. રમણીના રૂપથી મુગ્ધ બનાવી તેની બુદ્ધિને ભ્રષ્ટ કરાવીશું એટલે તેનાથી યુદ્ધ પણ થઇ શકશે. રમણીના મોહમાં અંધ બનેલા રાજાના મનમાં નિરંતર કામ લોલુપતાનો અગ્નિ પ્રજળ્યા કરશે અને તેના યોગે તે ભ્રષ્ટ થશે. નારીની સુંદરતા જ્યારે દૃઢ હૃદયના યોગીવરોને પણ કર્ત્તવ્યભ્રષ્ટ કરી શકી છે, તો પછી બિચારા નંદરાજાની તો વાત જ શી કરવી ? ઉલપી અને ચિત્ર-કળાએ અર્જુનના મનને લોભાવ્યું, સત્યવતીની સુંદરતાએ વિશ્વવિખ્યાત મહાવિદ્વાન વ્યાસ મુનિના પિતા પરાશરને લુબ્ધ બનાવ્યા, ભારત ભૂષણ ભિષ્મના પિતાની પણ રમણીના સૌંદર્યે તેવી જ દશા કરાવી, તો પછી વૈભવ–વિલાસી અને કામપરાયણ નંદરાજા તેનામાં મોહી પડે તો તેમાં અજાયબી જેવું કાંઇ જ નથી. લલનાના લાવણ્યમાં મુગ્ધ ન બને એવા યોગીવરો વિરલ જ હોય છે, બાકી આખું બ્રહ્માંડ તેની આગળ પરાજિત થઇ ગયું છે ! સ્વયં ભગવાન પણ મનુષ્ય અવતાર ધારણ કરી લલનામાં લુબ્ધ બન્યા હતા, તો પછી નંદ જેવા સાધારણ મનુષ્યના સંબંધમાં તેમ થવું સર્વથા શક્ય કિંવા સંભવિત જ છે. મ-દિરાના સમાન મદીલાં લોચન, ભૂજંગના સમાન ચળકતો, કાળો, કેશ કલાપ, સિંહના જેવી સુંદર કટિ, ચંદ્રમા સમાન વદન અને આમ્રફળ સમાન ઉન્નત પીન પયોધર આદિ સર્વ સુંદરતાનાં અંગો જોતાંની રાજા નંદ તે રમણીમાં આસક્ત બની જશે અને તેમ થવાથી આપણું કાર્ય પણ સત્વર ફળીભૂત થશે. "

"

"પરંતુ મંત્રિવર્ય! આવી કોઇ લાવણ્યવતી લલના આ મગધ ભૂમિનાં રાજધાનીમાંથી કિંવા તેની આસપાસના કોઈ પણ પ્રદેશમાંથી મળી શકશે ખરી કે? તમે આવી કોઇ રૂપાળી રમણી લાવી આપશો ખરા કે? પણ એટલું ખાસ ધ્યાનમાં રાખજો કે, જો કોઇ નીતિહીન, ધર્મભ્રષ્ટા, લોભપરાયણા તથા કામપિપાસુ રમણી હશે, તો આપણો ઉદ્દેશ સિદ્ધ થઈ શકશે નહિ, કિન્તુ સમસ્ત વિશ્વમાં આપણી સર્વની અપકીર્તિ થશે, માટે જેમ બને તેમ તેવી કોઇ સદ્‌ગુણસંપન્ના, લોભ-વિહીના રમણીની તજવીજ કરવાનો સત્વર આરંભ કરો."

"મહાત્મન, આપની આ કલ્પના અતિ ઉત્તમ છે, હું પણ તેમાં સહાનુભૂતિ આપું છું. આપ જે કાંઇ ઉપાય યોજો તેમાં કશી ન્યૂનતા હોય જ નહિ. પરંતુ–" **શકટાર** આ પ્રમાણે બોલતો હતો, તેને વચ્ચમાં જ અટકાવીને ચાણક્યે કહ્યું;–"સાંભળો મંત્રીજી, પ્રથમ મારી વાત સાંભળી લ્યો અને પછીથી તમારે જે કાંઈ કહેવું હોય તે ખુશીથી કહો. એ મગધરાજ ભયંકર અત્યાચારી છે. તેના હૃદયમાં દયા નથી, પ્રેમ કિંવા વાત્સલ્ય નથી. તેનું હૃદય કેવળ પાપથી જ પરિપૂર્ણ છે. ભ્રાતૃપ્રેમ, માતૃપ્રેમ તથા મિત્ર પ્રેમની તેના મનમાં કશી ભાવના જ નથી. તે અતિ આર્થ પરાયણ પુરુષ છે. પોતાના સ્વાર્થને પૂર્ણ કરવા માટે તે ધર્મ કિંવા નીતિનો પરિપાત થાય તોપણ જરાયે ડરતો નથી. તે અતિ નિષ્ઠુર છે. તેનું મન નિરંતર પાપ કર્મમાં જ લિપ્ત રહ્યા કરે છે. તે ઉપરાંત એનો સાળો કપટક મહાપાતકી અને હત્યારો છે. તેની જ્વાળાથી પ્રજાજનો–સુંદરી સ્ત્રી, કન્યા અથવા પુત્રવધૂને લઇને કોઇ પણ નિરાપદ રહી શકતું નથી. તેની કામ લાલસાનો અગ્નિ અતિ પ્રબળ છે. તે અગ્નિમાં અનેક કુળવતી લલનાઓના શીલની આહુતિ અપાઇ ગઈ છે. અનેક સતી નારીઓ ધર્મભ્રષ્ટા બની છે! રાજા તેની ફરિયાદ પણ સાંભળતો નથી. **શકટાર**, પ્રજાજનોથી રાજા તથા તેના આત્મીય જનોના અનેક અત્યાચારો સહી શકાય છે, પરંતુ પોતાની પુત્રી, ભગિની અને પુત્રવધૂની લજ્જા લૂટાતી જોઇ શકાતી નથી. આથી મગધની પ્રજામાં ભયંકર હાહાકાર વ્યાપી ગયો છે. રાજ્યની પ્રજા વ્યગ્ર બની ગઇ છે. પ્રજામાં અશાન્તિ અને વિષાદની છાયા છવાઇ ગઈ છે! બીજી બાજૂએ નિષ્ઠુર રાક્ષસ તરેહતરેહ વારના કરો નાંખી પ્રજાને પીડિત બનાવી રહ્યો છે. આ સર્વ કારણોથી મગધ દેશની પ્રજા ત્રાહિ ત્રાહિ પોકારી રહી છે. તેમનું દુઃખ નજરે દેખી શકાતું નથી. તે નિર્દોષ પ્રજા-

જનોના કષ્ટની વાર્ત્તા સાંભળતાં મારૂં કાળજું કમ્પી ઊઠે છે, હૃદય સ્તંભી જાય છે.”

“પણ હવે એ અત્યાચારને અટકાવવો જોઇએ, કારણ કે, દુઃખી પ્રજાને અત્યાચારી નૃપતિના પંજામાંથી છોડાવવી એ સર્વ બુદ્ધિમાન પુરુષોનું પ્રથમ કર્ત્તવ્ય છે. આમાં એક પ્રકારનો પરોપકાર સમાયલો છે અને પરોપકાર એજ મહા પુણ્ય ગણાય છે. **परोपकाराय सतां विभूतयः।** એવી જે ઉક્તિ કહેવામાં આવે છે તે સર્વથા સત્ય જ છે! જો કોઇ એક સાધારણ ત્યાગનો સ્વીકાર કરેલી સુંદરી આ નરાધમ નરપતિને મારા ઉપદેશ અનુસાર જાદૂમુગ્ધ બનાવી શકશે તો તો આપણે તથા તે સુંદરી સમસ્ત પ્રજાજનોના આશીર્વાદને પ્રાપ્ત કરી શકીશું. દુઃખથી પીડાથી, અત્યાચારથી રીબાતી અને નાના પ્રકારનાં સંકટાગ્નિથી દગ્ધ થતી પ્રજા આપણા સર્વના પર આશીર્વાદની વૃષ્ટિ વર્ષાવશે. હું તે સુંદરીને એવી એક અમોઘ તાંત્રિક ક્રિયાથી સુશિક્ષિત કરીશ કે જેના યોગે અત્યાચારી મગધરાજ હજારો યત્ન કરવા છતાં, તેનાપર કોઇ પણ પ્રકારનો અત્યાચાર ગુજારી શકશે નહિ. અથવા તો તે મદાંધ ભૂપતિ તે મનોહારિણી માનિનીના મોહને આધીન થઈ નિરંતર તેનો દાસાનુદાસ બની રહેશે તથા તેની તમામ પ્રકારની સેવાઓ ઊઠાવતો રહેશે.”

શકટાર, ચાણક્યના આવા અદ્ભુત પ્રસ્તાવથી, લેશ માત્ર પણ વિસ્મિત થયો નહિ. ચાણક્યની અલૌકિક શક્તિના સંબંધમાં તે જે કાંઇ જાણતો હતો, તેટલું બીજું કોઈ પણ જાણતુ નહોતું. તેણે મનમાં ને મનમાંજ વિચાર કર્યો કે;—“જે ચાણક્ય મૃતસંજીવની ઔષધિના પ્રયોગથી પ્રાણહીન પ્રાણીના જીવને જીવનની સીમામાં પાછો આણી શકે છે, તે ચાણક્ય જો પોતાની કઠોર અભિચારક્રિયાદ્વારા એક રમણીની સહાયતાથી, એક ચરિત્રહીન, લમ્પટ અને દુરાચારી મનુષ્યનો ધ્વંસ કરી શકે તો તેમાં કાંઈ અજાયબી જેવું નથી. બ્રહ્મતેજોમય બ્રાહ્મણ કોપના આવેશમાં આવીને ધારે તે કરી શકે છે. ચાણક્ય અતિ ચાલાક અને કર્ત્તવ્યપરાયણ પુરુષ છે, તેથી ગમે તે ઉપાયે પોતાનું કર્ત્તવ્ય તેમજ મનમાં ધારેલું કાર્ય પૂરૂં કર્યા વિના રહેશે નહિ.”

આ સમયે સહસા શકટારના મનમાં તડિતાનું સ્મરણ થઈ આવ્યું. તે એક ઉદ્દેશને હૃદયમાં ધારણ કરીને, તડિતાની મુલાકાત લેવા માટે ગયો હતો અને તેનો તે ગૂઢ ઉદ્દેશ્ય બીજા કોઇની આગળ પણ ન

જણાવતાં પોતાના મનમાંજ છૂપાવી રાખ્યો હતો. પણ તેમ છતાં એટલું અનુમાન તો અવશ્ય કરી શકાતું હતું કે, તે તતિડાના એકઠા કરેલા દ્રવ્યમાંથી એક પ્રબળ સેનાને તૈયાર કરવાની તે ઇચ્છા ધરાવતો હતો. એનો અખૂટ દ્રવ્યભંડાર રાજા સમરકેતુના અધિકારમાં આવે તથા તેનો વ્યય સૈન્યની વ્યવસ્થામાં થાય એવી તેના મનમાં દઢ આકાંક્ષા હતી. તડિતાએ સંન્યાસિનીનું વ્રત ધારણ કરી લીધું હતું, એટલે તેને દ્રવ્યની કશી આવશ્યક્તા નહોતી, એ પણ શકટાર સારી રીતે જાણતો હતો. અને તેથી જ તે તેના દ્રવ્યભંડારને સૈનિકબળ વધારવાના ઉપયોગમાં લેવાના નિશ્ચયપર આવ્યો હતો.

અને તડિતાના મનની ઇચ્છા પણ શકટારની ઇચ્છાને તદ્દન મળતી જ હતી. તે પોતાના દ્રવ્યનો આવો સદુપયોગ થાય, પોતાના પ્રેમિકનું કલ્યાણ થાય એમજ ઇચ્છતી હતી. શકટારની ઇચ્છા વિરુદ્ધ તે એક પણ કાર્ય કરવાને રાજી નહોતી. પરંતુ બુદ્ધિમાન શકટારે તડિતાનું તે દ્રવ્ય કરજે લેવાનો નિશ્ચય કર્યો હતો. મગધરાજની તુલનામાં, રાજા સમરકેતુનું ઐશ્વર્યબળ બહુ જ અલ્પ હતું. દ્રવ્યનું બળ એજ સૈન્યને વધારવાનો મુખ્ય ઉપાય છે. દ્રવ્યની સહાયતા વિના યુદ્ધમાં કદાપિ વિજય મળી શકતો નથી. આવો વિચાર કરીને આવા ખરા સંકટના વખતે વિપુલ દ્રવ્ય મેળવવા માટે શકટાર તડિતા પાસે ગયો હતો. પરંતુ પહેલા દિવસની મુલાકાત વખતે તેવી વાત કરવાનો તેનો કાંઈ અસસર જ મળી શકયો નહોતો અને તેથી તે બિચારો નિરાશ મનથી પોતાના ગૃહ તરફ ચાલ્યો આવ્યો હતો. જે દિવસે તે તડિતાને ત્યાં દ્રવ્ય મેળવવાની આશાથી ગયો હતો, તે દિવસે તડિતાએ પોતાના દુઃખની તેમજ શકટારે કરેલા તેના પ્રેમના પ્રતિકારની અનેક વાતો ઉપસ્થિત કરી હતી, તેથી શકટારથી પોતાના હૃદયની ખરી વાત કહેવાનું તથા ત્યાં જવાનું ખરૂં કારણ જ જણાવી શકાયું નહોતું. આ સર્વ વિષયોનું આપણે પાછળ અવલોકન કરી આવ્યા છીએ, તેથી આ સ્થળે પુન; નવેસરથી તેનું અધિક વિવેચન કરવાની અમને કશી આવશ્યક્તા જણાતી નથી.

ચાણક્યની બધી વાર્ત્તા સાંભળી લીધા પછી રાજમંત્રી શકટારે તડિતાની સાથે થયેલી મુલાકાતના સંબંધમાં બધો વૃત્તાંત ખોલીને તેને જણાવી દીધો આ સાંભળીને ચાણક્ય કેટલીકવાર સુધી કોઇ એક પ્રકારની ગંભીર ચિન્તામાં તલ્લીન બની ગયો.

ત્યાર પછી તે બહુજ ધીમેથી બોલ્યો કે;—" હું નથી જાણી શકતો કે, એ ધનવાન લલનાપર તમારી શક્તિ ક્યાં સુધી કાર્ય કરી શકે તેમ છે ? પરંતુ જ્યાં સુધી હું સમજી શકું છું, તે પરથી મને જણાય છે કે, એવી એક દૃઢ હૃદયવાળી, બંધન વગરની અને એકાગ્ર-ચિત્તવાળી રમણીને મેળવવાથી આપણો હેતુ પાર પડી શકશે. પરંતુ એને તમે લાવી શકશો કે કેમ, એ મારાથી સમજી શકાતું નથી. જો તેવી રૂપવતી રમણી આપણા કહ્યા પ્રમાણે નંદરાજાના અંતઃપુરમાં પ્રવેશ કરીને પોતાના નેત્રકટાક્ષથી તેને ઘાયલ બનાવી દેશે, તો આપણું કાર્ય ઘણુંજ થોડા વખતમાં પાર પડી શકશે. મને પૂરતો વિશ્વાસ છે કે, તેવી અનુપમ અંગનાના અત્યંત સૌંદર્યમાં વિલાસી મગધરાજ મુગ્ધ થયા વિના રહેશે નહિ. તમે કહો છો તેમ જો તે તડિતા ચારિત્રવતી અને બુદ્ધિમતી હશે તો મગધપતિનંદ તરત જ તેના સપાટામાં સપડાઈ જશે. તેના રૂપની જ્યોતિ આગળ લમ્પટ અને લોલુપતાના ગુલામરૂપ નંદનું તેજ તદ્દન ફીકું પડી જશે. તડિતાના મનોહર રૂપને જોતાંની સાથે જ તેના હૃદયમાં કુતર્કના તરંગો ઉછળવા માંડશે અને છેવટે તે તરંગોના ભયંકર ઉત્પાતના યોગે તેની નૌકા સૌન્દર્યના સાગરમાં ડૂબી જશે."

" યાદ રાખજો મંત્રી શકટાર ! અત્યારે તમારૂં ભાગ્ય એ ચંદ્રગુપ્તના ભાગ્યસૂત્રની સાથે જોડાયલું છે ! રાજા ધનનંદ અને તેનો મહા કારસ્થાની તથા પાપની પ્રતિમારૂપ મદાંધ મંત્રી રાક્ષસ તમારા બન્નેના ભયંકર શત્રુઓ છે ! તેઓ તમારા બન્નેના પ્રાણ લેવા માટે, તમારા નામ તથા નિશાનને ધરાના ધામથી ઉખેડી નાખવા માટે તલપાપડ થઈ રહ્યા છે ! જો તમે તેના પંજામાં એકવાર પકડાઈ જશો તો તેઓ તમને નિષ્ઠુર પિશાચની પેઠે ક્રૂરતાથી મારી નાખશે. અરે ! રીબાવી રીબાવીને, જુલ્મનો ધગધગતો અગ્નિ વર્ષાવીને તમારાં ખૂન કરશે ! તમારાપર ન કરવાના જુલ્મો ગુજારશે ! તમારા પરિવારનો નાશ કરતાં, તમારાં નિર્દોષ સંતાનોને ભયંકરતાથી મારી નાખતાં, જેમ તેઓ પાછા હઠયા નથી, તેમના હૃદયમાં દયા ઉપજી નથી, તેવી જ તમારી દશા પણ માની લેજો. જેમના હૃદયમાં કેવળ અહંકારનું જ આધિપત્ય વ્યાપેલું છે, તેમના તરફથી તમે સુખની લેશ પણ આશા રાખશો નહિ. અરે તે પિશાચો તો તમારા મરણ પછી પણ તમારા શબોને અગ્નિદાહ ન કરાવતાં કાગડાં, કૂતરાં, કોહલાં અને તેવાજ હિંસક પ્રાણીઓના મુખ આગળ ફેંકી દેશે ! તમારા શબની પણ ભયંકર દુર્દશા કરશે ! "

" પરંતુ જો તમે તમારી તીક્ષ્ણ દૃષ્ટિને જરા વધારે લંબાવીને જોશો, તો તમને જણાશે કે, આ જીવનમાં તમે જે જે દુઃખો ભોગવ્યાં છે, વિડંબનાઓ વેઠી છે, તેના બદલામાં સાધારણ યત્ન કરવાથી જ તમે ભવિષ્યમાં અતુલનીય સુખ અને સંપત્તિના અધિકારી થઈ શકશો. આ ચંદ્રગુપ્તનો આશ્રય ગ્રહણ કરીને આપણે બન્ને આપણી મનોવાસના પૂર્ણ કરી શકીશું. જગતમાં સદા યોગ્યતાનો વિજય થતો આવ્યો છે અને ભવિષ્યમાં પણ થશે. યોગ્યતા પર જ મનુષ્યની મહત્તા અવલંબી રહી છે ! રાજ્ય ભોગવવા માટે જે જે સદ્‌ગુણો જોઇએ તે બધા સદ્‌ગુણોનો ચંદ્રગુપ્તમાં સંપૂર્ણ રીતે નિવાસ થયેલો છે. અને તેથી તે ભારતભૂમિનો સાર્વભૌમિક સમ્રાટ થવાને સર્વથા યોગ્ય છે. રાજકાર્યમાં શું કે સંસારમાં શું, સર્વે વિષયોમાં ચારિત્ર જ મુખ્ય ગણાય છે ! ચારિત્રહીન મનુષ્ય પશુ સમાન છે ! ચંદ્રગુપ્ત ચારિત્રવાન, બુદ્ધિમાન અને બળવાન છે ! દેવતા તથા દ્વિજોમાં તેની દૃઢ શ્રદ્ધા છે, તેથી મગધભૂમિના સિંહાસનને તે સારી રીતે શોભાવી શકે તેવો છે. વળી પ્રજા તરફ તેનો અત્યંત અનુરાગ છે અને પ્રજા તેને પણ પુષ્કળ ચાહે છે, આથી તે પ્રજાવત્સલ રાજા તરીકે વિશ્વમાં સારી નામના મેળવી શકશે. હિન્દુના જ્યોતિષમાં તમારો વિશ્વાસ છે કે નહિ, તે હું જાણતો નથી. પરંતુ હું તો ચંદ્રગુપ્તના લલાટ પ્રદેશમાં રાજમુકુટનું ચિન્હ સ્પષ્ટ જોઈ શકું છું. જાઓ શકટાર ! ગમે તે ઉપાયે તે તડિતાને તમારા કાર્યની ઉપયોગી બનાવી દ્યો. હું એ તડિતાને એક ભુવનમોહિની સુંદરી બનાવીને તે ધર્મ તથા કર્મ જ્ઞાનથી હીન થયેલા હતભાગી નૃપતિ ધનનંદના ધ્વંસનો આરંભ કરીશ. તે ધ્વંસ હું કેવી રીતે કરીશ, તે સંબંધી બધી હકીકત આ યુદ્ધનો અંત આવતાં તમને કહી સંભળાવીશ. પરંતુ એટલું અવશ્ય યાદ રાખજો કે, અત્યારે આપણે ઘટનાના દાસ બની ગયા છીએ, ઘટનાનો પ્રવાહ આપણે જે દિશામાં દોરી જશે, તે દિશામાં આપણે દોરાવું પડશે. કાળના ગર્ભમાં આપણા વિજયનાં જે ચિન્હો છૂપાઈ રહ્યાં છે, તે હવે અલ્પ સમયમાં જ સ્પષ્ટ જણાવામાંડશે. પરમાત્મા આપણને આપણા કાર્યમાં નિરાશ થવા દેશે નહિ, કારણ કે, આપણે જે કાર્યમાં પ્રવૃત્ત થયા છીએ, તે કાર્ય કેવળ આપણા સ્વાર્થ માટે નહિ, પરંતુ સમસ્ત પ્રજાજનો માટે કરીએ છીએ. નંદરાજાએ વિનાકારણ આપણને છંછેડયા છે. સૂતેલા ફણિધર સાપને જગાડવામાં તેણે સારાસારનો બિલ્કુલ ખ્યાલ પણ કર્યો નથી. આપણે તેનું કાંઇ પણ અનિષ્ટ કર્યું નથી, છતાં તે આપણું અનિષ્ટ

કરવાને તૈયાર થયો છે. ઇશ્વર તેની આ ધૃષ્ટતાનું ફળ અવશ્ય તેને ચખાડી આપશે. તે દયાળુ પરમાત્મા ન્યાયનો પક્ષપાતી છે, અન્યાયનો ઘાતી છે. માટે તમે લેશ માત્ર પણ ચિંતા કરશો નહિ. તમે મારામાં દૃઢ વિશ્વાસ રાખજો કે, આપણા આ કાર્યમાં જોડાવાથી તડિતાનું જરા પણ અનિષ્ટ થવા પામશે નહિ. "

ચાણક્ય આ ઉપરાંત બીજું કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના ત્યાંથી એકદમ ચાલ્યો ગયો. શકટાર ચાણક્યના મુખથી આવી ભયંકર ભેદ વાળી વાતો સાંભળીને સહજ વિચલિત થઇ ગયો. તેનું મન અજાયબીના સમુદ્રમાં ગોથાં ખાવા લાગ્યું. તે પોતાના ગંભીર ઉદ્દેશમાં પ્રવેશ નહિ કરી શકવાથી અત્યંત ચંચળ બની ગયો. પરંતુ એક વાર્ત્તા માત્ર તેના મનમાં સાંભરી આવી કે, " શકટારના અમારા આ કાર્યમાં જોડાવાથી જરાપણ અનિષ્ટ થવા પામશે નહિ. "

## પ્રકરણ ૪ થું.

### મહારાણી મનોહરાનો આત્મઘાત !

પ્રિય પાઠક ! ચાલો હવે આપણે એકવાર રાજા ધનનંદની સ્થિતિનું અવલોકન કરીએ. કારણ કે ઘણા સમય થયાં આપણે તેની કશી હીલચાલ જોઇ શકયા નથી. તેઓ હમણાં કયાં રહે છે, શું કરે છે તથા ભવિષ્યમાં રાજા સમરકેતુ સાથે થનારા યુદ્ધ માટે તેઓ શી શી તૈયારીઓ કરી રહ્યા છે, તે બધી બાબતોની તપાસ કરવી અગત્યની છે. કેમકે, આપણી આ નવલકથા સાથે તેમનો સંબંધ અત્યંત નિકટનો છે અને તેથી તેનું બધું રહસ્ય જાણી લેવાની પરમ આવશ્યક્તા છે.

મગધની રાજધાની પાટલિપુત્રમાં આજે ભારી ધામધૂમ મચી રહી હતી. વૈરની વસુલાત કરવા માટે મગધરાજ ધનનંદનું મન અતિ આકુળ બની ગયું હતું. સમસ્ત મગધરાજ્યના વીરસૈનિકો યુદ્ધના ઉત્સાહમાં આવી આમતેમ ભ્રમણ કરી રહ્યા હતા. કેટલાક સૈનિકો પોતાની પ્રિયતમા પાસે બેસી ભવિષ્યના યુદ્ધમાં જવાની રજા માગી રહ્યા તો કેટલાકો પોતપોતાનાં બાળકોને ગોદમાં બેસાડી તેમના ગાલપર ચુંબન

લઇ ભવિષ્યમાં થનારા વિયોગમાટે આંખમાંથી બે ચાર આંસૂ વહાવી રહ્યા હતા. જેઓ યુદ્ધને જ પોતાની સાચી શય્યા માનતા હતા, રણુભૂમિને જ પોતાનું સ્વર્ગ લેખતા હતા તથા સમરક્ષેત્રમાં જઇને પોતાની વીરતાનો પરિચય કરાવવાની આકાંક્ષા રાખતા હતા, તેઓના મુખપર આનંદ તેમજ હર્ષની જ્યોતિ ચળકી રહી હતી. પરંતુ જેઓ કાયર, રણભીરુ અને યુદ્ધનું નામ સાંભળી કમ્પી જનારા સૈનિકો હતા, તેમનાં વદનપર ઉદાસિનતા, મલિનતા તેમજ શોકની ભયંકર છાયા છવાઈ ગઈ હતી. કોઈ સ્થળે આનંદ કિંવા આલ્હાદના ધ્વનિયો સંભળાતા હતા, તો કોઇ સ્થળે રૂદન તેમજ હાહાકારનો સ્વર પણ સંભળાતો હતો. એક તરફ ઉત્સાહની સરિતા વહેતી જણાતી હતી તો બીજી તરફ કાયરતાનો પ્રવાહ વ્હેતો જોવામાં આવતો હતો.

યુદ્ધની આશંકાથી પ્રજાજનોમાં ભયંકર ખળભળાટ મચી ગયો હતો. પિતા, માતા, ભગિની અને ભાર્યા પોતપોતાના આત્મીય પુરુષોને યુદ્ધભૂમિમાં પ્રાણ આપવા જતા જોઇ આંખમાંથી આંસૂનાં પૂર વ્હાવી રહ્યાં હતાં. કેટલીક વીરનારીઓ પોતાના પતિને ઉત્સાહ આપી યુદ્ધમાં અગ્ર ભાગ ભજવાની સૂચના પણ આપી રહી હતી. સારાંશ કે, આ સમયે આનંદ અને આક્રંદ ઉભયની મિશ્રિત થયેલી એક પ્રકારની ક્ષીણ છાયા તે નગરમાં છવાઇ ગઇ હતી.

આ સમયે મગધરાજ ધનનંદના અંતઃપુરમાં શી ઘટના ઉપસ્થિત થઈ હતી, તે તરફ આપણે જરા ધ્યાન આપીએ. મગધરાજનું અંતઃપુર અત્યંત મનોહર અને શોભાયમાન હતું. વિવિધ પ્રકારની શોભાસંપન્ન વસ્તુઓથી તેને શૃંગારવામાં આવ્યું હતું. તેમાં નાના પ્રકારના ગાલીચા, શેતરંજીઓ આદિ બિછાવવામાં આવ્યાં હતાં અને રાજમહિષિને માટે એક સુંદર સુવર્ણનો પલંગ ગોઠવેલો હતો. તે પલંગપર સફેદ શય્યા બિછાવેલી હતી અને અત્યારે તે શય્યાપર રાજા ધનનંદ તથા તેની અત્યંત પ્રિયપાત્રા રાજરાણી બેઠેલાં હતાં. રાજરાણીનું નામ મનોહરા હતું. હમણાં રાજા તથા રાજરાણી સિવાય બીજું કોઈ પણ મનુષ્ય અહીં હાજર નહોતું. તે રાજદંપતિ વચ્ચે આ સમયે નીચે પ્રમાણે વાર્ત્તાલાપ થઈ રહ્યા હતાઃ—

રાણીએ રાજા ધનનંદના ગળાપર પોતાનો કોમળ હાથ ફેલાવીને અતિ મધુર સ્વરથી કહ્યું કે;—"પ્રાણનાથ ! આજકાલ ઘણાં સમય થયાં આપનું ચિત્ત ચિંતાતુર કેમ રહ્યા કરે છે? શું મારા તરફથી આપને

કોઈ પણ પ્રકારની અસંતુષ્ટતા મળી છે કિંવા મારાથી કાંઇ અપરાધ થયો છે ?"

"ના, રાજમહિષિ મને તમારા તરફથી કોઇ પણ પ્રકારની અસંતુષ્ટતા થઈ જ નથી, તેમજ તમે મારો કાંઈ અપરાધ પણ કર્યો નથી. મારૂં ચિત્ત કેવળ એક જ ચિન્તાથી આમ પીડાઈ રહ્યું છે. તે ચિન્તાએ મને અત્યંત આકુળ બનાવી દીધો છે." રાજા ધનનંદે સંક્ષેપમાં ઉતર આપ્યું.

"પ્રિય રાજાધિરાજ ! આપના હૃદયને કઈ ચિન્તા ડાકિનીએ આમ આકુળ બનાવી દીધું છે, તે જણાવવાની આ દીન દાસીપર કૃપા કરશો કે ?" મહારાણી મનોહરાએ નમ્રતાથી પૂછ્યું.

"પ્રિયતમા ! તે ચિન્તા જણાવવાથી કાંઇપણ વળી શકે તેમ નથી. મારી તે અસાધારણ ચિંતાનું નિવારણ તમારાથી થઇ શકે તેમ નથી, માટે તમને તે ચિંતાથી અનભિજ્ઞ રાખવાનું જ હું વધારે પસંદ કરૂં છું. મારા હૃદયની જે વેદના તમારાથી મટી શકે તેમ નથી, તે વેદનાને તમારી આગળ વિદિત કરવામાં હું કોઈ પણ રીતે રાજી નથી." રાજાએ નિરાશાસૂચક સ્વરથી કહ્યું.

"હૃદયેશ્વર ! જ્યારે એક અબળા પોતાના જીવન સર્વસ્વ પતિના હૃદયની વેદના ન મટાડી શકે, અથવા તેનું કારણ પણ ન જાણી શકે, તો પછી તેનો નારી અવતાર શા કામનો ? આપના હૃદયની સારી તેમજ બુરી, લાભકારક કિંવા હાનિકારક તમામ બાબતો જાણવાનો મને પત્ની તરીકે પૂરો અધિકાર છે. હું આપની અર્ધાંગના છું, આપના હૃદયનું અર્ધું અંગ છું. જેવી રીતે આપનાં સુખોની ભાગીદાર છું. તેવી જ રીતે દુઃખોમાં ભાગ લેવાને પણ હું બંધાયલી છું. માટે પ્રાણાધાર કૃપા કરીને આપની તે ગુપ્ત વેદના મને જણાવી આપો. હું મારાથી બનશે ત્યાં સુધી તે વેદનામાં ભાગ લઇશ અને તેનું નિવારણ પણ કરીશ." મનોહરા બોલી.

"મનોહારિણી મનોહરા ! મારા હૃદયમાં જે વેદના વ્યાપી છે, તે સાધારણ નથી, પરંતુ અતિ ભયંકર છે. આજથી ચાર કે છ દિવસ પછી રાજા સમરકેતુ સાથે મેં યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો છે. આપણું સર્વ સૈન્ય તેયાર થઈ ગયું છે. માત્ર મારી આજ્ઞાની જ વાર છે. જો કે અત્યારે આપણા અધિકારમાં સૈન્યની સંખ્યા વિપુલ

છે, અર્થ અથવા દ્રવ્યની પણ કશી ખામી નથી; શત્રુનું સૈન્ય ઘણું જ ન્હાનું છે. તેની પાસે દ્રવ્યનો પણ પૂરતો અભાવ છે, આવા સર્વે સારા સંજોગો હોવા છતાં મારૂં મન ડરી જાય છે. યુદ્ધમાં મારો જ પરાજય થશે એવા ભણકારા સંભળાયા કરે છે. કોઇ અદૃશ્ય શક્તિ મને સંબોધીને કહી રહી છે કે;—"રાજા નંદ! હાથે કરીને કાળના મુખમાં દાખલ ન થા! સમરકેતુ જેવા પ્રજાવત્સલ, ધર્મપરાયણ રાજા પર અનર્થક અત્યાચાર ન આદર! તું મહાપાપી છે! તારાં કર્મ અતિ ક્રૂર છે! તેં તારી માતાપર જે જુલ્મ ગુજાર્યો છે, તેથી દેવતાઓ પણ કમ્પી ઉઠયા છે! વિધવા અને આશ્રયવિહીના મુરાને તેં કારાગૃહમાં રાખી છે તે પાતકના પરિણામે જ તું આ યુદ્ધ કરવા ઉસ્કેરાયો છે. પરંતુ આ યુદ્ધ તારા વિજયનું નથી, તારાં ભયંકર અને અક્ષમ્ય પાપોનું ફળ ચખાડવા માટે જ દેવી ચામૂંડાએ આ પ્રસંગ આણ્યો છે, નિર્દોષ અને સરળ હૃદયના રાજકુમાર ચંદ્રગુપ્તપર ભીષણ અત્યાર ચલાવી તેં જે પાપ કર્યું છે, તેને વિના કારણ દેશવટો આપ્યો છે, તેનું પરિણામ અત્યંત વિષમય જ મળવાનું છે, બ્રહ્મ તેજવાળા મહામુનિ ચાણક્યનું ભરી સભામાં અપમાન કરી તેં જે શાપ લીધો છે, તે શાપ જ તને બાળીને ભસ્મીભૂત બનાવશે. તું અન્યાયી છે, મહાપાપી છે, ક્રૂર છે, હીચકારો છે. તારો તથા તારા પરિવારનો મૃત્યુકાળ સમીપ આવ્યો છે. તું હવે થોડા જ વખતમાં નાશ પામીશ. તારૂં પતન થશે. તારા સિંહાસનપર તું જેને તારો પ્રબળ શત્રુ ધારે છે, તે યુવરાજ ચંદ્રગુપ્ત જ વિરાજશે. તારા પાપનો અવધિ આવી ગયો છે, માટે મરવાને તૈયાર થા. આ યુદ્ધમાં તારી મહત્ત્વાકાંક્ષાની આહુતિ અપાશે. તારો વિનાશ થશે." મહારાણી! આ અદૃશ્ય વાણીએ મને ભયભીત બનાવી દીધો છે! હવે મારે શું કરવું, તે મારાથી બિલ્કુલ સમજી શકાતું નથી. કહે–તારાથી મારી આ વેદનાનું નિવારણ થઇ શકશે ખરૂં કે વારૂ?"

"પ્રભુ! મારા મનમાં પણ આ વાર્ત્તા ઘણા દિવસ થયાં એક પ્રકારની આ શંકાનું તુમુલ યુદ્ધ મચાવી રહી છે. ગઇ કાલે રાત્રે મને પણ એક એવું સ્વપ્ન આવ્યું હતું કે, આપણા અનેક સિપાહીઓ રણભૂમિમાં રોળાઈ ગયા છે, સમરભૂમિમાં લોહીની નદીયો વહી રહી છે, નાના પ્રકારનાં હિંસક જાનવરો આપણા સૈનિકોનાં શરીર ચૂંથી રહ્યાં છે! આપણા મુખ્ય સેનાપતિનું મૃત્યુ થયું છે અને આપણું સૈન્ય

ન્હાસવા માંડયું છે. શત્રુ પક્ષે વિકટ હાસ્ય હસતાં તેમની પૂંઠ પકડી ભયંકર બરબાદી કરી છે. આખા પાટલિપુત્ર નગરમાં જ્યાં ત્યાં હાહાકાર અને આક્રંદજ છવાઇ ગયો છે. આપણા નગરની અનેક સૌભાગ્યવતી નારીઓ પતિહીન વિધવા બની ગઈ છે. બાળકો ન બાપાં બની ગયાં છે. રડવા કકળવાના અવાજો ઘેરઘેર સંભળાઇ રહ્યા છે. શત્રુપક્ષે આપને પોતાના બંદીવાન બનાવ્યા છે. આપણા ગંગાકિનારાના મહાલયમાં ભયંકર અગ્નિ પ્રકટ થયો છે અને અમે સર્વે બળી મરવાની અણીપર આવી લાગ્યાં છીએ. એવામાં વિચાર આવતાં મહાલયની અગાસીમાંથી ગંગાના અગાધ જળમાં કુદી પડ્યાં છીએ અમને ત્યાં કાંઇ પણ આશ્રય મળતો નથી. અમારામાંની ઘણી ખરી રાણીઓ તથા પરિચારિકાઓ જળમાં ડુબીને મરી જાય છે અને હું ડુબવાની અણીપર આવી જાઉં છું. રાજકુમાર ચંદ્રગુપ્ત નૌકાવિહાર કરતો ત્યાં આવી લાગે છે અને મને પોતાની નૌકામાં આશ્રય આપી અનેક પ્રકારનાં આશ્વાસનો આપે છે. અને પછી પોતાના મહાલયમાં રાખી મારી માતા તરીકે સેવા કરે છે !" પ્રભુ ! આવું સર્વે દશ્ય મેં ગઈ કાલે રાત્રે સ્વપ્નમાં જોયું હતું અને ત્યારથી જ મારા હૃદયમાં એક પ્રકારનો સંદેહ થવા લાગ્યો હતો. પણ હવે મારાથી સમજી શકાય છે કે આ યુદ્ધ આપણી પાપમાલી માટે જ ઉપસ્થિત થયું છે. નહિતો આપના તથા મારા મનમાં આવી કલ્પના પણ કેમ આવે? મને તથા આપને આવા ખોટા વિચારો કેમ સૂઝે ?"

"ત્યારે મહારાણી, હવે આ દુઃખમાંથી બચવાનો શો ઉપાય શોધી કાઢવો વારૂ ?"

"મહારાજ, મારી તો એવી જ ઇચ્છા છે કે, જ્યાં સુધી બને ત્યાં સુધી આ ભયંકર યુદ્ધ થતું અટકે તો વધારે સારૂં. કારણ એથી થનારો ભયંકર રક્તપાત જોવાની મારી બિલ્કુલ ઇચ્છા નથી. આપ રાજા સમરકેતુની સાથે સલાહ કરી લ્યો, એટલે કોઈ પણ જાતની દહેશત રહેશે નહિ. જે યુદ્ધથી આપણને મહાન હાનિ થવાનો સંભવ છે, જેથી કરીને આપણું સર્વસ્વ ચાલ્યું જવાનો ભય રહે છે, તથા જે યુદ્ધથી મહા અનર્થ થવાની આશંકા રહ્યા કરે છે, તેવા યુદ્ધમાં સામેલ થવું ઇષ્ટ નથી. તેમજ આ જગતના ક્ષણભંગુર કિંવા નશ્વર સુખ અને સ્વાર્થ માટે પોતાના સહોદર બંધુની હત્યા કરવા તત્પર થવું એ પણ ઇષ્ટ નથી."

"આપને સંભળાતી અદશ્ય વાણી તથા મેં જોયેલું ગઈ કાલનું

સ્વપ્ન આપણને યુદ્ધમાં પ્રવૃત્ત થવાની સ્પષ્ટ ના કહે છે તથા આપણને સૂચવે છે કે, જો હાથે કરીને યુદ્ધ ઉપસ્થિત કરશો તો તેથી તમારી પોતાની જ બરબાદી થશે, માટે પ્રાણનાથ! આપ આપના આ વિચારને બાજૂએ મૂકી ઇશ્વરે જે કાંઇ આપ્યું છે, તેમાં જ આનંદ માનો? બિચારો ભોળો અને સરળ રાજકુમાર ચંદ્રગુપ્ત આપનું કાંઇ પણ અનિષ્ટ કરતો નથી, છતાં તેના રક્તનું પાન કરવાની આપ જે આકાંક્ષ રાખો છે, તે સર્વથા અયોગ્ય છે. " મહારાણીએ પોતાના મનોભાવને વ્યક્ત કરી રાજાને ઉપદેશ આપતાં જણાવ્યું.

" રાણી! તું મૂર્ખ છે, તને રાજનીતિ શી ચીજ છે, તેની કલ્પના પણ નથી. કોઇપણ શુભકાર્ય કરતાં પહેલાં વિઘ્નો તો સન્મુખ આવીને ઉભાં જ રહે છે. મનુષ્યને તે કાર્યથી પતિત કરવાના યત્નો પણ કરે છે. પરંતુ દૃઢ અને નિશ્ચયી હૃદયના પુરુષો તે કાર્યનો ત્યાગ કરતા નથી. વિઘ્નની બ્હીકથી ડરીને કાર્યનો આરંભ જ ન કરવો, એને હું એક મહાન પાપ માનું છું. તેવા તુચ્છ અને ભીરુતાભર્યા વિચારો તો કેવળ ષંઢ અને બળહીન હૃદયના પુરુષો જ કરે છે. જેમના હૃદયમાં વીરતાનું ઉષ્ણ રૂધિર વહી રહ્યું છે, જેઓ રણભૂમિમાં પોતાનું લોહી રેડવાને સશક્ત છે તથા જેમના હૃદયમાં દૃઢ નિશ્ચયની ધારણા બંધાઈ ગઈ હોય છે, તેઓ આવા વિઘ્નોથી કદાપિ કર્મ ભ્રષ્ટ થતા નથી. આ યુદ્ધથી કદાચ મારૂં રાજ્ય ચાલ્યું જાય તો ભલે ચાલ્યું જાય. મારા રાજ્ય મહાલયને સ્થળે સ્મશાન થતું હોય તો ભલે અત્યારે અને આ ક્ષણે જ થાય. મારા પોતાના પ્રાણ મારા દેહનો ત્યાગ કરીને ચાલ્યા જતા હોય તો ભલે ચાલ્યા જાય, રાજ્યલક્ષ્મી મારા અધિકારમાંથી બીજાના અધિકારમાં ચાલી જતી હોય તો ભલે ચાલી જાય, મને તેની જરાપણ દરકાર નથી. હું તે સર્વને સહન કરીશ. પરંતુ મારા દૃઢ નિશ્ચયથી તો નહિ ચળીશ તે નહિ જ ચળીશ. પોતાના નિશ્ચયપરથી પતિત થવું એ કાર્ય શૂરાઓનું નથી, બાયલા અને બ્હીકણ પુરુષોનું છે! એક નહિ જેવા સ્વપ્નથી કિંવા તુચ્છ અદૃશ્ય વાણીથી હું જરા પણ ડરૂં તેમ નથી. એ સર્વ ભ્રમ છે. મનુષ્ય મગજની નિર્બળતા છે. અર્થને સાધિત કરવો અને કાંતો દેહનું પતન કરવું એ જ મારો અંતિમ નિશ્ચય છે."

" મેં જ્યારે તારી સલાહ લીધી, ત્યારે તેં મને ચૂડીયો પહેરી ઘરમાં બેસી રહેવાનો જ ઉપદેશ આપ્યો. પરંતુ એમાં તારો દોષ

નથી, પરંતુ તારી સમગ્ર સ્ત્રીજાતિનો જ દોષ છે. સ્ત્રીઓ બુદ્ધિહીન હોય છે, તેમને સારાનરસાંની ખબર હોતી નથી, એની ખાત્રી આજે મને સંપૂર્ણ રીતે થઇ ચૂકી છે. અજ્ઞાન અબળા ! તુ વીરક્ષત્રાણી હોવા છતાં આવાં નિર્માલ્ય વચનો ઉચ્ચારતાં તને જરા પણ શર્મ નથી આવતી ? તારી આવી તુચ્છ બુદ્ધિ જોઇને મને અત્યંત આશ્ચર્ય થાય છે. જા, તુ અહીંથી સત્વર ચાલી જા. તારો આવો ઉપદેશ કોઈ ગમાર અને રણકાયર પુરુષને સંભળાવજે, મારે તે સાંભળવાની કશી જરૂર નથી. હવેથી મારી સમક્ષ આવા શબ્દો ઉચ્ચારીશ તો તે બદલ તને પૂરતી સજા થશે સમજીને બુદ્ધિહીન નાદાન નારી ? " રાજાએ ગુસ્સાથી લાલચોળ આંખો કરી કહ્યું.

" પ્રાણેશ્વર ! આજે આપની બુદ્ધિમાં આવી વિકૃતિ કેમ થઇ છે ? શું આપની શુદ્ધિ અત્યારે ઠેકાણાસર નથી ? આપના મસ્તિષ્કમાં ઉન્માદ રોગનો આવિર્ભાવ તો નથી થયોને ? પ્રતાપી પૃથ્વીપતિ ! આવું સાહસી કાર્ય કરતાં પહેલાં તેના પરિણામ વિચાર કરો. આપનાં કરેલાં કુકર્મોનું સ્મરણ કરો. ન્યાય અને ધર્મની રીતે વિચારી જૂઓ કે, રાજકુમાર ચંદ્રગુપ્ત તથા તેની માતા મહારાણી મુરાદેવીપર આપે જે જુલ્મ ગુજાર્યો છે. રાજમાતાને બન્દીખાનામાં બન્દિવાન બનાવી છે તથા રાજકુમારને વિનાંવાકે દેશવટો આપ્યો છે, એ સર્વ કાર્યો ન્યાયસંગત છે ખરાં કે ? પિતાના મૃત્યુ પછી રાજકુમાર ચંદ્રગુપ્તને આપે જે જે જુલ્મો ગુજાર્યા છે, તેને જે જે દુઃખો આપ્યાં છે, તે કોઇ પણ પ્રકારે ઇષ્ટ છે ? નહિ—કદાપિ નહિ. આ સર્વ આપના ભયંકર પ્રમાદો છે. આવા પ્રમાદોના યોગેજ આપવો અધઃપાત થવા બેઠો છે ! નહિ તો નિરપરાધી બન્ધુના લોહીનું પાન કરવાની આપના હૃદયમાં આકાંક્ષા ઉદ્‌ભવે ખરી કે ? જે કાર્ય કરતાં સ્મશાનવાસી પ્રેત કિંવા પિશાચો પણ કમ્પી જાય છે, તેવાં કાર્યો કરવાની ભાવનાઓ આપના હૃદયમાં જાગૃત થાય ખરી કે ? મહારાજ ! જે કાર્ય કરવા માટે આપ તૈયાર થયા છો, તેનો હેતુ વિચારો. નિર્દોષ ચંદ્રગુપ્તે આપનું શું બગાડયું છે ? તે બિચારો આપની આજ્ઞા થતાંની સાથે જ અહીંથી માતાના અપૂર્વ પ્રેમનો, રાજમહાલયના મનોહર વિલાસોનો, પ્રિયતમા જન્મભૂમિનો તથા પ્રિય મિત્રોનો ત્યાગ કરીને એકદમ ચાલ્યો ગયો છે, છતાં આપના હૃદયમાં દયા નથી આવતી ? તે આપની આજ્ઞા ઊઠાવવાને આઠેપ્રહર તત્પર રહેતો હતો છતાં તેનો નાશ કરવા જતાં આપના હૃદયમાં કમ્પનો આવિર્ભાવ કેમ નથી થતો ?

શું આપનાં આ સર્વ કર્મો જગતની દૃષ્ટિમાં શુભ ગણાશે ? જગત્ આપની આ અનીતિની પ્રશંસા કરશે ? નહિ—નહિ. તેમ થશે જ નહિ. વળી આપની રાણી સોમભદ્રાના ભાઈ કપટકે પ્રજાજનોપર જે અત્યાચાર ગુજારવા માંડયો છે, વહુ દીકરીઓની લજ્જા લૂંટવાના જે ધંધો આદર્યો છે, તે સર્વ જોઇને ઇશ્વર અનંતનામી ભગવાન આપનીપર રાજી થશે ખરો કે ?"

"મનોહરા ! તું પાપીયસી છે, ધર્મભ્રષ્ટા છે, બુદ્ધિહીના છે, નહિ તો તારા સ્વામી સમક્ષ આવા શબ્દો કદાપિ ઉચ્ચારી શકે જ નહિ. તને તારા પતિના શુભની જરા પણ પરવાર નથી. તેનું ભલું થાય તેમાં તું જરા પણ રાજી નથી. હું તારો ઉપદેશ સાંભળવા આવ્યો નથી, અને તું મને આવો ઉપદેશ આપવાને યોગ્ય પણ નથી ? હું નથી સમજી શકતો કે, તું આજે આમ શત્રુનો પક્ષ શા કારણથી ખેંચી રહી છે ? આજે તારા મનમાં આવું પરિવર્ત્તન શા કારણથી થયું છે, તેની મને કલ્પના પણ આવી શકતી નથી ! અધમ અબળા ! પોતાના પતિદેવતાના સમક્ષ આવા અમંગળસૂચક શબ્દો બોલતાં તને જરાપણ લજ્જા નથી આવતી ?"

"પ્રભુ ! મને આવાં સંબોધનો આપવામાં આપનો ભયંકર પ્રમાદ થાય છે. હું આપનું અનિષ્ટ ઇચ્છતી નથી અને સ્વપ્નમાં પણ તેવી કલ્પના કરી નથી. મને તો જે સત્ય જણાય છે તે હું ચોકખું કહી દઉં છું. હું ચંદ્રગુપ્ત કિંવા મહારાણી મુરાદેવીનો પક્ષ ખેંચતી નથી, પરંતુ ધર્મનો પક્ષ ખેંચીને કહું છું કે, આપે તેમને તદ્દન અન્યાય આપ્યો છે, તેમના પર ન કરવાનાં કાર્યો કરી તેમને હેરાન કર્યા છે. આ કર્મમાં કેવળ આપનો એકનોજ દોષ છે એમ નથી, પરંતુ બધા દોષોનો ઉત્પાદક આપનો કુબુદ્ધિ રાજમંત્રી રાક્ષસ જ છે, તેનાં કારસ્થાનોથી જ આપનું પવિત્ર હૃદય મલિનતાની ગહનગર્તામાં ગબડી પડયું છે. તે નરાધમની કુસલાહથી જ આપ પાપમાર્ગના સંગી બની ગયા છો. જે અધમ અને નિષ્ઠુર રાક્ષસે માજી રાજમંત્રી શકટારને આહાર આપ્યા વિના રીબાવી રીબાવીને ક્રૂરતાથી મારી નાંખ્યો છે. જે પાપાત્માએ તેના સંતાનોનો ઘાતકી રીતે વધ કર્યો છે, તથા જે નારકી નરાધમે તેની પવિત્રા પત્નીની હત્યા કરાવી છે, તેને આપે આપનો ડાબો હાથ બનાવી દીધો છે ! પણ મહારાજ ! યાદ રાખજો કે, તે અધમ જ આપના સમસ્ત પરિવારનું ઉન્મૂલન કરી નાંખશે. આપને મગધના પવિત્ર સિંહા-

સનપરથી પદભ્રષ્ટ કરાવશે. જેને આપ પવિત્રતાની પ્રતિમા માનો છો, તે પાપપ્રતિમા છે, જેને આપ સુધાસમાન મિષ્ટ ધારો છો, તે હળાહળ સમાન પ્રાણહારક છે. તે ઝેરીલો નાગ છે. માટે તેની સોબત છોડી દ્યો. તે પાપાત્માએજ ચંદ્રગુપ્ત જેવા સરળ હૃદયના બાળકને દેશપાર કરાવ્યો છે. અરે ! તે પિશાચે જ અહીંથી દેશપાર થતી વેળાયે છૂપા મારાઓદ્વારા તે કોમળ બાળકની હત્યા કરવાનાં કારસ્થાનો રચ્યાં છે ! મહારાજ ! આ સર્વ પાપના પૂંજ છે. ધર્મનો ત્યાગ કરી જગતભક્ષક કાળનો ભોગ થવાની શા માટે તૈયારી કરો છો ? વિશ્વમાંથી વિદાય થતી વેળાયે પુણ્યરૂપી ભાથું લેવાને બદલે પાપનાં પોટલાં બાંધવાને કેમ તત્પર થયા છો ? પરમાત્મા ! આપનાં આ કર્મો જોઇને આપનાપર કદાપિ પ્રસન્ન થવાનો નથી. તેમની ન્યાયતુલામાં આપનાં પાપ તેમજ પુણ્યની તુલના થશે અને તેમાં જો પાપનું પ્રમાણ વધારે જોવામાં આવશે તો પછી તે ન્યાયી પરમાત્મા આપને રૈ રૈ નરકની સજા આપશે, તે વખતે આપનું આ રાજ્ય કે લક્ષ્મી કશા કામમાં આવશે નહિ."

" ઓ પાપીયસી પ્રમદા ! તારાં આ કઠોર વચનોએ મારા કાળજાને વીંધી નાંખ્યું છે, મને ભયંકર દાવાનળથી સળગાવી દીધો છે. તું એક આદર્શ આર્ય અબળાના નામને શોભાવે તેવી પુણ્યમયી પ્રમદા નહિ, પણ ભયંકર રાક્ષસી છે. તારૂં કામ મને ઉપદેશ આપવાનું નથી, મારી આજ્ઞા ઉઠાવવાનું છે. હું તારો માલિક છું, તું મારી દાસી છે, તુચ્છ ગુલામડી છે. મારી પ્રત્યેક આજ્ઞા ઉઠાવવા તથા મારાં પ્રત્યેક કાર્યોમાં સહાનુભૂતિ આપવા તું સર્વ રીતે બંધાયલી છે. મારા મંત્રી રાક્ષસની હવે પછી જો જરા પણ નિંદા કરીશ તો તારે તેનું પરિણામ બહુ જ માઠું ભોગવવું પડશે. તું મારા પ્રતિપક્ષીની અથવા તો પ્રતિસ્પર્ધીના પક્ષમાં આવાં હિતનાં વાક્યો ઉચ્ચારે છે તથા તેમની તરફેણમાં મને ખેંચી જવા માગે છે, એ જોઇને મને તારા ચારિત્રપર પણ અમુક અંશે સંદેહ થવા લાગે છે. હું ધારૂં છું કે, મારા મૃત્યુ પછી તું ચંદ્રગુપ્તને તારો સ્નેહભાજન બનાવવાની ઇચ્છા રાખે છે, તારો પ્રિયતમ બનાવવાની આકાંક્ષા ધરાવે છે નહિ તો તારા સ્વામીનું અનિષ્ટ ઇચ્છીને આવો ખોટો પક્ષ ખેંચવાને તું કદાપિ તૈયાર થાય નહિ. આજે હું સમજી શક્યો છું કે, નારીઓમાં વિશ્વાસ રાખવો એ હાથે કરીને મરણના મુખમાં પ્રવેશ કરવા સમાન છે. તું મારા ભવિષ્યના જે વિચારો બાંધે છે, તે કેવળ અજ્ઞાતતા કિંવા મૂર્ખતા ભરેલા જ છે. સમસ્ત

ભારતવર્ષને પોતાની આંગળીના ઇશારાથી નચાવનારા, અગણિત સૈનિકોને પોતાના કાબૂમાં રાખનારા અને પોતાની સિંહસમાન ગર્જનાથી દશેદિશામાં ભયંકર ઉત્પાત મચાવનારા આ મગધરાજ ધનનંદપર તું જે આક્ષેપ કરે છે, તથા તેનાં પરાજયનાં જે કુલક્ષણો ધારે છે, તેમાં તારો પ્રમાદ થાય છે. તારા હૃદયમાં આજે ચંદ્રગુપ્ત પ્રત્યેના અનુરાગનો અગ્નિ પ્રકટી ઉઠયો હોય તેમ જણાય છે! તે અગ્નિમાં તું મને બાળીને ભસ્મીભૂત બનાવવાની ધારણા રાખતી હશે. પરંતુ મૂર્ખ અને જ્ઞાનવિહીના રમણી! આ નંદના જીવન સુધી તો તેમ કદાપિ બનીશકશે નહિ. હું મારી આ ચળકતી તલ્વારથી હમણાંજ તારો નાશ કરી શકું તેમ છું, પરંતુ અત્યારના સંજોગો મને તેમ કરવાની મના કરે છે. મુરાદેવીને તેનાં કારસ્થાનોના પ્રભાવે બન્દીવાન બનાવવાથી પ્રજામાં એક પ્રકારનો ખળભળાટ જાગી ઊઠયો છે અને તેમાં જો તારો નાશ કરીશ તો તે ખળભળાટનો અવધિ થશે. આ સર્વ કારણોથી જ હું તને અત્યારે જીવનદાન આપવાની ઉદારતા બતાવી શકું છું. નહિતો આ નંદરાજા પોતાનું જરા પણ અપમાન કરનારને ધરાના વક્ષપરથી નષ્ટ કર્યા વિના જંપીને બેસ તેવો નાદાન નથી, પરંતુ શું કરૂં લાચાર કે, અત્યારે મારા સર્વ સંજોગો મારાથી પ્રતિકૂળ છે. તું એક યુદ્ધથી ઉન્મત્ત બનેલા ક્ષત્રિયને યુદ્ધથી પરાઙ્મુખ થવાનો જે ઉપદેશ આપે છે, તે જ તારી નિર્બળતા, અધમતા તથા હીનતાની પ્રત્યક્ષ સાબીતી આપે છે. પણ ફિકર નહિ. આ ધનનંદ હજારો વિઘ્ન આવવા છતાં પોતાના નિશ્ચયપરથી ચલિત થાય તેનો નથી. પોતાના નિશ્ચયનો તે પ્રાણ જતાં ત્યાગ કરે તેમ નથી. જા રાક્ષસી, તું અહીંથી સત્વર ચાલી જા—હું તારી એક પણ વાર્ત્તા સાંભળવા ઇચ્છિતો નથી." આમ કહીને રાજાએ રાણીના મુખ તરફ એક તીવ્ર દૃષ્ટિપાત કર્યો અને ત્યાર પછી તે બોલતો બંધ થયો. આ વખતે તેનું મુખ ક્રોધથી લાલચોળ બની ગયું હતું, આંખમાંથી આગની ચિનગારીઓ નીકળી રહી હતી તથા આખું શરીર કમ્પથી થરથર કમ્પી રહ્યું હતું. રાજાને અત્યંત કોપાયમાન થયેલો જોવા છતાં ન્યાયપરાયણા અને સ્વધર્મનિષ્ઠા રાણી સાહસનો સંચય કરી રાજાને ઉપદેશ આપતી કહેવા લાગી કે;—" મહીપતિ, ધનનંદ! હવે તમારા શિષ્ટાચારની મર્યાદા ટૂટી ગઈ છે! તમારી અનુપમ અને ચંચળ બુદ્ધિ વિલીનતાના ઉંડા અંધકારમાં ચાલી ગઇ છે. મે તમને જે ચાર શિખામણના શબ્દો કહ્યા હતા, તે ઉપદેશ આપવા માટે નહિ, પરંતુ મારો

પત્ની તરીકેનો ધર્મ બજાવવા માટે જ ! પોતાના પ્રાણેશ્વર પતિને અધમતાના માર્ગમાં જતો અટકાવવા માટે, નીતિના નિયમોમાં પ્રવૃત્ત રાખવા માટે તથા ધર્મનું છેદન કરતા બંધ રાખવા માટે એક અબળાને સંપૂર્ણ સત્તા છે ! હું પંડિતા નથી કે, તમને ઉપદેશ આપી શકું· છતાં મારી બુદ્ધિ આ પાપમય કાર્ય કરવાની ચોકખી ના પાડે છે. પાપમાં લિપ્ત થવા કરતાં અન્નના અભાવે મરી જવું એ વધારે ઉત્તમ છે ! તમે આજે તમારા મનુષ્યત્વને ગુમાવી દીધું છે, ભયંકર રાક્ષસી સ્વરૂપ ધારણ કરી લીધું છે !

" મને જારિણી અથવા યુવરાજ ચંદ્રગુપ્તની અનુરાગિની તરીકે બોલાવીને તમે ભયંકર પાપને વ્હોરી લીધું છે ! જો ઇન્દુમાં શીતળતાને બદલે ધગધગતી ઉષ્ણુતા વ્યાપેલી હોય, કમળમાં વજ્રના જેવી કઠોરતાનો સંભવ હોય, સૂર્યમાં શીતળતાનો સંચાર હોય, તો તે કદાચિત્ સંભવિત માની શકાય, પરંતુ મારા ચરિત્રમાં મલિનતાનો આવિર્ભાવ કદાપિ હોઇ શકે જ નહિ. આપે મારાપર જે ભયંકર આક્ષેપ કર્યો છે, તેથી મારૂં હૃદય ચીરાઈ જાય છે. પોતાનો પ્રાણેશ જ જ્યારે પત્નીના પવિત્ર વર્તનપર ભયંકર આક્ષેપનો આઘાત કરે તો પછી અનંતાકાશનો અંત જ આવી જાય! માતા! વસુંધરા! મેં મારા પતિ સિવાય બીજા કોઇ પુરુષની કામના કરી હોય તો તું મને તારા અંધકારમય ગર્ભમાં એકદમ ખેંચી જા! પિતા! સવિતાનારાયણ તું મને એકદમ બાળીને ખાખ કરી નાંખ."

"રાજન્! એક સ્વાર્થ જેવી પિશાચવૃત્તિને આધીન થયેલો પુરુષ પોતાનું ભલું ઇચ્છિનાર વ્યક્તિને પણ પોતાની મહાન્ શત્રુ માની લે છે, તેમાં તમારો દોષ નથી, તે વ્યક્તિના ભાગ્યનો જ દોષ છે! અત્યારે તમારી આંખમાં સ્વાર્થ અને મહત્ત્વાકાંક્ષાની છાયા છવાઇ છે અને તેના યોગે જ તમારૂં હૃદય સારાસારનું તોલન કરવાને અશક્ત બની ગયું છે! ચંદ્રગુપ્ત મારો ભ્રાતા છે, જે મને ભગિની તરીકે માન આપતો આવે છે, તેના ચરિત્ર પર જે કઠોર આઘાત કરીને તમે ઇશ્વરના મહાન્ અપરાધી થયા છો, તે અપરાધની ક્ષમા જ મળી શકવાની નથી. આજે તમારા નેત્રો સમક્ષ વિમોહનો પડદો છવાઈ ગયો છે અને તેથી જ તમે તમારાં નાશનાં બીજ રોપવા માંડ્યા છો! ચાણક્યનું અપમાન કરી, શકટારને ભયંકર યંત્રણા આપી, ચંદ્રગુપ્તને દેશાંતર દંડની સજા કરી, મહારાણી મુરાદેવીને બન્દીવાન બનાવી, તમે તમારો અસ્તિત્વના

લોપનાં બીજ વાવ્યાં છે. અલ્પ સમયમાં જ તમારાં આ તમામ પાપોનું ફળ તમને મળી જશે. મને વ્યભિચારિણી, જારિણી કિંવા પાપીયસી ધારવામાં તમે મારા જીવન પર કઠોર આઘાત કર્યો છે. હવે તમે મને જોઈ શકશો નહિ. તમારી આ મનોહરા કાલનાં અરૂણનાં દર્શન કરી શકશે નહિ. કાલે પ્રભાતમાં તમે તમારી આ મહિષીને પૃથ્વીપર વિહરતી જોઈ શકશો નહિ."

"કાંઇ ચિન્તા નહિ—તારા જેવી અજ્ઞાન અબળાના મૃત્યુથી આ પૃથ્વીપતિ ધનનંદને જરા પણ હાનિ થશે નહિ." રાજા આ પ્રમાણે બોલતો હતો એવામાં એક દાસીએ દોડતી આવી રાજાને પ્રણામ કરી કહ્યું કે;—"પ્રતાપી રાજન્! રાજમંત્રી રાક્ષસ કેટલાંક કારણસર અહીં આવ્યા છે અને તેઓ આપની આજ્ઞાની વાટ જોતા બહાર ઉભા છે!"

આ સાંભળી રાજાએ કહ્યું:—"બહુ સારૂં. જા, તેમને કહે કે, તેઓ રાજમહાલયના વિચારાલયમાં જઇ જરા વાર બેસે એટલામાં હું પણ પોશાક બદલીને ત્યાં આવી પહોંચું છું."

"જેવી મગધનરેશની આજ્ઞા." આમ કહીને આગંતુક દાસી ત્યાંથી રાજમંત્રી રાક્ષસ પાસે ચાલી ગઇ, અને પછી તેણે રાજાએ આપેલું ઉત્તર રાક્ષસને કહી સંભળાવ્યું. આ ઉત્તર સાંભળીને મંત્રી રાક્ષસ ત્યાંથી રાજાના વિચારાલય તરફ વિદાય થયો તથા પેલી દાસી પણ પોતાના કાર્યમાં ગુંથાઇ ગઈ.

બીજી બાજૂએ રાજા રાણી મનોહરાને ધમકાવીને કહેવા લાગ્યો કે;—"રાણી! હવે તું મારા આ અંતઃપુરમાં પગ પણ ન મૂકતી! તારા આજના વ્યવહારે મને શંકાશીલ બનાવી દીધો છે, મારા મનમાં એક પ્રકારની ચિન્તાનો ભયંકર દાવાનળ પ્રકટાવ્યો છે! આજ તું મારા આ મહાલયની મુખ્ય પટરાણી નહિ પરંતુ એક સાધારણ પરિચારિકા જ છે! આજથી તારા સર્વ અધિકારોનો, સર્વ સન્માનનો તથા તારી માનવંતી પદવીનો સદાને માટે લોપ થાય છે! આવતી કાલે પ્રભાતમાં જ તને મુરાદેવીની માફક છુપી રીતે બન્દીખાનામાં બંદીવાન બનાવીશ તથા કોઇ પણ વ્યક્તિ જાણવા ન પામે તેવી રીતે તારો ઘાટ ઘડાવીશ. તું ત્યાર પછી જાણી શકીશ કે, એક પ્રતાપશાળી પતિનું અપમાન કરવામાં કેવું જોખમ સમાયલું છે. મારી ઈચ્છા વિરુદ્ધ વર્ત્તવાથી તને કારાગૃહની કઠિન સજા ભોગવવા ઉપરાંત અન્ન પાણીનો અભાવ પણ ભોગવવો પડશે. તારા બહુબોલાપણાનો બદલો તને આવતી

કાલે પ્રભાતમાં જ મળી જશે.” આમ કહીને કોપથી કંપી ઉઠેલો ગર્વિષ્ટ ભૂપાળ ધનનંદ તરત જ ત્યાંથી પોતાના વિચારાલય ભણી ચાલ્યો ગયો.

આ સમયે રાજમંત્રી રાક્ષસ ત્યાં બેઠો બેઠો તેના આવવાની વાટ જોતો બેઠો હતો, તે રાજાને પોતાની સન્મુખ આવેલો જોઇને તરત જ પોતાના આસન પરથી ઊઠી ગયો અને તેને પ્રણામ કરી એક તરફ ઉભો રહ્યો. આવા ખરા મધ્યાન્હના વખતે રાક્ષસને પોતાને ત્યાં આવેલો જોઇને રાજા અજાયબીમાં પડી ગયો, પરંતુ ચાલાક રાક્ષસે પોતાના આવવાનું કારણ રાજાના પૂછતાં પહેલાં જ જણાવી દીધું અને ત્યાર પછી તેઓ બન્ને એક પ્રકારની કોઇ ગંભીર મંત્રણામાં નિમગ્ન થઇ ગયા.

*        *        *        *        *

મધ્યનિશાનો સમય હતો, સમસ્ત વિશ્વ શાન્તિમયી નિદ્રાદેવીની ગોદમાં વિશ્રામ લઇ રહ્યું હતું. નીલ નભોમંડળમાં ઇન્દુદેવતા પોતાનું આછું આછું તેજ વિસ્તારી રહ્યા હતા, પૃથ્વીદેવી પણ તે આછા અને ઝાંખા તેજથી ઝળહળી ઊઠી હતી. મંદ વાયુ ધીમે ધીમે વહીને શીતળતાનો સંચાર કરી રહ્યો હતો અને વખતોવખત વૃક્ષપરનાં પત્રોને ગતિમાન કરવાની ચેષ્ટા કરી રહ્યો હતો. આ સમયે મગધરાજ ધનનંદની જાન્હવીના તટપર આવેલા એક મનોહર મહાલયની અગાસીપર એક સૌંદર્યશાલિની યુવતી બેઠી હતી. તેના મુખનો ભાવ જોતાં તે જાણે કોઈ ગંભીર ચિન્તામાં ગુંથાઇ ગઇ હોય, તેમ સ્પષ્ટ જણાઈ આવતું હતું.

કેટલીક વાર સુધી તે યુવતી શાંત બેસી રહી, પરંતુ પાછળથી કાંઇક વિચાર આવતાં તે ત્યાંથી ઊઠીને ગંગાનદીના ઉછાળા મારતા તરંગોનું અવલોકન કરવા લાગી અને વળી પાછી અગાસીપર બેસીને બહુજ ધીમા અને અન્ય કોઇ પણ વ્યક્તિ ન સાંભળી શકે તેવા સ્વરથી પોતાના મનમાંને મનમાં જ કાંઇક ગાવા લાગી. તે ગાવાનો આશય આ પ્રમાણે હતો:—

“ જોયું નિજરૂપ જબ જાગી, અનહદ ધુન તવ લાગી;
ગઈ મમતા હવે ભાગી, પ્રભુપદની લગન લાગી;
ગમે છે વીભુનું નામ, નથી ચિત્તમાં હવે હામ;
નથી કુસંગની રાગી, પ્રભુ પદની લગન લાગી;
થઈ વશમાં હવે કામ, ગમે વિભુ વીર વિશ્રરામ;

દીધી આશા હવે ત્યાગી, :પ્રભુપદની લગન લાગી;
ગમે ચિત્તમાં હવે યોગ, ગયો અંતરતણો રોગ;
ગણું હું મુજને સોભાગી, પ્રભુપદની લગન લાગી;
ઇચ્છું નહિં અંતરે માન, કરૂં પ્રભુવીરતું ધ્યાન;
લઉં પ્રભુ સુખને માગી, પ્રભુ પદની લગન લાગી.

આ પ્રમાણે સ્તવન કર્યા પછી તે જરાવાર સ્તંભી ગઈ અને પછી પુનઃ પોતાના મનમાં જ કહેવા લાગી કે;—“બસ, હવે આ તિરસ્કાર પામેલા આત્મા, તું આ અવનીપરથી નષ્ટ થા, તારૂં અસ્તિત્વ રહેવું સર્વથા અશક્ય છે. મારા પતિએ મારા ચારિત્રપર જે સંદેહનું આરોપણ કર્યું છે, તેને માટે મારો મરણ સિવાય છૂટકો થાય તેમ નથી. બન્દીખાનામાં બન્દીવાન રહેવા કરતાં ઇશ્વરના શાતિમય રાજ્યમાં જઇ નિવાસ કરવો એજ અધિક ઉચિત છે. ચાલ જીવ, આ પવિત્ર ગંગાના અગાધ જળમાં આહુતિ લઇને આ સંસારના સર્વ સંબંધોથી દૂર થા. માતા! ગંગા, તારા પવિત્ર સ્થાનમાં મને આશ્રય આપ, મારી પવિત્રતાનો બચાવ કર. બસ પ્રભુ! હવે હું તારી પાસે જ આવુંછું. મારી રક્ષા કર! મારા આત્મહત્યાના અપરાધની ક્ષમા કર!” આમ કહીને તે યુવતી મહાલયની અગાસીપરથી ગંગાનદીના અગાધ જળમાં કૂદી પડી. નદીના પ્રવાહ મહાલયની ભીંતને અડકીને જ વ્હેતો હતો, તેથી રાણીના પડવાની સાથે જ તે તેના શરીરને પોતાના ઉછળતા તરંગોમાં દૂર બહુ જ દૂર ખેંચી ગયો. રાણીના પ્રાણ વિસર્જન થયા અને તેનું શરીર જળના પ્રવાહમાં તણાતું તણાતું બહુ જ દૂર સુધી ચાલ્યું ગયું.



# પ્રકરણ ૧૭ મું

## પ્રેમની પ્રબળતા.

" किं मालती कुसुल ताम्यसि निष्ठुरेण—
केनापि यत्किल वि[illegible]नामितो [illegible]ताग्रात ।
लो[illegible]त्तरण विल[illegible]रवेण
को नामुना शिरसि नाम करिष्यतित्वाम् ॥ "*

" તડિતા ! "

" કેમ ? "

" તુ કેવી સુંદર છે ! "

" રાજમંત્રી ! આટલા બધા દિવસ પછી આવો વિલક્ષણ પ્રશ્ન શા કારણથી પૂછાય છે ? "

" ત્યારે તારા રૂપનું મૂલ્ય આંકી શક્યો નહોતો, અત્યારે આંકી શક્યો છું ! "

" બહુ સારૂં. પરંતુ એટલી વાત ધ્યાનમાં રાખજો કે, એક દિવસ હું પણ તમારા ચરણનો આશ્રય લેવાને તૈયાર થઇ હતી, તમારા હૃદય રાજ્યમાં સ્થાન માગતી હતી.

" હા–તડિતા, તે માટે હું તારો અપરાધી છું. તારા હૃદય પર મેં અસહ્ય આઘાત કર્યો છે ! તારા સૌંદર્યકુસુમ પર મેં તિરસ્કારનો અગ્નિ વર્ષાવી તેને દગ્ધ કરી નાંખ્યું છે ! તારા જીવનના મધુર સુખને મેં નિરાશાના સમુદ્રમાં ફેંકી દીધું છે તથા તારી પવિત્ર મનોભાવનાને હું નિષ્ઠુરે બિલ્કુલ જાણી શક્યો નથી. તડિતા, હું હતભાગિ છું, મને ક્ષમા કર. મારા અપરાધની માફી આપ. હું તને નમીને કહું છું કે, કૃપા કરી તું મને ક્ષમાનું દાન આપ. "

" તેમ છતાં મેં તમને મારા અપરાધી ઠરાવ્યા નથી. હું તમને મારા અપરાધી માનતી પણ નથી, તો પછી ક્ષમાનો પ્રશ્ન જ કયાં રહ્યો ? જ્યારે તમે નિરપરાધી છો, કોઈ પણ પ્રકારના અપરાધથી અલિપ્ત છો,

* " હે માલતીના પુષ્પ, કોઈ ક્રૂર પુરુષે આ લતાના અગ્રભાગથી તને છેદી નાંખ્યું છે, તેથી તું શા માટે તરફડે છે ? કારણ કે, આ તારા લોકોત્તર ગુણના ગૌરવથી તને મસ્તક ઉપર કોણ ધારણ નહિ કરે ? "

તો પછી મને મારી આપવાનો શો અધિકાર છે ? નિરપરાધીને મારી પણ શી રીતે આપી શકાય ? હું તમને ચાહું છું, ભવિષ્યમાં પણ ચાહીશ. તમને ચાહવામાં જ મારૂં સાચું સુખ સમાયલું છે. તમારી સેવામાં જ મારૂં હિત સમાયલું છે. મારા જીવનનો ઉદ્દેશ જ એ છે કે, તન મન ધનથી તમારાં ચરણોની સેવા કરવી, તમારા નામનું રટણ કરવું તથા તમારૂં જ નિત્ય શુભ ઇચ્છવું ! આ સંસારમાં તમારા વિના મારૂં બીજું કોઇ પણ સંબંધી નથી. હું તમને જ મારા જીવનના સાર-રત્ન માનું છું."

"જો તેમ જ હોય તો મારી એક અતિ દુઃસાધ્ય આશાને તું પૂર્ણ કરી શકીશ ખરી કે ?"

"આવી વાર્ત્તા શા કારણથી કહો છો, તે મારાથી સમજી શકાતું નથી. તમારા કહેવાનો ઉદ્દેશ શો છે ? આજે આવો અદ્દ્ભુત પ્રશ્ન તમે કેમ પૂછો ?"

"મેં એક દિવસ છુપી રીતે આ ગૃહના અંતરાલમાંથી જે કાંઈ સાંભળ્યું છે, ત્યારથી જ મારા મનમાં ચોક્કસ ખાત્રી થઈ ચૂકી છે કે, તું મારી અત્યંત ભક્તિ કરે છે, મને બહુ જ ચાહે છે તથા પરમાત્માની પેઠે મારૂં પૂજન પણ કરે છે. તારા મુખમાંથી તે વખતે ઉચ્ચારાયલાં વાક્યો તારી વિશુદ્ધતાનું પ્રત્યક્ષ પ્રમાણ આપીને મને કહી રહ્યાં છે કે, તું મને જ તારૂં સર્વસ્વ માને છે, મને જ તારા હૃદયમંદિરનો પૂજનીય પરમાત્મા માનીને પૂજે છે. તડિતા ! હું અતિહીન અને નીચ પ્રકૃતિનો પુરુષ છું ! અત્યાર સુધી એક તારા જેવી સુંદર અને આદર્શ અબળાના પવિત્ર મનોભાવને હું સારી રીતે સમજી શક્યો નથી, તે માટે મને પોતાને મારાપર અત્યંત તિરસ્કાર ઉત્પન્ન થાય છે ! મેં એક અનુપમ અંગનાનો અસ્વીકાર કરવામાં એક પ્રકારની મહા ભયંકર ભૂલ કરી છે ! સ્વાર્થને જ મેં મારા જીવનનો સાર માની લીધો હતો અને તેના યોગેજ મેં તારો અનાદર કર્યો હતો ! મેં વિચાર્યું હતું કે, હું મગધ દેશનો કર્ત્તા હર્તા રાજમંત્રી છું, મારા હાથમાં આખું રાજ્ય છે, મારી સત્તાથી પ્રતાપી પૃથ્વીપતિઓ પણ કમ્પી જાય છે, તેથી મારાથી તારા જેવી એક સાધારણ સ્ત્રીનો સ્વીકાર કરી શકાય જ નહિ. તું મારી તુલનામાં અતિ તુચ્છ છે. પરંતુ ભગવાને મારા એ અભિમાનને ચૂર્ણ વિચૂર્ણ કરી નાંખ્યું છે ! અત્યારે મારૂં મંત્રિત્વ નષ્ટ થયું છે, મારી સર્વ સત્તાનો લોપ થયો છે, કાળના કુટિલ વેગ પાસે મારે પરાજિત થવું પડ્યું છે.

મને અત્યારે ખાવાને પૂરતું અન્ન મળવું પણ મુશ્કેલ થઈ પડયું છે. અરે અન્નનાં સાંસાં પડવાની વાત તો દૂર રહી, પણ મારે માર્ગના એક તુચ્છ ભીખારીની માફક જ્યાં ત્યાં રઝળવું પડે છે. સુખના સમયમાં અહંકાર અને મદથી મતવાલો બનીને મેં તારો અસ્વીકાર કર્યો હતો, પણ અત્યારે મને તે મારો એક પ્રકારનો મિથ્યાભ્રમ જ હતો, એમ સ્પષ્ટ જણાઈ આવે છે. ગર્વખંડન ભગવાન કોઇનો ગર્વ સ્થાયી રહેવા દેતો નથી અને એ સૂત્રને અનુસરીને મારા ગર્વનો પણ નાશ થયો છે. હું મહાપાપી છું. તડિતા તારો અપરાધી છું. તડિતા–તડિતા!"

આ પ્રમાણે તડિતા અને રાજમંત્રી શકટાર વચ્ચે પરસ્પર વાર્ત્તાલાપ ચાલી રહ્યો હતો. શકટાર, ચાણક્ય સાથે સલાહ કર્યા પછી, તડિતાની મદદ માગવા માટે, તેના કુસુમપૂરના મકાનપર આવ્યો હતો અને અત્યારે તે સંબંધી જ સર્વ વાર્ત્તાલાપ થતો હતો.

તડિતા, શકટારને આવી રીતે પોતાનામાં આસક્ત કિંવા મુગ્ધ થયેલો જોઇને, બહુ જ ધીમા સ્વરથી કહેવા લાગી કે;–" મંત્રિવર્ય ! આજે આપ આવી સર્વ વાતો શામાટે સંભળાવી રહ્યા છો ? ભૂતકાળમાં જે જે બનાવો બની ગયા છે, તે સર્વને વિસ્મૃતિના ઉંડા ગર્ભમાં ડૂબાડી દો ! જે થવાનું હતું તે થઈ ચૂક્યું છે, હવે તેનો કશો પણ ઉપાય અવશિષ્ટ રહ્યો નથી. જે વીતવાનું હતું તે વીતી ગયું છે, માટે તેને વિસરી જાઓ. ચ્હાવાના અથવા તો પ્રેમ કરવાના વિષયમાં જે એક દુઃખ વ્યાપેલું છે, તે જ મનુષ્યની સ્વાર્થમય કામનાઓનું પરિણામ છે. જો તે કામનાનો ત્યાગ કરવામાં આવે તો આ સંસારમાં તે ચ્હાવાની વસ્તુ બહુ જ સુખમય અને આનંદમય થઈ શકે તેમ છે. સ્વાર્થહીન પ્રેમ એ જ દિવ્ય કિંવા ઉત્તમ પ્રેમ છે. હું તમારા આલોકમાં હોવાના સમાચાર પણ જાણતી નહોતી. તમને પરલોકગત ધારીને જ નિરંતર હું તમારૂં ધ્યાન ધર્યા કરતી હતી. પરંતુ તમે મારા કરતાં પણ મહાન છો. કારણ કે, આવા અનેક કુસંજોગો હોવા છતાં પણ તમે તમારી આ કિંકરીને ભૂલી શક્યા નથી, તમારા હૃદયના કોઇ અતિ નિર્જન વિભાગમાં પણ તમે મારી સ્થાપના કરી છે, એ જોઇને મને અત્યંત આનંદ થયો છે. આમ છતાં પણ તમે આવી વાતો શા કારણથી કહો છો, તે મારાથી કોઇ પણ રીતે સમજી શકાતું નથી. મારાપર તમે જે દયા દર્શાવીને અહીં આવવાની કૃપા કરી છે, તે માટે હું તમારો અંતઃકરણપૂર્વક અત્યંત આભાર માનું છું."

શકટારે કહ્યું કે;–" તડિતા, હવે મને વધારે શર્મમાં ન નાંખ. મારાપર ઉપાલંભોની વૃષ્ટિ ન વર્ષાવ. હું મારો અપરાધ માન્ય રાખું છું, છતાં તું આવા શબ્દો શામાટે બોલે છે? બસ હવે હું સમજી શક્યો છું કે, તારા જેવી ઉદાર હૃદયની અબળાઓ ભાગ્યે જ મળી શકશે! પણ મારા હૃદયમાં સળગતા અંગારાની જ્વાળા હવે તું ન સળગાવ! હું અતિ સ્વાર્થે પરાયણ છું! અતિ નીચ છું! બહુ જ કલુષિત હૃદયનો પુરુષ છું! તડિતા હું તારી આગળ મારી કોઇ પણ વાતને છૂપાવીશ નહિ. તેં મારાપર મહાન મહાન ઉપકારો કર્યા છે! તેનું મારાથી વિસ્મરણ થઇ શકતું નથી! ખરેખર પરમાત્માએ તને આ સૃષ્ટિપર પરહિત કિંવા પરકલ્યાણ કરાવવા માટે જ મોકલી આપી છે! તું જેવી સુંદર છે, તેવા જ તારા ગુણો પણ મધુર છે. તારા અંગપર જે લાવણ્ય શોભી રહ્યું છે, તેવું જ તારા હૃદયમાં એક પ્રકારનું અતિ ઉત્તમ મહત્વ છૂપાયલું છે! તડિતા! હું તારા કલ્યાણ માટે કિંવા તને તૃપ્ત કરવા માટે અત્રે આવ્યો નથી. પરંતુ મારા સ્વાર્થની સિદ્ધિ માટે જ અત્યારે મારે તારી પાસે આવવું પડ્યું છે! તું ઉદાર છે, એમ ધારીને જ હું અત્યારે તારી પાસે આવ્યો છું. તારા વિના બીજા કોઇથી પણ તે કાર્ય પૂર્ણ થાય તેમ નથી. તેથી મને આશા છે કે, મારૂં આ કાર્ય તું અવશ્ય પૂરૂં કરી આપીશ તથા મારા ભવિષ્યના કલ્યાણનો માર્ગ ખુલ્લો કરી દઇશ."

તડિતાએ અજાયબીથી એકવાર શકટારના મુખ તરફ જોયું. તેણે જોયું કે, તેના મુખપર કોઇ પણ પ્રકારના કપટની છાયા નથી, છેતરપિંડી કરવાનાં કશાં પણ લક્ષણો નથી. તે સરળતાથી જ પોતાના મનની બધી વાતો તેને કહી રહ્યો છે.

આ પ્રમાણે અવલોકન કર્યા પછી કાંઇક વિચાર કરી મનોહારિણી તડિતા શકટારને સંબોધી કહેવા લાગી કે;–" મંત્રી શકટાર! તમારે માટે, મેં અતુલ ઐશ્વર્યની અધિકારિણી હોવા છતાં પણ, તે ઐશ્વર્યની લાલચ તથા લાલસાનો ત્યાગ કર્યો છે! તમારે માટે જ મેં મારા સર્વે સાંસારિક સુખોને તિલાંજલિ આપી છે. વિલાસિનતાની પંકયુક્ત કાળાશના પ્રવાહરૂપી ગર્ભમાં ન ડૂબતાં, પવિત્ર બ્રહ્મચર્ય વ્રતનો આશ્રય ગ્રહણ કરી, મારા ચિત્તને અત્યાર સુધી પાપ માર્ગમાં પ્રવેશ કરવા દીધું નથી, હું પાપથી કેવળ અલિપ્ત જ રહી છું. આ જગતમાં તે ભગવાન અને તમારા વિના મેં બીજા કોઇનો સ્વપ્નમાં પણ વિચાર કર્યો નથી.

મારા લગ્ન માટે મેં કોઇ પણ પુરુષનું ધ્યાન પણ હજી સુધી ધર્યું નથી. હું તમને મરેલા ધારવા છતાં અત્યાર સુધી આ પ્રમાણે તમારી પૂજા કરતી આવી છું. પરંતુ તમને પુનઃ જ્યારે જીવતા જોઇ શકી અને એથી મારો પ્રવૃત્તિ પ્રવાહ જ્યારે કુમાર્ગે ભણી પ્રવાહિત ન થયો, ત્યારે મને સારી માલૂમ થયુ કે, તમે જ મારા સાચા ગુરુ છો ! તમે જ મને સંસારના સદ્જ્ઞાનથી દીક્ષિત કરી છે. તમારા મરણના સમાચાર સાંભળ્યા પછી પણ હું તમારી ઇશ્વરની પેઠે આરાધના કરતી આવી છું, તમને જ મારા હૈયાહાર તરીકે સંભારતી આવી છું, એ વાત કદાચ મંત્રી શકટાર, તમારા જાણવામાં નહિ આવી શકી હોય ! પરંતુ ઉંચે આકાશ અને નીચે ધરતી માતા મારા એ ભક્તિભાવને સારી રીતે જોઇ શકી છે. મને એકલી તથા નિરાધાર જોઇને અનેક કામી કુકર્મી તથા દુષ્કર્મ કરનારા વિષયાંધ પુરુષોએ, તેમ જ અનેક ધનવાન યુવકોએ કેટલાંક પ્રેમપત્રો, પ્રલોભનો તથા વિવિધ પ્રકારની લાલચોદ્વારા મને પોતાની સાથે લગ્ન કરવા તેમ જ અનીતિના માર્ગમાં દોરાવાનો આગ્રહ કર્યો હતો, પરંતુ તમારા અતુલનીય રૂપે મારી આંખો આગળ સર્વદા એક પ્રકારના અપૂર્વ તેજનો વિકાસ કરી દીધેલો હોવાથી, મેં તે સર્વેનો તિરસ્કૃત કૂતરાની પેઠે અનાદર કર્યો હતો. મેં તેમના તે પત્રો તરફ કશું લક્ષ્ય આપ્યું નહોતું. તમે મારૂં સર્વસ્વ છો ! ઇષ્ટ દેવતા છો ! અરે એથી વિશેષ શું કહું ? નારીઓનો જે નિત્ય આ-આરાધ્ય અને ઇષ્ટ પરમાત્મા છે, તે પરમાત્મા પછી તરતજ હું તમને આસન આપું છું. અરે સાક્ષાત્ પ્રભુની પ્રતિમા પેઠે તમારૂં પણ પૂજન કરૂં છું ! રાત્રિ દિવસ મને તમારૂં જ સ્મરણ રહ્યા કરે છે, કોઈ કોઈ વેળાયે તમારૂં સ્મરણ થવાથી મારી છાતી ફાટી જાય છે. તમેજ મારા આધાર છો, તમેજ જીવનના સાર છો ! "

તડિતા આ પ્રમાણે પોતાના મનોભાવ વ્યક્ત કરી રહી હતી એ-વામાં શકટારે વચ્ચમાંજ કહ્યું કે; "તડિતા, તારાપર આવેલા તે ધનવાન યુવકોના તથા તે વિષયાંધ પુરુષોનાં પત્રો તેં સાચવી રાખ્યાં છે ખરાં કે ? જો તેમજ હોય તો તે જરા મને લાવી આપ. હું જોઉં તો ખરો કે તે કયા કયા ભદ્ર ( ? ) પુરુષોનાં પત્ર છે ? તેમના લખવાનો આ-શય શો છે ? "

" હા મેં તે પત્રોને બહુજ સાવચેતીથી સાચવી રાખ્યાં છે, હમણાંજ લાવી આપું છું. " આમ કહીને તડિતા તરતજ પોતાના

ઓરડામાં ચાલી ગઇ અને થોડીવારમાં તે પત્રો લઈ પાછી શકટાર પાસે આવીને બોલી કે;—લ્યો મંત્રીજી, આ પત્રો તૈયાર છે.” શકટારે તે પત્રોનું વાંચન કરવા માંડયું. પત્રોની સંખ્યા લગભગ દસ બારની હતી. તેમાંથી પ્રથમ એક પત્ર લઇને શકટારે વાંચવાનો આરંભ કર્યો તેમાં લખ્યું હતું કે.

“ પ્રિય પ્રાણાધિકે તડિતા !

તારા સૌન્દર્ય કુસુમને તું વિના કારણ શા માટે કરમાવી નાંખે છે ? ફરી ફરીને આવો મનુષ્યાવતાર મળવાનો નથી. માટે મારા જેવા વૈભવ અને વિલાસવાળા તથા સુંદરતા અને લાવણ્યમાં કામદેવની પણ પ્રતિસ્પર્ધા કરે તેવા યુવકની સાથે લગ્ન કરી સુખી થા. તું જેને માટે તારી કાયાને કરમાવી રહી છે, તે હવે કદાપિ મળવાનો નથી તારી તે આશા કેવળ આકાશકુસુમ કિંવા વંધ્યાપુત્ર સમાન છે, માટે તે દુરાશાનો ત્યાગ કરીને મારી પ્રેમભાગિની થા અને મને તારા હૃદયનો વિહારી બનાવ. જો તારી ઇચ્છા મારી સાથે લગ્ન કરવાની હોય, તો તારા મહાલયની ‘ મધુરી ’ નામક દાસીને જણાવજે, એટલે તે બધી બીના મને જણાવશે. મેં તેને મારો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો છે, એટલે આ પત્રમાં વિશેષ વિવેચન કરવાની અગત્ય નથી. પ્રત્યુત્તરમાં વિલંબ કરીશ નહિ.

તારો પ્રેમ ભિક્ષુક—
રંજનલાલ. ”

ત્યાર પછી શકટારે બીજું એક પત્ર હાથમાં લીધું અને કંઇક વિચાર કર્યા પછી વાંચવા માંડયું. તે પત્ર પણ તેવાજ આશયનું હતું. તેમાં લખ્યું હતું:—

“ મનોહારિણી હૃદયવલ્લભા તડિતા !

તારા સૌન્દર્યની પ્રશંસા સાંભળી હું મુગ્ધ થયો છું. તારા કૃષ્ણવર્ણના કેશ કલાપે, મૃગલીના જેવાં ચપળ અને ચળકતાં નયનોએ, સુંદર લલાટ પ્રદેશે, ગુલાબની લાલી જેવા કોમળ ગાલોએ, તીરનાં જેવાં ભ્રયુગલે, પ્રવાલના સમાન ઓષ્ટાધરોએ, દાડમની કળી જેવા સુંદર દાંતોએ, ચંદ્રમાના સમાન શોભાયમાન મુખમંડળે. નાજુક અને ભરાવદાર ચિબુકે તથા આમ્રફળનો આભાસ કરાવતાં પીનપયોધરોએ મને વિહ્વળ બનાવી દીધો છે. હું જ્યારે પાટલિપુત્રથી શિકારાર્થે કુસુમપુર આવ્યો હતો. ત્યારે મને તારા સૌંદર્ય રાશિનું અવલોકન કર-

વાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. ત્યારથીજ મારા મનમાં તને મેળવવાની તીવ્ર જિજ્ઞાસા ઉત્પન્ન થઇ હતી, પરંત પ્રતિકૂળ સંજોગોને લીધે હું તેમ કરી શક્યો નથી. તારી લાવણ્ય પ્રતિમાને પ્રાપ્ત કરવાને સૌભાગ્ય શાળી થઇ શક્યો નથી.

પરંતુ હવે મને આશા છે કે, મારા આ પત્રથી તું મને તારો સ્વામી બનાવીશ જ. હું સાધારણ મનુષ્ય નથી અત્યારે મારી સત્તાથી આખું મગધરાજ્ય કમ્પી રહ્યું છે. રાજદરબારમાં મારી સત્તા પણ પૂરતી છે. તું હજી સુધી અવિવાહિતા છે. એવી વાર્તા અહીંના પ્રખ્યાત ધનવાન શેઠ ચંદનદાસના એક અનુચર દ્વારા મારા જાણવામાં આવી શકી છે. તે અનુચરે તારા સૌંદર્યની પુષ્કળ પ્રશંસા કરવાથી તથા મેં નજરોનજર તારૂં અનુપમ રૂપ નિહાળ્યાથી હું તને મારા મહાલયની મુખ્ય મહારાણી બનાવવા ધારૂં છું, મને મારી પર્યંક શાયિની કરવાની ઇચ્છા ધરાવું છું. મને સંપૂર્ણ આશા છે કે, મારા આ પ્રબંધનો તું પ્રતિકાર ન કરતાં સ્વીકારજ કરીશ. આ સ્વીકાર કરવાથી તારી પ્રત્યેક આશાઓ ફળીભૂત થશે. તને અનેક પ્રકારના વૈભવ વિલાસો પ્રાપ્ત થઇ શકશે.

જો તું મારી આ આશાને ફળીભૂત નહિ કરે, તો પછી હું બળાત્કારે તારૂં અપહરણ કરીશ. મારાપર કોઇનો અધિકાર ચાલી શકે તેમ નથી. હું ઇચ્છાનુસાર વર્ત્તવાને સર્વ પ્રકારે મુક્ત છું. માટે મારી આ યાચનાનો અસ્વીકાર કરીશ જ નહિ."

હું છું દાસ સૌંદર્ય ઉપવનનો વિહારી
રાજસ્યાલક કુપટક."

આ પ્રમાણે બીજા કેટલાક પત્રોનું વાંચન કરીને શકટાર કંટાળી ગયો એટલે તડિતાને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે:—" આ પત્રો વાંચતા હવે મને બહું જ કંટાળો આવે છે. પાપાત્માઓની પાપી લીલા જોઇ મને અત્યંત શોક થાય છે. હું નથી સમજી શકતો કે, મનુષ્ય પોતાની મર્યાદા તથા મનુષ્યત્વનું ઉલ્લંઘન કરીને આવાં પાપ કર્મોમાં કેમ લિપ્ત થઇ જાય છે ? તેમને આ સંસારમાં જન્મીને મનુષ્ય તરીકે શાં શાં કર્ત્તવ્યો કરવાનાં છે, તેની કલ્પના પણ કેમ નહિ આવતી હોય ? અન્ય અબળા કે જેને આર્ય શાસ્ત્રો માતા કિંવા ભગિની સમાન માનવાનો બોધ આપે છે, તેમનાપર તે અધમ પુરુષોને કુદૃષ્ટિ કરતાં કેમ લજ્જા નહિ આવતી હોય ? અરે ! જે નારીઓ જગતમાં આ-

દર્શે છે, જેમનાં જેમનાં ચારિત્ર્યો પૂજાય છે, તેમના તરફ પણ તે કામાંધો કુદૃષ્ટિ નાખતાં શરમાયા નથી! ઇશ્વરના આ શાન્તિમય વિશ્વમાં વ્યભિચાર જેવા મહાપાતક રૂપ ગણાતા અપરાધની ઉત્પત્તિ કરતાં તેમના હૃદયમાં કોઈ દૈવી શક્તિનો સંચાર કેમ નહિ થતો હોય? ખરેખર! વિષયાંધ મનુષ્યને સારા કિંવા નઠારાનો ખ્યાલ રહેતો નથી અને તેથી જ શાસ્ત્રકારો અથવા અનુભવી પુરુષોએ '**कामातुराणां न सुखं न निद्रा**' એવા અનુભવસિદ્ધ શબ્દો ઉચ્ચાર્યા હશે! જો આ સંસારમાં અનર્થની ઉત્પત્તિ કરી હોય, શાંતિને સ્થળે કલહનો ઉદ્ભવ કર્યો હોય, પાપનો પ્રચાર કર્યો હોય અને શયતાનોની ક્રૂરતા ભરેલી સત્તાનો વિસ્તાર કર્યો હોય તો તે સર્વના જવાબદાર તેવા વિષયલંપટ અને કામપરાયણ કાપુરુષો જ છે! તેવા પાપાત્માઓ જ ધરાના ભાર રૂપ છે."

"અરે! આમાં જે પત્ર રાજશ્યાલક કપટકનો છે તેને તો આવા અપરાધોની ઇશ્વિરે અનેકવારે સજા પણ આપી છે. હું તે ક્રૂર અને પાપી પિશાચને સારી રીતે ઓળખું છું! મહામુનિ ચાણક્યની પુત્રીપર અત્યાચાર ગુજારવા જતાં તે મરણના મુખમાં આવી પડયો હતો અને તે ઉદારાશય ચાણક્યની ઉદારતાથીજ મરણની યંત્રણામાંથી મુક્તિ મેળવી શક્યો હતો. છતાં હજી તેને ભાન આવ્યું હોય તેમ જણાતું નથી. સંસારની અનેક વિષમ ઠોકરો વાગવા છતાં હતભાગિ મનુષ્યને ચૈતન્ય આવતું જ નથી. જ્યારે તેવા પિશાચો તેમનાં દુષ્કૃત્યોથી મરણને આધીન થાય છે, ત્યારે જ તેમના અત્યાચારનો અવધિ આવે છે, ત્યાં સુધી તેમને પોતાના હિતની કલ્પના પણ આવતી નથી. તેવા નરાધમ નરપિશાચોના નામને લાખો વાર ધિક્કાર છે તેમનાં કાળાં કામોપર હજારોવાર ફિટકાર છે. જગતના દૂષણરૂપ તેવા શાતિભંજક અને અનર્થ ઉત્પાદક અધમોને માથે ઇશ્વિરનો કોપ થયા વિના રહેતો જ નથી પણ આવી વસ્તુસ્થિતિ હોવા છતાં તડિતા તું તેમના પ્રલોભનના પ્રવાહમાં ખેંચાઈ નથી, ધર્મભ્રષ્ટા થઇને તેમની સાથે લગ્ન કરવાને લલચાઇ નથી તથા તારા દૃઢ નિશ્ચયપરથી લેશમાત્ર પણ વિચલિત થઇ નથી, એ જ તારા હૃદયનું અપૂર્વ મહત્ત્વ બતાવી આપે છે કે, તું માનવદેહધારિણી માનિની નહિ; પરંતુ સ્વર્ગલોકની કોઇ શાપ ભ્રષ્ટા દેવી જ છે!"

"મંત્રીજી! પ્રશંસાની પણ અમુક એક મર્યાદા હોય છે, તે મર્યાદાનું તમે આજે ઉલ્લંઘન કરવા માંડયું છે! મારા જેવી એક ક્ષુદ્ર રમણીની આટલી બધી પ્રશંસા શામાંટે કરો છો, મેં જે કાંઈ કર્યું છે, તે કેવળ મારા પોતાના સ્વાર્થને માટે જ કર્યું છે. તમારી મનોમોહક મૂર્તિએ મને એવી તો મુગ્ધ બનાવી દીધી હતી કે, તે સમયે આ જગતમાં, મારા હૃદયમાં, સ્વપ્નમાં અને અન્ય સર્વ સ્થળે હું કેવળ તમારી જ પ્રતિમા જોઇ શકતી હતી. તે સમયે તમારા સિવાય મને આખું બ્રહ્માંડ શૂન્ય અને સારહીન ભાસતું હતું અને હજી પણ તેવી જ સ્થિતિ છે. મારૂં હૃદય તમારૂં છે અને ભવિષ્યમાં પણ રહેશે. કુપટકે જો કે મારાપર અનેક પત્રો લખી, કેટલાક સંદેશા કહેવડાવી તથા તરેહ તરેહવારની લાલચો બતાવી મને ધર્મભ્રષ્ટા તથા પાપિની બનાવવામાં કશી ન્યૂનતા રાખી નહોતી, પરંતુ હું તમારા વિના બીજા કોઇને પણ મારૂં હૃદય વેચવાને રાજી નહોતી. કુપટક પાપી, અત્યાચારી અને કામાંધ છે. સતી સાધ્વી સ્ત્રીઓના સચ્ચરિત્રનો નાશ કરવો, પવિત્ર શીલવ્રતનો ભંગ કરવો એજ તેનો નિત્યનો વ્યવસાય છે, એ બધી વાતો તે સમયે પણ મારા જાણવામાં આવી ચૂકી હતી. તેથી મેં તેના પત્રોનું કશું ઉત્તર ન આપતાં કેવળ મૌન્ય વ્રતનો જ સ્વીકાર કરી લીધો હતો. પરંતુ તે પાપાત્માએ **मौनमं सम्मति लक्षणम्** એવો અર્થ લઇને પોતાના એકાદ દૂતને પણ મારી પાસે પાઠવ્યો હતો. પણ મેં તેનું બહુ જ અપમાન કરી જ્યારે તેને પાછો હાંકી કાઢયો, ત્યાર પછી તેણે તે વાતને બિલકુલ છંછેડી નથી. એ દૂતના અપમાન પછી મને જંપીને બેસવાનો જરા અવસર મળયો હતો, પણ તે દરમ્યાન પણ તેવા જ અનેક કામી કીડાઓના પત્રો મારાપર આવ્યાં હતાં, તે બધાં પત્રો મેં અત્યારે તમારી પાસે રજૂ કર્યાં છે. તેમાંના કેટલાક પાપીઓને હું સારી રીતે ઓળખું છું. અરે! તે નરકના કીડાઓએ દેવાલયમાં મને એકલી જતી જોઇને ત્યાં આગળ પણ મારી પૂંઠ પકડી હતી, પરંતુ ઈશ્વર કૃપાથી મારી પવિત્રતા અદ્યાપિ અખંડિત રહેવા પામી છે."

"આવા પ્રકારની અનેક ઘટનાઓ જોઇને, મારા પ્રેમમાં નિરાશ થયેલી જોઇને તથા તમે કરેલો મારો અનાદર જોઇને મને આ સંસાર તરફ એકદમ તિરસ્કાર થઇ આવ્યો અને તેના યાગે આ બ્રહ્મચારિણીનો વેશ ધારણ કરી લીધો. મેં ધાર્યું હતું કે, હિંદુ પ્રજા બ્રહ્મચારિણી અથવા સંન્યાસિની તરફ કુદૃષ્ટિ ન કરતાં પોતાની માતા કિંવા ભગિનીના

સમાન માન આપે છે, તેથી મારૂં બ્રહ્મચર્ય અખંડિત રહી શકશે. પરંતુ મારી આ ધારણા પણ ભૂલ ભરેલી નીકળી. વિષય લોલુપ અને કામ પિપાસુ પાપાત્માઓએ તેમ કરવા છતાં પણ મારો પિછો ન છોડ્યો, એટલે મેં એકાંતનો સ્વીકાર કર્યો! બુદ્ધિમાન શકટાર! આ વિશ્વમાં પતિ કિંવા છત્ર વિના નારીનો અવતાર અફળ છે. પતિ એજ પ્રમદાનો સાચો રક્ષક છે. પતિહીન રમણીપર અનેક કામાંધો કુદૃષ્ટિ કરવાનું તથા તેના શીલનો ભંગ કરવાનું ચૂકતા નથી. આ કારણથી જ પ્રાચીન મુનિઓ તથા શાણા પુરુષોએ સ્ત્રીને યુવાવસ્થામાં પતિના અધિકારમાં રહેવાની આજ્ઞા આપી છે. પરંતુ હાય! હું નિર્ભાગી છું, એટલે પતિ પ્રેમનું સુખ શી રીતે પ્રાપ્ત કરી શકું! મારો અવતાર અફળ છે.”

શકટાર, તડિતાની આવી ભાવનાના તરંગોવાળી લહરીમાં પડી તથા તેના ગંભીર રહસ્યવાળા ચરિત્રની મહત્તા જોઈ અતિ અજાયબી પામીને બોલ્યો કે:—“તડિતા, મને હવે સંપૂર્ણ અનુભવ મળી શક્યો છે કે, સ્ત્રીઓ જગતમાં જન્મીને જે મહત્ત્વ તથા ચારિત્રનો પ્રભાવ દર્શાવી શકે છે' તેવો પ્રભાવ પુરુષથી ભાગ્યે જ દર્શાવી શકાય છે! સીતાદેવીએ રાવણ જેવા મહા શક્તિશાળી રાજાનો પ્રેમનો પ્રતિકાર કરી, રામચંદ્રમાં અપૂર્વ અનુરાગ રાખી, પોતાના ચારિત્રનો પ્રભાવ દર્શાવ્યો, તેથી જ આખુ જગત્ તેને માતાના નામથી સંબોધી નિરંતર તેનું સ્મરણ કર્યા કરે છે. તેવી જ રીતે દ્રૌપદી, દેવી દમયંતી અને સતી શૈબ્યા પણ વિશ્વમાં વંદનીય થઇ શકી છે. તડિતા, તડિતા! તું ખરેખર દેવી છે! તારૂં ચારિત્ર પૂજવા યોગ્ય છે! આવા અપૂર્વ વિલાસો, વિવિધ પ્રકારના ઉત્તમ ખાદ્ય પદાર્થો તથા અતુલ દ્રવ્યની અધિકારિણી હોવા છતાં, તેં જે ભીષણ વૈરાગ્ય ધારી પોતાના દૃઢ નિશ્ચયને નિભાવી રાખ્યો છે. તે દૃષ્ટાંત ભવિષ્યની પ્રજાના ઈતિહાસમાં સોનેરી અક્ષરોથી ચળકી રહેશે. લક્ષ્મી મનુષ્યને કુમાર્ગમાં દોરી જાય છે, છતાં તેનો તેં સદ્વ્યય કરી, સુમાર્ગને જાળવી રાખ્યો છે, એજ તારા હૃદયની એકાગ્રતાનું પ્રત્યક્ષ પ્રમાણ છે!”

“તારા હૃદયમાં જે ઉદારતા વ્યાપેલી છે, તેનો અંશ માત્ર પણ મારા હૃદયમાં નથી. તારા હૃદયમાં ભગવાને જે અસ્ખલિત પ્રેમધારા વ્હેવડાવી છે, તેનો બિન્દુ માત્ર પણ મારામાં નથી. હું ઘોર સ્વાર્થી છું! મારા જેવા સ્વાર્થી નર આ વિશ્વમાં ભાગ્યે જ મળશે! દેવી! તું મને ક્ષમા કર! તારા હૃદયના મહત્ત્વને સમજ્યા સિવાય, હું મારા

સ્વાર્થની સિદ્ધિ માટે તારી સહાયતાનો ભીખારી થઇને અત્યારે અહીં આવ્યો હતો, એટલા માટે મારૂં હૃદય કમ્પી ઉઠયું છે! મનમાં ને મનમાં જ હું સળગી રહ્યો છું! તું મને વિસરી જા. મારા અસ્તિત્વને તારા હૃદયમાંથી એકદમ ભૂંસી નાંખ. મારી સ્મૃતિને તું તારા સતીત્વના પ્રભાવે બાળીને ખાખ બનાવી દે! મારી પ્રતિમાને તારાં ચર્મચક્ષુથી એકદમ દૂર કર. તારાં દિવ્યચક્ષુથી તારા યોગ્ય કોઈ સચ્ચરિત્ર અને સુંદર યુવકને શોધી કાઢ! જો હું કોઈ પણ વેળાયે તારી પેઠે નિઃસ્વાર્થ ભાવથી ચ્હાતાં શિખ્યો હોઇશ તો પુનઃ તને મારી મુલાકાત થઈ શકશે અને હું પણ તારી પવિત્ર પ્રતિમાંનાં દર્શન કરી શકીશ. નહિ તો આપણો બન્નેનો કદાપિ મેળાપ થશે નહિ. ભવિષ્યમાં થનારા માનવ કુળનાશક મહાયુદ્ધમાં મારો ક્ષય થશે અને કાંતો મહાન દિગ્વિજય થશે. વિજય થશે તો હું તને મળતો રહીશ અને પરાજય પામી મૃત્યુને આધીન થઇશ તો સ્વર્ગમાં પણ તારી મધુર સ્મૃતિનું સ્મરણ કર્યા કરીશ. તું મને જેવી રીતે ચાહે છે, તેવી જ રીતે હું પણ આ લોકના સંબંધ તરીકે મારી વિવાહિતા પત્નીના ઋણથી મુક્ત થયા પછી હું પણ તારૂં રટણ કરતો રહીશ. તડિતા! આ પહેલાં મને મરેલો ધારીને તેં જેવી રીતે મારા દર્શનની આશાનો ત્યાગ કર્યો હતો, મને મળવાનું તદ્દન અસંભવ ધાર્યું હતું, તેવી જ રીતે હવે પણ ધારી લેજે. મને વિ-સ્મૃતિના સમુદ્રમાં ડૂબી ગયેલો માની લેજે."

શકટાર તડિતાના હૃદયની અપૂર્વ મહત્તા, ઉદારતા તથા સચ્ચ-રિત્રતા જોઇને ખરેખર બહુ જ મુગ્ધ બની ગયો હતો. તે જાણતો નહોતો કે, નારીઓના હૃદયનું મહત્ત્વ આવું પ્રબળ હશે! જગતમાં નારીઓ આવી આદર્શ ભાવનાઓનો પરિચય આપી શકતી હશે! મહામુનિ ચાણક્યના ચિત્તને સંતુષ્ઠ કરવા માટે તથા આ સમયે આપ-તમાં આવી પડેલા રાજા સમરકેતુને સહાયતા આપવા માટે તે અહીં આવ્યો હતો. પરંતુ તે જે ઉદ્દેશથી અહીં આવ્યો હતો, તે ઉદ્દેશ તેનાથી પાર પડી શકયો નહિ. તડિતાના રૂપ અને પ્રતિભા સંપન્ન ચારિત્ર આગળ તે સંપૂર્ણ રીતે પરાજિત થયો અને તેથી તેની વાત તેના મનમાં જ રહી ગઇ!

શકટારને વારંવાર તડિતા સમક્ષ પરાજિત થતો જોઇને અમારા પાઠકોને આશ્ચર્ય થયા વિના રહેશે નહિ. પરંતુ તે આશ્ચર્યના નિર-સન માટે અમે માત્ર સંક્ષેપમાં જ જણાવીશું કે, લલના, લક્ષ્મી તથા

લાવણ્યની આગળ પરાજિત ન થાય, તેવા પુરુષો આ વિશ્વમાંથી વિરલ જ મળી આવશે. સમસ્ત વિશ્વ રમણીના રૂપને આધીન છે અને એને અનુસરીને **શકટાર** જેવો સાધારણ મનુષ્ય પરાજિત બની જાય તો તેમાં અજાયબી જેવું કાંઇ જ નથી. વળી **તડિતા**નું ચારિત્ર અતિ પવિત્ર હતું, **શકટાર**ને માટે જ તેણે પોતામાં સર્વ સુખોને તિલાંજલી આવી સંન્યસ્ત વ્રતને ધારણ કરી લીધું હતું ! **શકટાર**ના પ્રેમને પ્રાપ્ત કરવાના ઉદ્દેશથી જ તે અદ્યાપિ કોઈ પણ પુરુષની સાથે લગ્નના સૂત્રમાં ન બંધાતાં કિંવા વ્યભિચાર જેવા પાપ માર્ગમાં ન ઘસડાતાં પવિત્રતા પૂર્વક બ્રહ્મચારિણી તરીકેનું જીવન ગાળવાનો સંકલ્પ કર્યો હતો તે ઉપરાંત તેણે તથા તેના સ્વર્ગીય પિતાએ **શકટાર** પર દ્રવ્ય સંબંધી અનેક ઉપકારો કર્યા હતા, તેથી **શકટાર** એક પ્રકારે તેનો ઋણી હતો. આવાં અનેક કારણોથી **શકટાર**થી **તડિતા** સમક્ષ વિશેષ બોલી શકાય તેમ નહોતું. જ્યારે જ્યારે **શકટાર** તેની મુલાકાત લેતો, ત્યારે **તડિતા** તેને પોતાનો સ્વીકાર કરવાની યાચના કરતી તથા **શકટાર**ની ગૃહસ્વામિની થવાની ઇચ્છા ધરાવતી, આથી **શકટાર**થી પોતે જે ઉદ્દેશ માટે આવતો હતો તે ઉદ્દેશ પાર પાડવાની વાત તો દૂર રહી પણ **તડિતા**ની યાચનાનો શો જવાબ આપવો જોઇએ. એ પણ સમજી શકાતું નહોતું. આ પરથી પાઠકો સહજમાંજ અનુમાન કરી શકશે કે, **તડિતા** સમક્ષ **શકટાર** પોતાની હાર્દિક કામના ન વિદિત કરી શકે તો તે સર્વથા શક્ય કિંવા સંભવિત જ હતું !

**શકટાર** ઉઠવાની તૈયારી કરતો હતો, એવામાં **તડિતા**એ તેની સ્હામે આવી તેના જવાનો માર્ગ રોકી બન્ને હાથ જોડીને કહ્યું કે:–"મંત્રિવર્ય ! આ નિરાધાર અબળાનો ત્યાગ કરીને આમ એકદમ ચાલ્યા ન જાઓ ! મારી પાસે તમારી કોઇ પણ વાર્ત્તાને છૂપાવશો નહિ. તમારા હૃદયમાં જે કાંઈ હોય તે હમણાં જ મને જણાવી ધો. તમારા આગમનનો ઉદ્દેશ પણ મને જણાવો. મારા આ જીવનનું બળિદાન આપવાથી પણ જો તમારૂં કલ્યાણ થતું હશે કિંવા તમારા સ્વાર્થની સિદ્ધિ થતી હશે તો હું તેમ કરવામાં પણ જરાય આનાકાની કરીશ નહિ. આ સર્વ શરીર તમારૂં છે. તમારા ચરણોમાં અથવા તમારા કાર્યમાં અર્પણ કરીને હું મારા નારી જન્મનું સાર્થક્ય કરીશ."

**શકટાર** ગંભીર સ્વભાવનો હોવાથી તે દિવસે તેની ગંભીરતા વધી ગઇ હતી. તે પોતાના મનમાં જે કાંઇ ઉગી આવ્યું હતું,

તે તડિતા પાસે રજૂ કરી શક્યો નહિ. તેના હૃદયમાં તેમ જ મનમાં તડિતાએ એક પ્રકારની તીવ્ર શક્તિનો વિસ્તાર કરી દીધો હતો. તે શક્તિના યોગે તેના મુખમાંથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ. તે તડિતા પાસેથી વિદાય લઇને ચૂપચાપ ચાલ્યો ગયો. તેને જતો અ-ટકાવવાના ઇરાદાથી ઉભેલી તડિતાથી તે વખતે તેને અટકાવી શકાયો નહિ અથવા તો તેમ કરવાનો તેને વખત પણ મળી શક્યો નહિ.

## પ્રકરણ ૬ ઠું

### મહાત્માની મહત્તા

" यद्यपि ख[illegible]रारण्ये गुप्तो वसते-
हि चंपको वृक्षः ।
तदपि च प[illegible]लं दिशि दिशि
कथयेत्समीरणस्तस्य " ॥×

મગધથી જાસૂઓએ એવા સમાચાર આણ્યા કે, માગધીસેના ધીરે ધીરે મલયપૂર તરફ આવવાને ધસી રહી છે. તેમની ઇચ્છિા ઉત્તર તથા દક્ષિણ દિશામાંથી આવીને મલયપૂર નગરને ઘેરી લઇ ભયંકર આક્રમણ કરવાની હોય તેવાં લક્ષણો સ્પષ્ટ જણાઈ આવે છે !

શકટારે, ચંડ અને કૌશિક નામક બે ચાલાક પુરુષોને ચાણક્યના આજ્ઞાધારક જાસૂસ તરીકે નીમી આપ્યા હતા. ચંડે કઠિયારાના વેશમાં અને કૌશિકે પારધિના છૂપા વેશમાં રહીને ઉપર જણાવેલા સર્વ સમાચાર મેળવીને ચાણક્યને વિદિત કર્યા હતા.

મલયપૂર શહેરની ઉત્તર દિશાએ જે જંગલ આવેલું હતું તે ઘણું જ ગીચ તથા ઝાડીઓથી છવાયલું હતું. ચાણક્ય પોતાના જાસૂસોના મુખેથી સમાચાર મેળવ્યા કે, એ જંગલની પૂર્વ તરફ એક મ્હોટો પર્વત આવેલો હતો અને તે પર્વતના શિખરપરથી માગધીસેનાની છાવણીને જોઇ શકાતી હતી.

---

× " જો કે ચંપકવૃક્ષ ખેરના જંગલમાં ગુપ્ત રીતે રહેલું હોય છે, તથાપિ પવન તેના અતુલ પરિમલ–સુગંધને દશે દિશામાં જણાવી આપે છે."

ચાણક્ય, એક દિવસ બપોરે, ચિંતાયુક્ત ચિત્તે, એ યુદ્ધ સંબંધી વિચારોમાં ગુંથાયો હતો, એવામાં અચાનક તેના મનમાં એક અગત્યની વાર્ત્તા સાંભરી આવી. તે વાર્ત્તા અન્ય કોઈ નહિ, પરંતુ તે યુદ્ધના વિષયની જ હતી. તેના મનમાં તે વખતે એક એવો સંકલ્પ થઇ આવ્યો કે, ચંડ તથા કૌશિક નામક બન્ને જાસૂસોને સાથે લઈ પોતે એકવાર પ્રથમ જણાવેલા પર્વતનું તથા માગધી સેનાનું નિરીક્ષણ કરી આવવું તથા ત્યાં જઇ આવ્યા પછી યુદ્ધને માટે શી શી વ્યવસ્થાઓ કરવી, તે સંબંધી રાજા સમરકેતુ તથા ચંદ્રગુપ્તને મળીને યોગ્ય સલાહ મસલત ચલાવવી ! ચાણક્યનો સ્વભાવ એવો હતો કે, જ્યારે જે કાંઇ ઇચ્છા થઇ આવે, તેને તરત જ પાર પાડવી જ જોઇએ, તેમ કરવામાં જરા પણ વિલંબ ન થવો જોઇએ. જે કાર્યનો બોજો તેના શિરપર આવી પડતો, તે કાર્યને ચાણક્ય તરત જ પૂરૂં કરી નાંખતો, મુલ્તવી રાખતો નહિ.

ચાણક્ય અત્યારે રાજમહાલય પાસેના એક નિર્જન મકાનમાં રહેતો હતો એથી તેના નીમેલા બન્ને જાસૂસોને પણ તે મકાનમાં જ રહેવું પડતું હતું. એ બન્ને ચપળ તથા કર્ત્તવ્ય પરાયણ જાસૂસોની સહાયતાથી ચાણક્ય શત્રુના પક્ષ સંબંધી અનેક ગુપ્ત વાતો જાણી શકયો હતો.

મનમાં પ્રથમ જણાવેલી વાસના પ્રબળ થતાંની સાથેજ, ચાણક્યે તે વેળાયેજ પોતાના છૂપા જાસૂસોને એકાંતમાં બોલાવી, પોતાના મનની વાત જણાવી દીધી. આ સાંભળીને કૌશિક નામક એક જાસૂસે કહ્યું કે;—“ આપ જે સ્થળે જવાની ઇચ્છા રાખો છો, તે સ્થાન આપણા રાજ્યની સરહદમાં જ આવેલું છે. ત્યાં જતી વેળાયે કોઇ પણ જાતની આફત આવે એવો સંભવ જ નથી. અમે બન્ને જણા હથિયાર બંધ થઇને આપની સાથે આવીશું. અમે આપને જે સ્થળે લઇ જઇશું તે સ્થળેથી આપ માગધી સૈનિકોની છાવણીને ઘણી જ સારી રીતે જોઈ શકશો. ”

આ સંબંધી બીજી કેટલીક જરૂરી વાતો કર્યા પછી, ચાણક્ય પોતાના બન્ને સોબતીઓ સાથે રાજમહાલયના એક ગુપ્ત દ્વારમાંથી પહાડ તરફ જવા માટે રવાના થયા.

તે ખરા બપોરે પર્વત પરથી ઉતરીને ચાણક્ય તથા તેમના સોબતીઓ એક ગાઢ જંગલમાં દાખલ થયા. ચારે તરફ આવેલી દુર્ભેદ્ય લતાઓ તથા છોડવાથી છપાયલા ગગન ચુંબિત વૃક્ષોના સમુદાયે તે તાપથી તપેલા મધ્યાન્હમાં પણ ઠેક ઠેકાણે ભયંકર અંધકાર ફેલાવી દીધો હતો.

મહા મેહનતે અર્ધાક ગાઉનો માર્ગ કાપ્યા પછી, ચાણક્યે જોયું કે, પોતાની છેક નજીકમાં એક પહાડી નદી વહી રહી છે. એ જંગલમાં વહેતી નદીના વ્હેનમાં માત્ર નાના તરંગો સિવાય બીજું કાંઈ પણ જણાતું નહોતું. તેનું વ્હેન પણ માત્ર બે ચાર હાથના અંતરમાં જ વિસ્તરેલું હતું. તે જળ ઘણું જ ચોકખું અને દર્પણના જેવું ચળકતું હતું.

ચાણક્ય અને તેના સોબતીઓ, નદીના ગોઠણ સુધીના જળમાં ઉતરીને સ્હામેપાર આવતા રહ્યા ચાણક્યે જોયું કે, તે નદી પહાડના ઉપરના ભાગમાંથી વહી રહી હતી. તેનો પ્રવાહ ઘણો જ વેગ વાળો હતો અને તે એક જ દિશામાં વ્હેતો હતો. જળનો પ્રવાહ જો વધારે હોય તો તે નદીનું વ્હેન પણ તેટલું વધારે વિસ્તિરિત થતું હતું. તે નદીની પહોળાઈ જોકે બહુજ વિશાળ હતી, પરંતુ તેમાં જોઇએ તેટલા પ્રમાણમાં પાણી વ્હેતું નહોતું. તેનો પ્રવાહ બહુજ મંદ હતો.

ચાણક્ય, આરામ લેવા માટે નદીને બીજે પાર એક પત્થરની શિલાપર બેસી ગયો. તે સ્થળે કેટલીકવાર સુધી આરામ લીધા પછી તેણે એક પ્રકારના કૌતુહલને આધીન થઇ ચંડને ઉદ્દેશીને પૂછ્યું કે; " ચંડ! આ કુખૂતગ નદીનું ઉત્પત્તિ સ્થાન ક્યાં આવેલું છે, તે સંબંધમાં તું કાંઈ જાણે છે ખરો કે ? "

ચંડે ઉત્તર આપ્યું:—" હા પ્રભુ! હું આ જંગલનો સારી રીતે માહિતગાર છું. આપે આ રાજધાનીમાં આવેલું ભગવાન મહાકાળનું મંદિર તો જોયું છે ને? ત્યાં આગળ મલય અથવા કાળ સરોવરનામક એક ઝરો આવેલો છે. તે ઝરાને પણ ઘણું કરીને આ પહાડી નદીનું જ પાણી મળે છે ! આ નદી કાળ સરોવરની ઉત્તર દિશામાં ચાલી ગઇ છે ! વચ્ચમાં એ નદીના જળને એક નહેરામાં અટકાવીને કાળ સરોવરમાં મેળવી દેવામાં અવ્યું છે! સ્વર્ગીય મહારાજા મલયકેતુએ એ સરોવર બંધાવીને તેને પોતાના નામથી જ ઓળખાવ્યું છે. આ પહાડી નદી પાસેના એક પર્વતમાંથી વહે છે ? "

આ સાંભળીને ચાણક્યે કહ્યું કે;—" ઘણી જ ઉત્તમ વાર્ત્તા કહી સંભળાવી. ચંડ તારી આ વાતો સાંભળી હું ઘણો જ ખુશી થયો છું. તે સરોવરના જળને જેવી રીતે અટકાવી રાખવાનો ઉપાય કર્યો છે, તેવી જ રીતે આ નદીમાં વ્હેતા જળ સિવાય બીજે કોઇ સ્થળેથી આ નાની નદીના જળનો પ્રવાહ વધે અથવા તેનું જળ સૂકાતું અટકે, તેવો કોઇ પણ ઉપાય કરવામાં આવ્યો છે ખરો કે ? "

" જી–હા. "

" તેવો શો ઉપાય કરવામાં આવ્યો છે વારૂ ? "

" પ્રથમ જણાવેલા નહેરાના મુખ આગળ એક પત્થરની દીવાલ બાંધવામાં આવી છે અને તેમાંથી જળનો પ્રવાહ વહી શકે તેવું એક મોટું કાણું રાખવામાં આવ્યું છે. જ્યારે તે કાણાંને ઉઘાડી નાંખવામાં આવે છે ત્યારે તે નહેરા દ્વારા કાળસરોવરમાંનું જળ તે નદીમાં ચાલ્યું જાય છે. એ સમયે તે નદીનું દૃશ્ય મહાભયંકર પ્રલયકારક દેખાય છે. કોઇ કોઈ વેળાયે જ્યારે આ નદીનાં પૂર આવે છે, ત્યારે કાળ સરોવરનો દેખાવ પણ તેવોજ ભયંકર થઈ પડે છે. આ વખતે તે સરોવર તૂટીને સમસ્ત મલયપૂર નગરને પોતાના અગાધ જળથી હમણાં જ રેલી નાંખશે કે, શું એવો પ્રજા જનોના મનમાં ભય રહ્યા કરે છે. કાળ સરોવરનો વિસ્તાર પણ ઘણો જ છે. તેની લંબાઈ ચાર માઇલની તથા પહોળાઈ ત્રણ માઇલની છે. ઉંડાઇમાં તે સરોવર માપી શકાય તેવું નથી. પરંતુ ઇશ્વિર કૃપાથી હજી સૂધી તે સરોવરના જળે પ્રજાને કશી હરકત પહોંચાડી નથી. "

" વારૂ, એ નદીને ભરાતાં કેટલીવાર લાગે છે ? જ્યારે તે નહેરામાંથી કાળ સરોવરના પાણીને છૂટું મૂકવામાં આવે છે, ત્યાર પછી કેટલા વખતમાં આ નદી ભરાઇ રહે છે ? "

" મહારાજ, તેમ થવામાં અર્ધા કલાકથી વધારે વાર લાગતી નથી. "

ચાણક્ય આ વાત સાંભળતાંની સાથે જ મોટે સાદેથી એકદમ બોલી ઊઠયો કે;–" હે શું માત્ર અર્ધા કલાકમાં જ આ નદીનો પ્રવાહ બદલાઈ જાય છે ! એટલા અલ્પ સમયમાં તેનું વ્હેન વધી જાય છે ! હા. હવે મને સારી રીતે સમજાયું છે કે, ભગવાન મહાકાળ અવશ્ય આપણાપર પ્રસન્ન જ છે. દેવાદિ દેવની આપણા પર અત્યંત કૃપા છે. તે વિના તેઓ જળ જેવા અમૂલ્ય પદાર્થની આટલીબધી સગવડ આપી શકે જ નહિ. જે નગરની સીમામાં નદીનો પ્રવાહ વહે છે, તે નગર તથા તેનાં નિવાસીઓ મહા ભાગ્યશાળી ગણાય છે. શાસ્ત્રકારોએ પણ આ વાતને માન્ય રાખી છે. ખરેખર મલયપૂર વાસી જનો સુખી છે. "

ચંડ, ચાણક્યની આ વાર્ત્તાનો મર્મ સમજી શક્યો નહિ. તેણે એક વાર માત્ર વિસ્મયતાથી ચાણક્યના મુખ તરફ દૃષ્ટિપાત કર્યો. ત્યાર પછી તે ચાણક્યના કહેવાનો આશય વિચારવા લાગ્યો.

ચાણક્ય, કોઈ પણ દિવસ સલાહ કરવામાં ભેદભાવ રાખતો

નહોતો. અથવા તો ચંડના મનમાં તે વખતે જે ભાવના થઇ આવી હતી, તે તે ચાણક્યનું મુખ જોતાંની સાથે જ જાણી ગયો. એ જોઇને તેણે ચંડને ઉદ્દેશીને કહ્યું;—"ચંડ! તું કદાચ મારી આવી વાર્ત્તા સાંભળીને અજાયબ થયો હોઇશ, પરંતુ તેમાં અજાયબ થવાનું કશું કારણ નથી. હું આ વાતનું રહસ્ય સમયે આવ્યે તને જણાવીશ, એટલે મારો આમ કહેવાનો આશય તારાથી સારી રીતે સમજી શકાશે. મારી ઇચ્છા તે રહસ્ય હમણાં જ જણાવવાની હતી, પણ અત્યારે તેટલો વખત રહ્યો નથી, માટે વખત આવશે ત્યારે તને તે બધી બીના જણાવીશ."

આમ કહીને ચાણક્ય ત્યાંથી ઊઠીને ઉભો થયો, તથા આગળ ચાલવા લાગ્યો. કેટલેક દૂર ગયા પછી, તે ગંભીર વનભૂમિનો અંત આવ્યો. તેઓ એક ખુલ્લા મેદાનમાં આવી પહોંચ્યા. આ સમયે તેમની સ્હામે એક નાનો પર્વત જણાયો. એ પર્વતના શિખરપર ચઢવાનો તેમણે બધાએ સંકલ્પ કર્યો.

પહાડની છેક નજીકમાં આવ્યા પછી ચંડે કહ્યું કે;—"દેવતા! આપણે આ પર્વતપરજ ચઢવાનું છે! આના શિખરપર જવાથી આપણે માગધી સેનાની છાવણીને બરાબર જોઈ શકીશું. આટલે રસ્તે આવતાં આપણને ઘણો વખત લાગી ગયો છે! પરંતુ હવે સાંઝ પડતાં પહેલાંજ આપણે આ ભયંકર જંગલમાંથી ચાલ્યા જવું જોઇએ. કારણ કે, આ વનભૂમિ હિંસક તથા જંગલી જાનવરોથી ભરેલી છે, માટે સાંઝનું અંધારૂં થતાં પહેલાં જો આપણે અહીંથી નહિ ચાલ્યા જઇએ, તો કદાચ આપણા શિરપર કોઈ આફત પણ આવી પડશે. જંગલી પ્રાણીઓથી ચેતીને ચાલવું વધારે લાભદાયક છે. કદાચ ન કરે નારાયણને તેવો પ્રસંગ આવી લાગે કે, આપણામાંના કોઇને પણ તે જાનવર ફાડી ખાય, તો તેમાં પણ કાંઈ અજાયબી જેવું નથી. જાનવરોપર ભરોસો રાખવો ઠીક નથી."

ચંડની આવી વાર્ત્તા સાંભળી ચાણક્યે હસતા મુખથી કહ્યું કે;—"ચંડ! ઇશ્વરમાં દૃઢ શ્રદ્ધા રાખ! તે કૃપાળુ પરમાત્મા આપણને કશી પણ ઇજા આવવા દેશે નહિ. આપણે પાપ કર્મમાં જોડાતા નથી, અત્યાચાર આદરતા નથી; કેવળ ધર્માત્માની રક્ષા માટે જ આ મેહનત ઉઠાવી રહ્યા છીએ, તો પછી બ્હીક રાખવાનું શું કારણ છે? હું પ્રૌઢ વયનો હોવા છતાં પણ છેક દુર્બળ નથી. હજી મારી શક્તિનો સર્વથા લોપ નથી થયો! તમે અત્યારે યોદ્ધા છો, તમારા શરીરમાં જુવાનીનું

ઉકળતું લોહી ઉછળી રહ્યું છે. તેમજ તરેહતરેહવારનાં દુઃખો વેઠીને તમે સહનશીલ પણ બની ગયા છો! તમારા શરીરમાંનું બળ હજી અસ્ખલિત છે. તમે બળવાન છો. તેથી તમને કશી હાનિ થાય તેવો સંભવ જ નથી. મારી ચિંતા કરવાનું કાંઈ કારણ જ નથી. મારા જેવા એક સાધારણ મનુષ્યનું કદાચ મરણ નિપજે તો પણ તેથી આ દુનિયાને કશી ક્ષતિ થવાની નથી. આ સંસારમાં મારૂં કોઇ સગુંવ્હાલું નથી. મારી પાછળ રડે તેવું એક પણ આત્મીય મનુષ્ય નથી, હું આ સંસારનાં દરેક બંધનોથી તદ્દન છૂટો છું, એટલે મને કશી ભીતિ નથી. મારા કર્ત્તવ્યના યજ્ઞમાં મારા આ શરીરની આહુતિ અપાય તેની મને જરા પણ પરવાહ નથી. તમે એમ ન ધારતા કે, ચાણક્ય તમારી સાથે આ પર્વતપર ચઢવાને અશક્ત છે. મને તે પર્વતપર ચઢવામાં કશી વિડંબના નડવાની નથી. ચાલો આપણે જલ્દી પહાડપર જઇને માગધી સેનાની છાવણીને જોઈ આવીએ. તે છાવણી જોવાથી તેનું સૈનિક બળ કેટલું છે, તેનું સહજમાં જ અનુમાન કરી શકાશે અને ત્યાર પછી તેના પરાજય માટે શી યોજના કરવી તેનો ઉપાય પણ યોજી શકશે.”

ચાણક્યની આવી વાર્ત્તા સાંભળીને ચંડ જાણે સહજ ઝાંખો પડી ગયો અને ત્યાર પછી નમ્રતાથી કહેવા લાગ્યો કે;—“ભગવાની સૃષ્ટિમાં આપ એક શક્તિમાન જીવ છો, એમાં જરાય શંકા નથી. બ્રાહ્મણ અને ક્ષત્રિયની શક્તિના સંમિલનથી એક મહાન કાર્ય કરવા માટે ઇશ્વિરે આપને આ અવનીપર મોકલી આપ્યા છે, એ વાતને હું આપના થોડા દિવસના સહવાસથી સારી રીતે જાણી શક્યો છું. મને સંપૂર્ણ આશા છે કે, આપના જેવા તેજસ્વી અને શકિતમાન બ્રાહ્મણ પંડિત ધારો તે કરી શકવાને સમર્થ છો! આપની સત્તાના તથા બ્રહ્મ તેજના પ્રભાવે બ્રહ્માંડની ગતિમાં, સૂર્યચંદ્રની સ્થિતિમાં અને પૃથ્વીની ગતિમાં પણ પરિવર્ત્તન થઈ શકે તેમ છે! ખરેખર આપ આ મૃત્યુ-ભૂમિના સાધારણ મનુષ્ય નથી, મૃત્યુભૂમિને આપના ચારિત્રના પ્રભાવે પાવન કરો તેવા એક પ્રભાવશાળી મહામુનિ છો! મહાત્મન્! આપની આગળ અમે અતિ તુચ્છ છીએ. આપના દાસાનુદાસ અને જ્ઞાનહીન સેવકો છીએ.”

ચંડનાં આવાં નમ્રતાવાળાં વચનો સાંભળી ચાણક્ય સહજ હસીને કહ્યું કે;—“ચંડ! તું મારી પ્રશંસા ન કર. તારી સહાયતાથી જ હું બધું

કરી શક્યો છું ! રાજકાર્યમાં જાસૂસની સહાયતા વિના એક ડગલું પણ ભરી શકાતું નથી. રાજ્યનાં તમામ કાર્યોમાં વારંવાર જાસૂસોની ડગલેને પગલે જરૂર પડે છે ! તમારા જેવા ઉપયોગી, વિશ્વાસુ અને કર્ત્તવ્ય-પરાયણ જાસૂસો ભાગ્યે જ મળી આવશે ! તમે કેવળ તમારી નોકરી બજાવો છો એટલું જ નહિ પણ ધર્મના નિયમ પ્રમાણે કાર્ય કરી રહ્યા છો ! તમારા માનવજન્મની સાર્થકતા કરી શક્યા છો ! તમે થોડા દિવસમાં મને જે સમાચાર મેળવી આપ્યા છે, તેથી જ હું આ યુદ્ધ સંબંધી બધી બીના જાણી શક્યો છું. તમારી સહાયતા વિના મારાથી કાંઇ પણ કરી શકાત નહિ. તમે એટલું અવશ્ય યાદ રાખજો કે, જો મહારાજ સમરકેતુનો એક દિવસ સારો સમય આવશે, તો તે સમયે હું તમારા આ કરેલા ઉપકારોનું, તમારી દક્ષતા તથા વફાદારીનું સારૂં ફળ આપ્યા વિના રહીશ નહિ. મારામાં જ્યાં સુધી જીવ હશે ત્યાં સુધી હું તમને ભૂલી શકીશ નહિ.”

ત્યાર પછી કાંઇ પણ વાતચીત થઈ નહિ. નીચેની સપાટ ભૂમિ-પરથી પર્વતપર ચઢવાનું કામ ઘણું જ અઘરૂં હતું. પરંતુ ચાણક્ય તે તરફ કાંઈ પણ ધ્યાન આપ્યા વિના પર્વતપર ચઢવાને તૈયાર થયો. ધીમે ધીમે તેઓ સર્વે પર્વતપર ચઢવા લાગ્યા. પહાડી કઠિયારાઓએ તે પર્વતપર એક સીધો રસ્તો કરી દીધો હતો. નિત્ય તેઓ એ પર્વતપર લાકડાંના ભારા લેવા આવતા હતા તેથી તેમની રોજની આવજાવથી સ્વાભાવિક રીતે રસ્તો પડી ગયો હતો. એથી પર્વતપર ચઢવામાં ચાણક્યને વધારે કષ્ટ નડયું નહિ. તેના સોબતીયો તો રોજના અભ્યાસી હતા, તેથી સહજમાં જ પર્વતપર ચઢી શક્યા. પર્વતના શિખરનો માર્ગ પણ ચંડથી જાણીતો હતો.

એ સીધા માર્ગપરથી તેઓ ત્રણે જણા, તે પર્વતના શિખરપર આવેલી એક કન્દરામાં આવી પહોંચ્યા. આ કન્દરા ઘણીજ વિશાળ અને વિસ્તારવાળી હતી.

તે દિવસના પ્રકાશથી પ્રકાશિત થયેલી કન્દરામાં આવ્યા પછી ચાણક્યે, ચંડની બતાવેલી દિશા તરફ નજર કરીને જોયું કે, ત્યાંથી ઘણેજ દૂર આવેલી એક સપાટ ભૂમિપર માગધી સૈનિકોની એક મોટી છાવણી પડેલી હતી, અને તે છાવણીના ઉપરના ભાગમાં મગધરાજ્યના નિશાનની એક સફેદ ધ્વજા ફરકી રહી હતી ! તે ઉપરાંત બીજા તંબુ-ઓપર દેખાતી અથવા હવામાં ઉડતી નાની મોટી પતાકાઓ દૂરથી દેખાતા સમુદ્રમાં ઊછાળતા ભીષણ તરંગોનો ભાસ કરાવી રહી હતી.

કેટલીક વાર સુધી એ સર્વનું અવલોકન કર્યા પછી ચાણુક્ય બોલ્યો કે;—" ચંડ તથા કૌશિક તમે બન્ને બુદ્ધિમાન પુરુષો છે, રાજ નીતિના સારા અભ્યાસક છો, સૈન્યની સંખ્યા જાણવામાં પણ તમે કુશળ ગણાઓ છો, તો કહો જોઇએ કે, આ છાવણીમાં માગધી સૈનિકોની સંખ્યા લગભગ કેટલી હશે વારૂ? તમારાથી તેનું કાંઇ પણ અનુમાન કરી શકાય છે ખરૂં કે?"

ચંડે કાંઇક વિચાર કરી તે છાવણી તરફ નજર કરી કહ્યું:— "પ્રભુ ! તે દિવસે મેં કઠિયારાના વેશમાં મેં છાવણી પાસે જઇને જોયું હતું, તે પરથી તેની સંખ્યા લગભગ પચાસ હજાર સૈનિકોની હોય, એવું અનુમાન મારાથી થઇ શક્યું હતું. હું ધારૂંછું કે, છાવણીની રચ-નાના પ્રમાણમાં તેનાથી વિશેષ સૈનિકો હોય તેમ સંભવતું નથી."

" મહાત્મન્ ! એ પચાસ હજાર સૈનિકોની અંતિમ શય્યા આ પહાડી ભૂમિમાં થાય, તેમના બધાના શબો આ પહાડી પ્રદેશમાં અગ્નિ ક્રિયાને પ્રાપ્ત થાય અને આ ભૂમિ તેજ તેમની સ્મશાન ભૂમિ બની જાય, એવો કોઈ પણ ઉપાય આપના જાણવામાં નથી આવી શકતો વારૂ ? શું દેવાદિદેવ મહાકાળ આપણા પર પ્રસન્ન થઇને આપણી ભૂમિની રક્ષા માટે આપણી તે ધારણા નહિ પાર પાડે ?" કૌશિકે ઉત્સુકતાથી ચાણુક્યને ઉદ્દેશીને પૂછ્યું.

" કૌશિક ! હું પણ તેજ વિચાર કરૂંછું કે, ભગવાન તે પાપા-ત્માઓને તેમના પાપકર્મનું ફળ નહિ આપે? આપશે, અવશ્ય આપશે. ચિંતા ન કર ! પાપવિદારક પ્રભુ સર્વે સારાં વાનાં જ કરશે. ધર્મ સદા પાપને વિદારશે જ." ચાણુક્યે કહ્યું.

ચંડ ચાણુક્યની આ વાર્તાનો કાંઇ પણ અર્થ સમજી શકયો નહિ. કૂટ ચિંતામાં ગુંથાયલો ચાલાક ચાણુક્ય પણ આ વખતે એ વિષયમાં વિશેષ કાંઈ પણ બોલ્યો નહિ. આથી આ વાર્તા એટલેથી જ અટકી ગઈ અને મૌન્યવ્રતની આછી છાયા પુનઃ સર્વત્ર છવાઇ ગઈ. તેઓ ત્રણે જણા પુનઃ એક પ્રકારની ગંભીર ચિંતામાં ગુંથાઇ ગયા અને ભવિષ્યમાં આવનારી આફતના સંબંધમાં નાના પ્રકારના વિચારો કરવા લાગ્યા.

ત્યાર પછી તેઓ પર્વતપરથી નીચે ઉતરી આવ્યા, એ સમયે એક રમણીના કંઠમાંથી નીકળેલો એક કરૂણ સ્વર સંભળાયો—

" અરે આવો! બચાવો, મારી રક્ષા કરો!" આ ભયંકર આર્ત્તનાદ તેમને બધાને કાને અથડાયો.

ચાણક્યે અને તેના સોબતીઓએ જ્યાં સુધી નજર પડી શકે, ત્યાં સુધી નજર નાખીને જોયું. પણ તે રમણીનો કશો પતો મળ્યો નહિ. એ જોઇને ચાણક્ય બોલ્યો કે;–" કેમ! કોઈ પણ મનુષ્ય આટલામાં તો જણાતું નથી, ત્યારે આ સ્થળે આવો ભયંકર આવાજ કોનો સંભળાયો ? હશે ગમે તેમ હો, પણ આપણે તેનો પતો સત્વર મેળવવો જોઇએ. મારા ધારવા મૂજબ તે અવાજ એક પરપીડિતા અબળાનો હોય એમ જણાય છે. જો તેમ જ હોય તો જાઓ જેમ બને તેમ તમે તેનો જલ્દી પતો મેળવી લાવો."

ચંડ અને કૌશિક બન્ને જણા, ચાણક્યને તે સ્થળે વાટ જોવાનું કહીને, ખુલ્લી તરવારે તે વનમાં દાખલ થયા. બનાવ શો બન્યો છે, તે તેઓ નિશ્ચિત કરી શક્યા નહિ. ચાણક્ય પણ કોઇ પણ પ્રકારનો દૃઢ નિશ્ચય ન કરી શકવાથી ઉત્કંઠિત ચિત્તે ચંડ તથા કૌશિકના આવવાની તથા તેમના દ્વારા તે સમાચાર જાણવાની રાહ જોવા લાગ્યો.

લગભગ અર્ધાક કલાક સુધી વાટ જોયા પછી, ચાણક્ય બહુજ વ્યગ્ર બની ગયો. પરંતુ તે પ્રદેશનો માર્ગ તેના જાણવામાં નહોતો તેથી લાચારીથી તે તે સ્થાનનો ત્યાગ કરી શક્યો નહિ.

એવામાં એક પરમ સુંદરી રમણી અવ્યવસ્થિત વેશમાં તેની સન્મુખ આવી હાથ જોડીને કહેવા લાગી કે;–" મહાશય આપ કોણ છો ? શું આપ આ કાનનના નિવાસી કોઇ પવિત્ર સંન્યાસી છો ? પ્રભુ! મને આશ્રય આપો–મને બચાવો. હું મોટી આફતમાં આવી પડી છું."

તે અપરિચિત રમણીનાં આવાં વચનો સાંભળીને ચાણક્યે આશ્વાસન આપવાના હેતુથી કહ્યું કે;–" માતા! શાંત થા! તું હવે નિર્ભય છે! તું અત્યારે આમ વિહ્વળ કેમ બની ગઈ છે ? તારાપર કોણે અત્યાચાર આદર્યો છે તથા આ વિકટ સ્થાનમાં તું શી રીતે આવી શકી છે"

તે અબળાએ ઉત્તર આપ્યું:—હું અમુક એક ખાસ કારણસર પાલખીમાં બેસીને આ પાસેના જંગલના પહાડી માર્ગે દ્વારા મલયપૂર ભણી જતી હતી. મારી સાથે મારી પાલખી ઉંચકનારા ચાર ભોઇઓ સિવાય બીજું કોઈ પણ મનુષ્ય નહોતું. એવામાં ત્રણ ચાર સૈનિકોએ

આવીને મારી પાલખીને ઘેરી લીધી. આ જોઇને મારી સાથેના ભોઇઓ પાલખી ઉતારી તેમની સાથે બળપૂર્વક લડવા લાગ્યા. એમાંના એકાદ બે ભોઇઓ અને સામા પક્ષના બેએક સૈનિકો ઘાયલ પણ થયા છે. જ્યારે તેઓ લડવામાં રોકાયા ત્યારે હું સુયોગ મેળવી તે પાલખીમાંથી ઉતરીને આ જંગલમાં ચાલી આવી. પણ દુર્ભાગ્યયોગે એમાંનો એક કપટક નામક સૈનિક મારી પાછળ પડયો. આથી હું ભયથી મારો જીવ લઇને નાઠી, તે પાપી કપટક પણ કેટલેક સૂધી મારી પાછળ પડયો. પણ મને આપની પાસે આવતી જોઇને તે દુરાત્મા માર્ગમાંથીજ પાછો ન્હાસી ગયો છે. તે પિશાચે મને પોતાની સાથે લગ્ન કરવા માટે બે ચાર પત્રો પણ લખ્યાં હતાં, પણ મેં તે પત્રોનો અનાદર કર્યો હતો, આથી અત્યારે તેવે બરાબર લાગ મળવાથી તેણે મારી આવી દુર્દશા કરી છે.”

ચાણક્યે જોયું કે એકદમ દોડી આવવાના થાકને લીધે તથા ભયંકર ભયના યોગે તે રમણી બહુ જ બ્હાવરી બની ગઇ હતી. તેણે તેને એક વૃક્ષતળે બેસી આરામ લેવાની સૂચના કરી કહ્યું કેઃ—“ માતા! તારે હવે ભય રાખવાનું કાંઇ કારણ નથી. હવે તારો વાળ પણ વાંકો થઇ શકે તેમ નથી. તું સર્વથા નિર્ભય છે. પિશાચના પાપમય પંજામાંથી છૂટીને અત્યારે તું નિર્ભયતાના પવિત્ર ક્ષેત્રમાં આવી પહોંચી છે. તારો ભય અને વ્યગ્રતા આદિ સર્વ દૂર થયાં છે. જો કે હું મહા તપસ્વી મુનિ કિંવા ઋષિ નથી, તથાપિ બ્રહ્મતેજયુક્ત એક બ્રાહ્મણ તો અવસ્ય છું જ! મારો આ સંસારની સાથે લેશ માત્ર પણ સંબંધ નથી. હું સંસારના સર્વ બંધનોથી સર્વથા મુક્ત છું, તેમ છતાં પણ તારા જેવી એક નિરાધાર નારીનું રક્ષણ કરવામાં હું જરા પણ પાછી પાની કરીશ નહિ. તેના પ્રાણ જશે તોપણ હવે તે પાપાત્મા કપટક અને તેના સૈનિકો તને કશી પણ ઇજા કરી શકશે નહિ. મારા સોબતીઓ બહુ જ બળવાન છે, તેઓ જરૂરી હથિયારોથી ભૂષિત થયેલા છે. તેમની આગળ તે દુષ્ટ સૈનિકોનું કાંઇ પણ ચાલી શકે તેમ નથી. તેઓ તારી બૂમ સાંભળીને તારી તપાસ કરવા માટે આ ઘોર જંગલમાં દાખલ થયા છે. મારૂં નામ ચાણક્ય પંડિત છે. મારા નામથી આખું મગધ સારી રીતે જાણીતું છું. મારો વ્યવસાય કેવળ પરોપકાર પરહિત અને પરકલ્યાણ કરવાનો જ છે. આ જીવનમાં મેં મારા પોતાના અંગત સ્વાર્થનું કોઇ પણ કાર્ય કર્યું નથી અને કરવાની ઇચ્છા પણ

નથી. પ્રત્યેક સંસારત્યાગીઓનો પરમ ધર્મ પરોપકાર જ છે. જેમણે સંસારના નાના પ્રકારના પ્રપંચોથી મુક્તિ મેળવી છે, સગાંવહાલાં, માતાપિતા, ભાઇ ભગિની આદિ આત્મીય જનોનો ત્યાગ કર્યો છે, તેમને માટે પરહિત અને પરકલ્યાણનો જ ધર્મ સરજાયલો છે. પ્રત્યેક સંત પુરુષો અત્યાર સૂધી એ વ્રતનું પાલન કરતા આવ્યા છે, અને એના યોગે જ આ ભારત ભૂમિ પ્રકાશિત થઈ રહી છે. પરહિતકારી પુરુષોના પ્રભાવે આ ભારત ભૂમિનો કીર્તિરૂપી ભાસ્કર વિશ્વના સર્વ પ્રદેશોમાં પોતાની અક્ષયા કીર્ત્તિનો વિસ્તાર કરી શક્યો છે, મહા તેજસ્વી જ્યોતિને પ્રસારી શક્યો છે. મેં મગધમાં ઘણાં વર્ષો ગાળયાં છે. તનુ મન ધનથી તે પવિત્ર ભૂમિની સેવા ઉઠાવી છે, પરંતુ કેટલાંક વિશિષ્ટ કારણોથી મારે હમણાં તેનો ત્યાગ કરીને આ પહાડી ભૂમિનો આશ્રય સ્વીકારવો પડયો છે. જો તું મગધ વાસિની હોઈશ, તો કદાચ તેં મારૂં નામ પણ સાંભળયું હશે. મગધ દેશનાં સર્વ નરનારીઓ તથા બાળક-બાલિકાઓ મારા નામથી પરિચિત છે. પણ તેમ છતાંય તું મને ન ઓળખતી હો તો પણ તારે ભય રાખવાનું કશું પ્રયોજન નથી. હું હિન્દુના સર્વ પ્રિય ગ્રંથ ગીતાના શપથ લઇને કહું છું કે, હવે તારા નારી તરીકેના એક પવિત્ર વ્રતનો કોઈ પણ વ્યક્તિ ભંગ કરી શકશે નહિ. તારા શરીરપર કોઈ પણ મનુષ્ય જરા પણ જુલ્મ ગુજારી શકશે નહિ. તું મારાં વચનોમાં વિશ્વાસ રાખી શાંત થા અને આ વૃક્ષની છાયાતળે બેસી જરાવાર આરામ લે. તારા શરીરના ભાવપરથી તું બહુ જ થાકી ગઇ હો તેમ જણાય છે, માટે માતા! તને આરામ લેવાની ખાસ અગત્ય છે!"

ચાણક્યે પોતાના પરિચય આપતાંની સાથે જ, તે રમણીએ અતિ ભક્તિપૂર્વક ને રૂદ્રના તેજવાળા બ્રાહ્મણના ચરણોમાં વંદન કર્યું. એને ત્યાર પછી કેટલીકવાર સૂધી શાંત રહ્યા પછી બહુ જ વિનયવાળી વાણીથી કહેવા માંડ્યું કેઃ—"ભારત ભૂમિના ભૂષણ સમાન પૂજ્ય મહાત્મા પુરુષ! આપે આપની આ શરણાગત સેવિકાપર જે અપૂર્વ વાત્સલ્ય દર્શાવ્યું છે, તેની પ્રશંસા મારાથી કરી શકાય તેમ છે જ નહિ. આપનાં સ્નેહાળ વચનોએ મારા સર્વ ભયને એકદમ દૂર કરી નાંખ્યો છે. આપના જેવા મહાત્માનું નામ, મારા જેવી અભાગિની અબળાથી અજાણ્યું નથી. આપની પ્રશંસા મેં સમસ્ત મગધ ભૂમિમાં સાંભળી છે. મારા એક આત્મીય પુરુષે આપની

દયા તથા મમતાનો સર્વ વૃત્તાંત મને કહી સંભળાવ્યો છે. આજે મને તે વૃત્તાંત સંપૂર્ણ રીતે સત્ય છે એવો પ્રત્યક્ષ અનુભવ મળી શક્યો છે! જો અત્યારે આપે મને આ પ્રમાણે આશ્વાસન ન આપ્યું હોત, તો મારા પ્રાણ ઘણા સમય પહેલાં પરલોકમાં પ્રયાણ કરી ગયા હોત. મહાત્મન્! અત્યારે આપે મારાપર જે દયા દેખાડી છે, તેનું વિસ્મરણ મારાથી કદાપિ થઇ શકે તેમ નથી. મારાં સદ્ભાગ્યે આજે મારાપર આપ અતિ પ્રસન્ન થયાં છે અને તેના યોગે જ હું અત્યારે આપના જેવા દિવ્ય પુરુષની રક્ષામાં આવી પડી છું. પરમાત્મા આપનું કલ્યાણ કરો. આપે એક આર્યનારીનું સન્માન જાળવવામાં જે અપૂર્વ ઉદારતા દર્શાવી છે, તેની તુલનામાં આ વિશ્વની કોઈ પણ અમૂલ્ય વસ્તુ મૂકી શકાય એમ નથી. જગતમાં આપના જેવા મહાત્મા પુરુષોને જ ધન્ય છે કે, આ વિશ્વમાં અવતરીને તેઓ પોતાના જન્મની સાર્થકતા કરી શક્યા છે. આપની પ્રતિભા, પ્રભાવશાળી વાણી, મધુર વાર્ત્તાલાપ તથા લલાટ પ્રદેશમાં ચળકારા મારતી ત્રિશુળરેષા, નયનોની લાલાશ આદિ સર્વ સ્પષ્ટ દર્શાવી આપે છે કે, આપ કોઈ સાધારણ મનુષ્ય નથી. કેવળ બ્રાહ્મણ જ નહિ, પરંતુ બ્રહ્મર્ષિ છો."

આ સમયે ચંડ અને કૌશિક, લોહીથી ખરડાયલા શરીરે તે સ્થળે આવી પહોંચ્યા. તેમણે બન્નેજણાએ પોતાના તથા પેલી અપરિચિતા અબળાનાપર હુમલો કરનાર સૈનિકોને પણ બન્દીવાન બનાવી પોતાની સાથે આણ્યા હતા. તેમના શરીરનાં ઘાયલ સ્થાનોમાંથી પણ લોહીનો પ્રવાહ વહી રહ્યો હતો.

ચાણક્યની પાસે આવતાંની સાથે જ, તે રમણી તરફ તેમની નજર પડી. એ જોઇને ચંડે ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો કે;—" અરે, આ અબળા કોણ છે અને અહીં શી રીતે આવી શકી છે ?"

ચાણક્યે ઉત્તર આપ્યું કે;—"એનો પરિચય તમને હમણાં જ મળી જશે. પણ પ્રથમ એતો કહો કે, તમારૂં શરીર આમ લોહીથી કેમ ખરડાયલું છે અને આ બે બંદિવાન સિપાહીઓ કોણ છે વારૂ ?"

ચંડે કહ્યું કે;—" ચાર જણામાંથી એક જણે પોતાના પ્રાણ જવાના ભયથી પલાયન કર્યું હતું. અમે તેની પાછળ પડયા અને તેને પકડવાની મહેનત કરી, પણ તે અમારા હાથમાંથી છટકી ગયો છે. મારા ધારવા પ્રમાણે તે રાજા સમરકેતુની સભામાં અબળાપર અત્યાચાર આદરનાર મહા અપરાધી તરીકે હાજર થયો હતો અને આપની

ઉદારતાના પ્રતાપે બંધન મુક્ત થઇ શકયો હતો, તે રાજા ધનનંદ નો સાળો કુપટક જ હતો તે કુપટકે જ આ કારસ્થાન રચેલું હોવું જોઇએ. તે પાપી અમારા પંજામાંથી છટકી જવા પામ્યો છે. બીજા એક જણનું અમે લોકોએ ખૂન કર્યું છે. અને આ બન્ને જણાને કેદ કરીને આપની સન્મુખ લાવ્યા છીએ આ પાપાત્મા દ્વારા ઘેરાયલી પાલખીમાં જે રમણી હતી, તેનો ત્યાં આગળ કાંઈ પણ પતો મળી શકયો નહોતો. અમે તેની તપાસ કરવામાં લેશ માત્ર પણ ન્યુનતા રહેવા દીધી નહોતી. પણ અમારા દુર્ભાગ્યના પ્રભાવે તે બિચારીનો કશો પત્તોજ મળ્યો નહોતો. મને લાગે છે કે તે રમણી આપની સન્મુખ ઉભેલી આ અબળા જ હોવી જોઇએ."

ચાણક્યે કહ્યું:—"ચંડ, તમારૂં અનુમાન ખરૂં છે. તમે જે અબળાની રક્ષા માટે ગયા હતા તે અબળા અત્યારે તમારી સન્મુખ જ ઉભી છે! કુપટકના સંબંધમાં પણ તમારી ધારણા ખોટી નથી. કારણ કે, આ અબળા તેને સારી રીતે ઓળખે છે અને તે પણ કહે છે કે, તે આક્રમણ કરનાર ચાર જણામાંનો કુપટક પણ એક હતો. ચંડ! હવે તે પાપાત્માના પાપનો અવધિ થયો છે, તેના પાપના યોગે મગધભૂમિમાં મહાખળભળાટ મચી ગયો છે! જે રાજ્યમાં રાજાની નિષ્ઠુરતા વધતી જતી હોય, અવિચાર અને અત્યાચારની વૃદ્ધિ થતી હોય, રાજ્યના અધિકારીઓ પાપમાર્ગમાં પ્રવેશ કરતાં હોય, કુલકામિનીઓના ગૌરવ તથા શીલની મર્યાદાનો ભંગ થવાની સંભાવના રહેતી હોય, વિષયલોલુપ રાજકર્મચારીઓ પ્રજાજનોની પુત્રી, પત્ની કિંવા ભગિની તરફ કુદૃષ્ટિ નાંખતા હોય, પ્રજામાં પોતાના વંશનું ગૌરવ જાળવવાની, પરિવારની લજ્જાનું સન્માન સાચવવાની તથા કુટુંબી સ્ત્રીઓને ભ્રષ્ટા થવાનો ભય રહેતો હોય, તે રાજ્યનો પરિપાત બહુજ થોડા જ સમયમાં થાય છે. આ સર્વે ચિન્હો ઉન્નતિનાં નહિ, અધોગતિનાં છે. રાજા ધનનંદની અધોગતિનો તથા મુરાદેવીના પુત્ર મૌર્યવંશ સ્થાપક ચંદ્રગુપ્તના અભ્યુદયનો આરંભ થઇ ચૂકયો છે! પાપાત્મા અને નરાધમ કુપટકે મારી કન્યા કપાલિનીપર અત્યાચાર ગુજારતી વેળાયે, દેહાંત દંડની સજામાંથી મેંજ મુકત કરાવ્યો હતો. પણ એથી મારાથી મોટો અપરાધ થયો છે. મારા આ અપરાધનું ફળ મારે અવસ્ય ભોગવવું જ પડશે. પાપનું પ્રાયશ્ચિત કર્યાવિના છૂટકો થશે નહિ!"

આ સાંભળીને ચંડ બોલ્યો કે;—"પ્રભુ! એમાં આપનો લેશમાત્ર

પણ દોષ નથી. આપે તો કેવળ આપના મહત્વનો પરિચય આપી તેને જીવનદાન આપ્યું હતું. ત્યાર પછી તેણે જે જે કાર્યો કર્યાં છે અને કરશે તે બધાનો જવાબદાર તે પોતે જ રહેશે. તે દુરાચારી દુષ્ટે અધમતાનો પ્રચાર કરવામાં જરાપણ ખામી રહેવા દીધી નથી. તેનાં આવાં ક્રૂર કાર્યો જોઇને તથા વનિતાઓના પાતિવ્રત્યનો સંહાર થતો જોઇને અમારાં કાળજાં પણ કમ્પી જાય છે. અમારા રાજ્યમાં નારીઓના સન્માનનો ભંગ કરનારને મરણની સજા ભોગવવી પડે છે, તેથી આવા પ્રકારના અત્યાચારો બહુજ ઓછા પ્રમાણમાં થાય છે અથવા તો બીજા શબ્દોમાં કહીએ તો બિલ્કુલ થતા જ નથી. આપ જો અમને આજ્ઞા આપો તો અમે તેને ઘડીના છઠ્ઠા ભાગમાં નરકનો નિવાસી બનાવી દઇએ. તેના પાપી જીવનની પરિસમાપ્તિ કરી નાંખીએ. મહાત્મન ! જે દેશમાં અબળાઓની લજ્જા લૂટાય, તે દેશ શા કામનો ? તે દેશનો રાજા પણ શા કામનો ? જે રાજા પોતાની રાંકડી રૈયતપર આવા જુલ્મો ગુજરતા હોવા છતાં આંખો બંધ કરીને બેસી રહે છે, તે રાજા નહિ, રાજાના નામને લજાવનારો કોઇ ષંઢ પુરુષ છે. રાજાના ધર્મથી સર્વથા અજ્ઞાન છે. રાંકડી રૈયત રીબાય, તેમની દુહિતાપર પિશાચોના અત્યાચાર થાય, ભગિનીઓ ભ્રષ્ટ બની જાય અને વધૂઓની લજ્જાનું લીલામ થાય, એનાથી બીજો કયો ખેદનો વિષય હોઇ શકે ? અવનીપર ધર્મ જ માનને પાત્ર છે, અધર્મ નથી. જ્યાં આવા અધર્મો થતા હોય, ત્યાં અધઃપાતનું આગમન અવશ્ય થવું જ જોઇએ. કર્મ કરવાં તેનાં ફળ પણ ભોગવવાં જ જોઇએ, પણ આ પિશાચ રાજાને હજી સુધી તેના પાપનું ફળ કેમ મળયું નથી ?”

ચાણક્યે કહ્યું:–“ચંડ હવે તેમને તેમની કરણીનું ફળ મળવાનો પ્રસંગ છેક સમીપમાં આવી લાગ્યો છે. આ પ્રસંગ તે અન્ય કોઇ નહિ, કિન્તુ રાજા સમરકેતુની સાથે યુદ્ધ થવાનો જ છે. એ યુદ્ધમાં તેનું સર્વસ્વ ચાલ્યું જશે. ધનમાલ, રાજપાટ અને ઇજ્જત આબરૂ વગેરે બધું ધૂળમાં મળશે. ધનનંદના મસ્તકપર ચળકતો રાજમુકુટ શૂરવીર શિરોમણિ ચંદ્રગુપ્તના મસ્તકપર વિરાજશે. ધનનંદનું તથા તેના સમગ્ર પરિવારનું આ યુદ્ધરૂપી પ્રબળ ઝંઝાવાતથી ઉન્મૂલન થશે. દુરાત્મા કપટકનું પણ આ મનુષ્યભક્ષક યુદ્ધમાં પતન થશે. તમારે મારવાનો યત્ન પણ નહિ કરવો પડે. પાપીઓને તેના પાપના જંતુઓ જ ફોલીને ખાઇ જાય છે. વિશ્વમાં પાપથી કિંવા અનાચારથી કોઇ સુખી થયું નથી અને થવાની સંભાવના

પણ નથી. પાપ પ્રથમ પ્રકાશે છે, પોતાના આશ્રિતોને ઉન્નતિના શૃંગપર ચઢાવી દે છે, પરંતુ તે બધું અંધકારને માટે જ. તેના આશ્રિતોને દુઃખની ગહન ગર્ત્તામાં ગબડાવી દેવા માટે જ! પ્રજા રાજાની પુત્રી છે, પુત્રીની લજ્જાનું સન્માન જાળવવું, તેની રક્ષા કરવી એ પ્રત્યેક દક્ષ કિંવા બુદ્ધિમાન પિતાનું પ્રધાન કર્ત્તવ્ય છે. પણ જે રાજા અનાચારની છુરીથી પ્રજાના પ્રેમરૂપી બંધનને કાપી નાંખે છે, તે રાજાનો વિનાશ પણ તેવી જ બુરી રીતે થાય છે. જગતમાં અત્યાચાર અને પાપ પ્રચારક શયતાનો કદાપિ સુખી થયા નથી. અરે પરમાત્માના પ્રેમમય રાજ્યની શીતળ શાંતિનું તે દુષ્ટોએ સ્વપ્ન પણ અનુભવ્યું નથી. તેવા કામના દાસ, ગુલામ અને તુચ્છ તાબેદાર પુરુષોને લાખોવાર લાનત છે. તેમનાં નિંદ્ય નામો પર કરોડોવાર ધિક્કાર છે!"

"પણ હવે સમય ઘણો જ વીતી જવા આવ્યો છે, એટલે આ જંગલમાં વધારે વાર રોકાવું વ્યાજબી નથી, માટે ચાલો આપણે હવે મલયપૂર ભણી જલ્દી રવાના થઇએ. પણ આ રમણીની પાલખી તથા તેના ઉંચકનાર ભોઇઓ ક્યાં છે વારૂ? તેમાંનું કોઈ જખ્મી તો નથી થયું ને?"

"ના મહાશય, ભોઇઓમાંનો એક પણ પુરુષ જખ્મી થવા પામ્યો નથી. અમે વેળાસર પહોંચી ગયા હતા એટલે તરત જ એ નરાધમ સૈનિકોએ ભોઇઓની સાથે લડવાનું છોડી દઇને અમારાપર આક્રમણ કર્યું હતું. આથી ભોઇઓ છૂટા થઇને ન્હાસવા માંડયાં. એ જોઇને અમે તેમને અમે જે રસ્તેથી આવ્યા હતા, તે રસ્તે આવવાનું સૂચવન કર્યું હતું. પણ પછીથી તેઓ ક્યાં ગયા, એની અમને બિલકુલ ખબર રહી નથી. પણ હવે અમારાથી એટલું સમજી શકાયું છે કે, જ્યારે અમે લોકો તે સૈનિકો સાથે લડવામાં રોકાયા હોઇશું, ત્યારે તે લાગ મળવાથી પાલખીમાંથી ઉતરીને અહીં આવી પહોંચી હશે.:' કૌશિક નામક એક બીજા જાસૂસે ચાણક્યના પ્રશ્નનું યોગ્ય ઉત્તર આપ્યું.

ચાણક્યે કહ્યુ:—"તમારી ધારણા સત્ય છે. આ અબળા તે સૈનિકોના સપાટામાં સપડાઇ હતી અને પછી યોગ્ય અવસર મળતાં પાલખીમાંથી ઉતરી અહીં આવી પહોંચી છે, એ બધી બીના બરાબર છે. પરંતુ હજી સૂધી એની પાલખી તથા ભોઇઓ આદિ કોઈ આવ્યું નથી. જો પાલખી વેળાસર આવી જશે તો આ અબળાને બેસવાની સુગમતા થશે. નહિ તો આ જંગલની કાંટા કાંકરાવાળી જમીનમાં

તેનાથી ચાલી શકાશે નહિ. આપણે તે ભોઇઓને આવવાની થોડીવાર સૂધી વાટ જોઇશું એટલામાં તો તેઓ આવી પહોંચશે."

કેટલીક વાર સૂધી વાટ જોયા પછી તે જંગલના એક દૂરના માર્ગપરથી જણાયું કે, તે ભોઇઓ પાલખીને પોતાના ખભાપર ઉચકીને આવી રહ્યા હતા. પાલખીને આવતી જોઇ ચાણક્ય અત્યંત પ્રસન્ન થયો. કારણ કે, આ પહેલાં જ તેના મનમાં એક એવી કલ્પના થઇ આવી હતી કે, આવા કાંટાવાળા જંગલમાંથી આ અપરિચિત રમણીને મલયપૂર સૂધી આવતાં મહામુસ્કેલી પડશે.

પાલખી જ્યારે છેક નજીક આવી, ત્યારે ચાણક્યે તે અનુપમા અબળાને ઉદ્દેશીને કહ્યું કે;–"માતા ! તારે હવે ભયભીત થવાનું કાંઈ કારણ જ નથી. તું તારી પાલખીમાં બેસી જા. આપણે બીજી બધી વાતો મલયપૂર પહોંચ્યા પછી કરીશું. અત્યારે વેળા બહુ વીતી ગઇ છે, માટે જલ્દી મલયપૂર પહોંચી જવાની ખાસ જરૂર છે. વળી આ જંગલમાં હિંસક જાનવરોનો પણ વધારે ભય રહ્યા કરે છે."

આ સાંભળીને તે ભયથીચકિત થયેલી રમણી તરત જ પોતાની પાલખીમાં બેસી ગઇ. ચાણક્ય આગળ આગળ ચાલવા લાગ્યા. તથા જાસૂસો ખુલ્લી તલ્વાર લઇને પાલખીના રક્ષણ માટે પાછળ ચાલવા લાગ્યા.

આવી રીતે અનેક દૈવી દુર્ઘટનાઓ આવી પડવાથી બહુ જ વિલંબ થવા છતાં પણ ચાણક્ય અને તેના સોબતીઓ તે પાલખીસહિત સાંઝની શરૂઆત થતાં પહેલાં જ મલયપૂરમાં આવી પહોંચ્યા.

## પ્રકરણ ૧૯ મું

### આશાભંગ પ્રેમિકા

"લગા લો અબ મુઝે સીને, યહી વિનતી હમારી હૈ;
મેરે તો ઉસ્તખ્વાંસે અબ, યહી આવાજ જારી હૈ;
કરો સબ સાફ તકસીરેં, હુઈ જો આજ તક હમસે;
મુહબ્બત ઇસિકો કહેતે હૈ, યહી બસ શર્ત્તે ન્યારી હૈ;
તુમ્હારે હિજ્રમેં પ્યારે, નહીં હૈ ચૈન દમભર ભી;
ચિહુંક ઊઠતી પલંગસે મૈં, પપીહા પિયુ પુકારે હૈ;
લગો તુમ સામને મેરે, જો જાકર ગૈરકે સીને;
નયે તર્જે મુહબ્બત હૈ, ન કોઈ શર્ત્તે યારી હૈ."

" માતા તું કોણ છે ? "

" ભાઇ, હું અભાગિની છું. "

" હા, તેનો પરિચય આ બ્રહ્મચારિણીનો વેશ જ બતાવી આપે છે. પરંતુ આટલી અલ્પ વયમાં તારે આવું કઠોર બ્રહ્મચર્યવ્રત શા કારણથી ગ્રહણ કરવું પડયું છે વારૂ ? "

" ભાગ્યના ભયંકર આઘાતથી, પૂર્વજન્મનાં કોઈ મહત્ પાપથી ! "

" નહિ—નહિ માતા ! ખરૂં કહે જોઇએ કે, આવા મધુર યૌવનના ઉછરતા શરીરપર આવો સાધુવેશ ધારણ કરવામાં તારો શો ઉદ્દેશ સમાયલો છે ! તારાં ઉપરનાં વાક્યોથી તારો બ્રહ્મચર્યવ્રત ગ્રહણ કરવાનો સત્ય ઉદ્દેશ મારાથી બિલ્કુલ સમજી શકાતો નથી, માટે જે કાંઈ સત્ય વૃત્તાંત હોય, તે કૃપા કરીને મને જણાવી દે. "

" તેનું ખરૂં કારણ આપણે જણાવતાં મારૂં હૃદય ડરી જાય છે. કેટલાંક ખાસ કારણોને લીધે મારો સત્ય વૃત્તાંત હું આપની આગળ જણાવવાને લાચાર છું. હું અબળા છું, એથી ડગલે ને પગલે ભૂલ કરૂં અથવા તો ભ્રમમાં પડું તો તે સર્વથા સ્વાભાવિક જ છે. મારા આ બ્રહ્મચારિણીના વેશનું ખરૂં કારણ પણ તેવા જ પ્રકારના એક ભ્રમનું પરિણામ છે. ભયંકર ભ્રમના સમુદ્રમાં ડૂબીને મેં આ વિરક્તિનો પોશાક ધારણ કરી લીધો છે ! મહાત્મન્ ! તે સિવાય તેનું બીજું કોઇ પણ કારણ જ નથી. "

" માતા, તારા એ ગુપ્ત વૃત્તાંતને જાણવાની મને જરાપણ જિજ્ઞાસા જ નથી, પણ તારૂં નિવાસસ્થાન ક્યાં છે ? તું ક્યાંની વતની છે? "

" કુસુમપૂર મારૂં નિવાસ સ્થાન છે, અત્યારે પણ હું ત્યાં જ રહું છું. "

" કુસુમપૂર ! હા–હા મેં કુસુમપૂરનું નામ તો ઘણીવાર સાંભળ્યું છે ! તારા મુખની ઉજળી કાંતિ તેમ જ પ્રતિભા જોતાં જણાય છે કે તું કોઇ સાધારણ પુરુષની કન્યા નથી, પણ કોઇ ધનવાન અને પ્રતિષ્ઠિત પરિવારની પુત્રી છે. પણ કુસુમપૂરમાં માત્ર એક ધનશ્રી નામક એક શ્રીમંત ગૃહસ્થ સિવાય બીજો કોઈ ધનાઢ્ય પુરુષ તો અત્યાર સૂધી મારા જાણવામાં આવ્યો નથી. "

" મહાત્મન્ ! હું અભાગિની તે સ્વર્ગવાસી ધનશ્રીની જ એકની એક કન્યા છું, "

" ત્યારે શું તુ પોતે જ તેની કન્યા છે ? તારૂં નામ જ તડિતા સુંદરી છે ? "

" જી, હા. આપની આ કલ્પના અક્ષરે અક્ષર સત્ય છે ! પરંતુ આપે આ અભાગિનીનું નામ શી રીતે જાણ્યું ? મેં તો અત્યાર સુધી આપને મારે ત્યાં આવતા જોયા નથી, તો પછી આપને મારા નામની ખબર શી રીતે પડી ? શું આપ કુસુમપૂરમાં કોઈ વખત મારે ત્યાં આવ્યા હતા ખરાકે વારૂ ? "

" તારા જેવી યુવતી અને અવિવાહિતા ધનવાન કન્યા જો કદાચ કઠોર બ્રહ્મચર્યવ્રતનું અવલંબન કરે તો તેથી આશ્ચર્ય પણ કેમ ન થાય, તેના બ્રહ્મચર્યવ્રતનો ઉદ્દેશ જાણવાની જિજ્ઞાસા કયા જિજ્ઞાસુ પુરુષને ન ન થાય વારૂ ? તેમ છતાં પણ તારો પરિચય પામવો એ શું મારે માટે અસંભવિત ગણાય ખરૂં કે ? તારા આ પરમ તેજને લીધે તું આખા દેશમાં સારી ખ્યાતિ મેળવી શકે છે. જેમણે તને નજરે જોઈ નથી, તેઓ પણ તારા નામથી જાણીતા છે. તારૂં નામ સાંભળતાંની સાથે ગમે તે મનુષ્ય તને સહજમાં ઓળખી શકે તેમ છે. "

આ સર્વ કથાવાર્ત્તા તડિતા અને ચાણક્ય વચ્ચે ચાલી હતી. ચાણક્યે, તડિતાને બારોબાર પોતાના મુકામપર આણી હતી. તડિતાની ઇચ્છા પણ ત્યાં જવાની જ હતી.

તડિતા, ચાણક્યની આવી વાર્ત્તાથી જાણે એક પ્રકારની અજાયબીમાં પડી ગઇ. તેણે પોતાના મનમાંને મનમાં જ તરેહ તરેહવારના વિચારો કરી જોયા, પરંતુ તેમ છતાં પણ તેનાથી કાંઈ સમજી શકાયું નહિ કે, ચાણક્ય પોતાના સંબંધમાં બધો વૃત્તાંત શી રીતે જાણી શક્યો છે ! શકટારે કદાચિત્ કંઈ કહી શકયો હોય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ જ નથી. પણ શકટારના જેવો મહા બુદ્ધિમાન પુરુષ પોતાની આવી ગુપ્ત કથા મૂર્ખ મનુષ્યની પેઠે ચાણક્યના જેવા પ્રતિભાશાળી ઋષિની આગળ કહી શકે ખરો કે ? "

વિસ્મયથી વિમુગ્ધ થવા છતાં પણ, તડિતા પોતાની બુદ્ધિથી ચલિત થઈ નહોતી. તે સમય સૂચકતાને સારી રીતે સાચવી શકી હતી. તેણે તરત જ પોતાના બીજા બધા વિચારો દાબીને કહ્યું કેઃ—

" આપના જેવા સર્વજ્ઞ બ્રાહ્મણથી મારા જેવી હતભાગિનિની કોઇ પણ વાત અજ્ઞાત હોય, તેવું બને જ નહિ, એ હું ઘણી સારી રીતે જાણું છું. છતાં આપે મારા જેવી દુર્ભાગિનીનું સ્મરણ જાળવી રાખ્યું છે એ વાત ખરેખર અજાયબી ઉપજાવે તેવી છે. "

ચાણક્યે કહ્યું કે;-" મા ! હું મારી સર્વજ્ઞતાના પ્રભાવે નહિ, કિન્તુ રાજમંત્રી શકટારતા મુખથી તારાં ઐશ્વર્યત્યાગની તથા બ્રહ્મચારિણી વેશ ધારણ કરવાની બધી બીના જાણી શક્યો છું. આજે મારી નજરેનજર તારી આ બ્રહ્મચારિણીની પવિત્ર મૂર્ત્તિ જોઈ શક્યો છું. તારૂં આ ઉજળું અને તેજવાળું સુંદર મુખમંડળ જોતાં મને જણાય છે કે, તારા ચિત્તની દઢતા તથા એકાગ્રતા અત્યંત બળવાન છે. ચિત્તના પ્રબળ વિકારને તું વશ રાખી શકી છે. ઐશ્વર્ય જેવા મદોન્મત્ત પદાર્થને આધીન થવા છતાં વ્યભિચારના માર્ગથી દૂર જ રહેવા પામી છે, એ પણ તારા વિશુદ્ધ ચારિત્રનું પ્રત્યક્ષ પ્રમાણ છે. તારા જેવી પવિત્ર લલનાઓએજ આ ભારત ભૂમિને ઉજળી બનાવી છે, દેશ દેશમાં વિખ્યાત કરી છે. ભારતવર્ષની સ્ત્રીઓ જે અનુરાગ ધરાવી શકે છે, એક પતિવ્રત પાળી બતાવે છે તથા પ્રેમનું મૂર્તિમંત્ત દૃષ્ટાંત દર્શાવી શકે છે, તેવી અનુપમ શક્તિ અન્ય કોઇ પણ પ્રદેશની વનિતા સમાજમાં છે જ નહિ. પ્રેમનું પાલન કરવામાં આર્ય અબળાઓ એકી ગણાય છે. તું ચિત્તને કાબૂમાં રાખવામાં પણ અસાધારણ શક્તિશાળી છે. પણ હવે હું એ જાણવા ઇચ્છું છું કે, તું તે ગંભીર વનમાર્ગ દ્વારા આ મલયપૂરમાં શા માટે આવી હતી અને કોને મળવા જવાની હતી વારૂ ?"

આ પ્રશ્નથી, તડિતાનું મુખમંડળ લાલચોળ બની ગયું. તે આ જીંદગીમાં કદી પણ અસત્ય વાર્તા કહેતાં, શીખીજ નહોતી. તેમજ તે પોતાની કોઈ પાપવાસનાને તૃપ્ત કરવા માટે મલયપૂરમાં આવી નહોતી, આથી તે સર્વથા નિર્ભય જ હતી. તેથી તેણે બહુજ ધીમા પણ ગંભીર સ્વરથી કહ્યું કે;-" મહાત્મન્ ! રાજમંત્રી શકટાર તથા તેમની પત્ની લલિતાદેવી પાસે આવતી હતી."

" શા કારણથી આવતી હતી, તે વાત હું જાણી શકીશ ખરો કે ?"

" તેઓ તે દિવસે મને એક વાર્તા કહી ગયા હતા, પરંતુ હું જાણી શકી નથી કે, તેઓ કોણ જાણે શા કારણથી તે વાર્ત્તાનો ભેદ મારી આગળ ખોલી શક્યા નથી. તેમના મુખપરથી તેઓ મારી પાસે કાંઇક યાચના કરવા આવ્યા હોય, એમ જણાતું હતું. પરંતુ ક્યા કારણથી તેઓ તે યાચના મારી પાસે કરી શક્યા નથી, એ કારણ જાણવા માટે તથા તેમની યાચનાને તૃપ્ત કરવા માટે જ અત્યારે મારે અહીં આવવું પડ્યું છે. મંત્રી શકટારને માટે મારૂં ધન દ્રવ્ય આદિ સર્વ તૈયાર છે, તેઓ માગે તેટલી જ વાર છે. મેં તેમને તે ધન લઇ જવાની એ

વારંવાર સલાહ પણ આપી હતી. પણ તેમણે તેમાનું કશું કર્યુંજ નથી. મારે તે ધનમાલ કે ઘરબાર કશા કામનાં જ નથી. તેમજ મારી પાછળ કોઇ વારસ પણ નથી, તેથી તે સર્વના માલિક તરીકે શકટારને જ સ્થાપન કરવાની મારી દૃઢ ઇચ્છા છે, અને એ કારણથી જ હું અહીં આવી છું."

"ચાલ, શકટારને ઘેર હું તને મૂકી આવું છું. મેં સાંભળ્યું છે કે, અત્યારે ત્યાં તેની પત્ની પણ હાજર જ છે, એટલે તારા સત્કારમાં જરા પણ ખામી આવશે નહિ, તેમજ તેના સહવાસથી તને બિલ્કુલ અગવડ પણ નડશે નહિ. શકટારની પત્ની બહુજ માયાળુ છે, તેથી તને એક પ્રકારનો આનંદ પણ મળી શકશે."

તડિતાએ કહ્યું કે;—"મહાત્મન્! આપને મારા માટે એટલું બધું કષ્ટ વેઠવાની કાંઈ જરૂર જ નથી. હું મારી મેળે પૂછતી પૂછતી શકટારનું ઘર શોધી લઇશ. મને તેના ઘરના શીરનામાની ખબર છે."

"ના, તડિતા! તેમ બની શકે નહિ. મને તારી સાથે આવવામાં કશુંય કષ્ટ નડશે નહિ. ચાલ, હું પોતે જ તારી સાથે આવું છું. આવા અજાણ્યા ગામમાં તારા જેવી કુલકામિનીને એકલા જવું ઉચિત નથી."

"વારૂ, જો આપની એવી જ ઇચ્છા છે તો મને તેમ કરવામાં કશી હરકત નથી એક રીતે આપનું કહેવું સત્ય છે, કારણ કે; આ શહેરમાં જ્યાં જૂઓ ત્યાં મહાલય જેવાં મોટાં મોટાં મકાનો જ નજરે પડે છે. તેમાં શકટારનું મકાન કયું હશે, તે શોધતાં જરા મુશ્કેલી પડે તો તે સ્વાભાવિક જ છે. તેમ છતાં પણ જો આપ મને અહીંથી એમ બતાવી આપશો કે, તેઓ અમુક ઠેકાણે જ રહે છે અથવા તો ફલાણે ઠેકાણે તેમનું મકાન આવેલું છે તો પછી તે મકાનને શોધી કાઢતાં મને વધારે વાર લાગશે નહિ."

ચાણક્યે બારીમાંથી પાસેના એક નાના મકાન તરફ આંગળીનો ઇશારો કરીને કહ્યું કે;—"ભલે, ત્યારે એમ જ કર. જો, આ સ્હામે જે લાલ પત્થરનું એક મકાન દેખાય છે, તે મકાન રાજમંત્રી શકટારનું જ છે. ચાલ હું પોતે જ તને એ મકાનના દ્વાર આગળ મૂકી આવું છું."

એ બતાવેલું મકાન, ચાણક્યના ઘરથી બહુજ નજીકમાં જ આવેલું હતું. તડિતા, ચાણક્યનાં ચરણોની પવિત્ર રજ લઇને કાંઈક વિ-

ચાર કરતી કરતી આગળ ચાલવા લાગી.

ચાણક્યે એક અનુચરને દીવો લાવવાની આજ્ઞા કરી. તડિતાના વારંવાર આગ્રહ કરવા છતાં તે તેને પોતાની સાથે લઇને શકટારના દ્વાર પાસે મૂકી આવ્યો. ચાણક્યના મકાનથી શકટારનું મકાન બહુ બહુતો ત્રણચાર રાસ વા દૂર હતું. તડિતાએ જ્યારે શકટારના મકાનમાં પ્રવેશ કર્યો, ત્યારે ચાણક્ય નિશ્ચિત ચિત્તે પોતાના ઘર તરફ પાછો ફર્યો.

ચાણક્ય ત્યારે એક પ્રકારની શાંતિને ધારણ કરીને ઘેર ચાલ્યો આવ્યો. ત્યાર પછી તે પોતાના વ્હાલા આસનપર બેસીને એક પ્રકારની અપૂર્વ ચિંતામાં ગુંથાઇ ગયો.

ચાણક્ય પોતાના મનમાં જ વિચારી રહ્યો હતો કે;—" આ મનોહારિણી માનિનીના અપૂર્વ માધુર્યમય રૂપની છટા જોતાં જણાય છે કે, ભગવાને એને એક આદર્શ સુંદરી તરીકે જ આ મગધરાજ્યમાં મોકલી આપી છે. એનું લલિત લાવણ્ય આ મૃત્યુલોકની સાધારણ અબળાઓ કરતાં ઘણું જ શ્રેષ્ઠ છે. ઇન્દ્રભવનની અપૂર્વ સૌન્દર્યશાલિની મેનકા, ઉર્વશી અને રંભા ઇત્યાદિ લલિતાંગી અંગનાઓ પણ આ અલૌકિક રૂપસંપન્ના સુંદરીના સૌંદર્ય સમક્ષ પરાજિત બની જાય તેમ છે. તેનાં મધુર સૌન્દર્યની ઝાંખી થતાં જ મહા કઠિન અને સયમી હૃદયના પુરુષોનાં ગાત્ર પણ ગલિગળિત થઇ જાય તેમ છે. પરમાત્માએ પોતાની કૃતિની સૃષ્ટિની ઝાંખી કરાવવા માટે તથા સુંદરતાનો આદર્શ દર્શાવવા માટે આ અંગનાને મૃત્યુ ભૂમિમાં મોકલી આપી છે.

" લક્ષણ શાસ્ત્રનાં સૂત્ર અનુસાર, એનાં મુખમંડળનાં કેટલાંક સ્થાનોનું નિરીક્ષણ કરતાં સ્પષ્ટ જણાઇ આવે છે કે, એ રમણીના ચિત્તની દૃઢતા કિંવા એકાગ્રતા પણ યથેષ્ટ છે. મારી સાથે તેણે જે ભક્તિપૂર્વક કથાવાર્ત્તા કરી છે, તે પરથી પણ માલૂમ પડી આવે છે કે, એ રમણી દેવ અને દ્વિજની પણ અપૂર્વ ભક્તિમતી છે. પોતાના મનો ભાવને છુપાવી રાખવામાં તે રમણી ઘણી જ ચતુર છે. એના મનની વાર્ત્તા સહજમાં કોઇથી જાણી શકાય તેમ નથી. દુ:ખ સહન કરવામાં તેમજ હૃદયની પીડા ભોગવવામાં તે લેશમાત્ર પણ ડરે તેવી નથી. હું જેવી એક સુચતુર રમણીને માટે વ્યાકુળ થઇ ગયો હતો, તેવી જ દક્ષ અને બુદ્ધિમતી રમણીને ઇશ્વરે આજે મારી સન્મુખ મોકલી આપી છે. ભગવાને મારાપર કૃપા કરીને મારા કાર્યમાં યથેષ્ટ સહાયતા આપી છે.

આ રમણીની સહાયતાથી શું હું મારા મનની સંકલ્પ નહિ સિદ્ધ કરી શકું ? મગધરાજ નંદનો ગર્વતા ખનહિ કરી શકું ? તેના રાજ્ય તથા પરિવારનું ઉન્મૂલન મારાથી નહિ થઈ શકે ?

" થશે, થશેને અવસ્ય થશેજ. આ સુંદરતાની ધારા વહાવતી મનોહારિણી માનિનીનાં નેત્ર કટાક્ષથી કામાંધ નંદનું કાળજું અવશ્ય છેડાઇ જશે. તે પાપી સુંદરતાનો પિપાસુ છે. સૌન્દર્યપિપાસાને તૃપ્ત કરવા માટે તેણે અનેક કુલકામિનીઓની લજ્જા લૂટી છે. તેનું હૃદય નિરંતર નવીન નવીન નારીઓના સૌંદર્યનું પાન કરવા માટે આતુર રહ્યા કરે છે. તેના નયનો પણ તેવાં જ વિકારી બની ગયાં છે, એટલે આ સુંદરતાના અવતાર સ્વરૂપ રમણીનું નિરીક્ષણ કરવાની સાથે જ તે તેનામાં લુબ્ધ બની જશે. બસ—એટલે હું પછીથી બધા યત્નો કરી લઇશ. મારી ઇચ્છા એ પાપાત્માને કોઈ પવિત્ર અબળાના સ્વરૂપમાં મુગ્ધ બનાવવાની જ છે. જ્યારે તે મારા એ કપટ જાળમાં ફસાઇ જશે એટલે હું તે પાપીને તે જાળમાં સપડાવીનેજ મારી નાંખીશ. તેને આ ધરાના વક્ષપર ધૂળ ચાટતો બનાવી દઇશ. "

" કુશળતા એ રાજનીતિનું મુખ્ય અંગ ગણાય છે. જે કાર્ય કૌશલ્યથી થઈ શકે છે તે કાર્ય બળ કિંવા યત્નથી કદાપિ સિદ્ધ થઈ શકતું નથી. તે સાથે હું અત્યારે તદ્દન નિર્બળ છું એટલે મારે તો કુશળતાની જ ખાસ જરૂર છે. કુશળતાનો આશ્રય લીધા વિના મારૂં ઉઠાવેલું કાર્ય મારાથી કદાપિ પૂર્ણ થઇ શકે તેમ નથી. અમોઘ પરાક્રમશાળી મગધપતિ ધનનંદના સેના બળની તુલનામાં મારી શક્તિતો અતિ હીન છે—તુચ્છ છે ! ત્યારે શું મારે તે કુશળતાનું જ શરણ સ્વીકારવું. હા—હા. તેમજ કરવું. ઊઠ ચાલાક ચાણક્ય ! કૂટ કૌશલ્ય વિદ્યાનો પ્રચારક પુરુષ હોવા છતાં આમ ભીરુ શા માટે બની જાય છે ? કાયરતાને શા માટે ધારણ કરે છે ? કાયરતા અને ભીરુતાથી તારૂં કલ્યાણ થઇ શકે તેમ નથી ! અરે તારો સંકલ્પ કદાપિ સિદ્ધ થવાનો નથી ! કર્મક્ષેત્રમાં જોડાયા પછી તેના દુર્ગુણોનો ત્યાગ કરી ખરા વીરની માફક કૂદી પડવું એજ મનુષ્યનું ભૂષણ છે. ત્યારે શું મારે મારા પોતાનાં રચેલાં " કૌટિલ્ય સૂત્ર "માં રાજનીતિ સંબંધી જે કૂટ નીતિ તથા કૌશલ્ય—સહાયતા લેવાનું લખ્યું છે, તેનો જ સ્વીકાર કરવો. હા—બસ તેમજ કરવું. તે વિના તારો ઉદ્ધાર થવાનો નથી સંકલ્પ સિદ્ધ થવાનો નથી. "

" શકટારે નિષ્કપટ હૃદયે આ રમણીના સંબંધમાં મને જે કાંઈ હકીકત જણાવી છે, તે વાત તેનાથી છેક અજ્ઞાત જ છે. સરળ અને ભોળા શકટારે પોતાના સ્વાર્થ હીન પ્રેમની, તડિતાના અપૂર્વ સંસાર ત્યાગની તથા તેની પ્રેમકથાની બધી વાતો મારી પાસે કહી સંભળાવી છે ! તડિતા જે શકટાર આટલો બધો ચાહે છે, જેને માટે તેણે પોતાના સર્વે સુખો, અપૂર્વ ઐશ્વર્ય, વૈભવ અને વિલાસનો ત્યાગ કરી બ્રહ્મચારિણી વેશે દિવસો, ગાળવાનું પ્રસંદ કર્યું છે, તે શકટારનું શું તેને માટે કોઇ પણ પ્રકારના વિશિષ્ટ ત્યાગનો સ્વીકાર કરવાને સમર્થ નથી ?"

" ખરેખર વિશ્વની વિલક્ષતા પણ મર્યાદાહીન છે. જે સ્ત્રી પોતાના પ્રેમિક પુરુષનો પ્રેમ સંપાદન કરવા માટે તૈયાર થાય છે, તે સ્ત્રીને તેની વાસનામાં સર્વદા નિષ્ફળ નિવડવું પડે છે ! પુરુષ તેના પ્રેમ તરફ કશું લક્ષ પણ ન આપતાં અન્ય સ્ત્રીમાં આસક્ત બની જાય છે. તડિતાને પણ તેના પ્રેમમાં હતાશ થતું પડયું છે ! તે બિચારી શકટારને માટે વ્યાકુળ બની ગઇ છે, છતાં શકટાર તેના પ્રેમનો સ્વીકાર ન કરતાં તેની પાસેથી માત્ર પોતાના સ્વાર્થની જ આશા રાખે છે. તેને બિચારીને પોતાનાં દર્શનથી વ્યગ્ર બનાવી દે છે. છતાં તડિતા કેવી દયાળુ છે, કે તેમાં તે શકટારનો જરા પણ દોષ કાઢયા વિના કેવળ પોતાના ભાગ્યપર જ સર્વ દોષોનું આરોપણ કરી છે ! સંસાર સ્વાર્થી છે, તેનાં નિવાસીઓ પણ સ્વાર્થપરાયણ છે. સ્વાર્થપરાયણ છે. સ્વાર્થમાં અંધ થયેલાં મનુષ્યો કેવળ પોતાનું ઉદર ભરવાની, પોતાની મહત્ત્વાકાંક્ષાને તૃપ્ત કરવાની અને પોતાની જ દરેક ઇચ્છાઓને પાર પાડવાની લાલસા રાખ્યા કરે છે ! તેમને બીજાના કલ્યાણની કલ્પના પણ હોતી નથી ! બીજાની દારુણ દુશ્ચિંતાઓ, ભયંકર યાતનાઓ તથા વિવિધ પ્રકારનાં દુઃખો તેમનાં ધ્યાનમાં જ આવતાં નથી ! પોતાની મનોવાસના પૂર્ણ કરવા માટે મનુષ્ય નિષ્ઠુરતાને ધારણ કરી લે છે, ગમે તેવાં પાપકર્મમાં પ્રવૃત્ત બની જાય છે અને સમય આવ્યે સાક્ષાત્ રાક્ષસના સ્વરૂપનો પણ સ્વીકાર કરે છે ! હાય ! સ્વાર્થ ! પાપી સ્વાર્થ ! તું આ સુખની સૃષ્ટિમાં ભયંકર જ્વાળાઓ સળગાવવા માટે કેમ ઉત્પન્ન થયો ! તે મનુષ્યના હૃદયમાં વસેલી દયા, માયા અને મમતાને કેમ વિદારી દાધી ! શું તું નિષ્ઠુર છે, દયાહીન પાષાણ છે ? હા—હા તેમ જ હોવું જોઇએ નહિતો આ સંસારમા થતી ભીષણ ઘટનાઓનું અસ્તિત્વ જ ન હોય ! આ પવિત્ર વિશ્વમાં પાપ જેવી કોઈ પણ વસ્તુ

જ વિદ્યમાન ન હોય ! પણ પિશાચ રૂપ સ્વાર્થ ! તું જરા દયાહીન મટી દયાવાન થા ! પાપમાર્ગનો ત્યાગી બની પુણ્યનો સંગી ન બની જા ! નિર્દોષ માનવોને તારા અંધકારમય રાજ્યમાં ઘસડી જઇને તારા જેવા પિશાચો ન બનાવ ! પણ નહિં. એમાં તારો એકલાનો જ દોષ દઈ શકીએ તેમ નથી, મનુષ્ય પણ પોતાની આવશ્યકતાઓની વૃદ્ધિ કરીને તને પુષ્ટિ આપે છે અને એના યોગે જ સર્વત્ર ભયંકર ભીષણતા છવાઇ જાય છે ! ઓહ માયા સંગી સ્વાર્થ, પાપાત્મા સ્વાર્થ' તું આ પુણ્યભૂમિ ભારતમાંથી નષ્ટ થા ! સર્વથા લોપાઇ જા ! તારા અસ્તિત્વ સહિત અન્ય કોઇ પણ પ્રદેશમાં ચાલ્યો જા ! તારી અહીં કશી અગત્ય નથી ! જા પાપી પિશાચ આ દેશમાંથી સત્વર દૂર થા. "

" હું ગમે તે ઉપાયે એ મૃદુતા અને મંજુલતાના અવતારરૂપ માનિનીને, મારા કાર્ય માટે ઉપયોગી બનાવી લઇશ. એને અનેક પ્રમાણો આપીને સ્પષ્ટ સમજાવી દઇશ કે, શકટારનું જીવન અનેક આફતોથી ઘેરાઈ ગયું છે, અત્યારે મહાદુઃખી છે. તેના ચિત્તમાં શાંતિનો સંચાર નથી, સુખનો અંશ માત્ર પણ નથી. આ યુદ્ધમાં અમારો પરાજય થવાની સંપૂર્ણ સંભાવના છે. આ વખતે કદાચ અમારો પરાજય નહિ થાય, તો પણ બીજી વારના યુદ્ધમાં તો અમારે અવશ્ય પરાજિત થવું જ પડશે. તેમ થવાથી શકટાર શત્રુના હાથમાં જશે, તેનું લોહીથી ખરડાયલું મસ્તક તરત જ ધરાના વક્ષનું ચુંબન કરશે. તે પ્રાતશોધ પરાયણ રાજા ધનનંદ તથા તેનો પ્રબળ પ્રતિસ્પર્ધી મહાનિષ્ઠુર અને નીચ મંત્રી રાક્ષસ તેના પર જુલ્મ ગુજારવામાં, તેની કાયાને પીડા આપવામાં તથા તેને રીબાવી રીબાવીને મારી નાંખવામાં જરા પણ દયા દેખાડશે નહિ. કારણ કે, વૈર એ એવી પ્રબળ વસ્તુ છે કે, જે મનુષ્યને અંધ બનાવી દે છે, તેના હૃદયમાં વ્યાપેલી મધુર શાંતિ, અનુપમ ઉદારતા તથા કઠિન સહનશીલતાનો સર્વથા લોપ કરી એક પિશાચ પણ જે કાર્ય કરતાં દયા ખાઇ જાય છે, તે કાર્યમાં મનુષ્યને પ્રેરિત કરી દે છે. પૃથ્વીપરનાં મોટાં મોટાં રાજ્યનો, ધરાને ધ્રુજાવનારા મહા વીરનરપુંગવોનો તથા સમસ્ત વિશ્વમાં પોતાની વીરહાક ગજાવનારા મહા જ્ઞાની પુરુષોનો નાશ પણ તે દુષ્ટ વૈરની જિઘાંસાને લીધે જ થયો છે. વૈર સંબંધ જોતું નથી, મિત્રતા તરફ પણ કશું લક્ષ આપતું નથી. આથી વૈરપરાયણ ધનનંદ પણ શકટારની ભયંકરમાં ભયંકર દુર્દશા કરવામાં જરા પણ અચકાશે નહિ. સાક્ષાત્ ક્રૂરતા અને ભીષણ-

તાના અવતારરૂપ રાક્ષસ પણ તે બિચારાપર અત્યાચાર ચલાવવામાં લેશ માત્ર પણ ભયભીત થશે નહિ. આથી સૂકા ઇંધનરૂપ શકટાર તે પાપાત્માઓના વૈરાગ્નિમાં બળીને ભસ્મીભૂત થશે અને તેની સાથે ને સાથે જ તેનાં નામ તથા નિશાનનો પણ નાશ થશે."

"શું મારાથી તે સુકુમાર સુંદરીને મારા કાર્યમાં નહિ પ્રવૃત્ત કરી શકાય ? શા માટે નહિ કરી શકાય ? અવશ્ય કરી શકાશે જ ! સમસ્ત વિશ્વને કમ્પાવનારા મનુષ્યોથી જગતનું કયું કાર્ય થઇ શકતું નથી ?—બધાં કાર્યો થઇ શકે છે. માત્ર મહેનત, ખંત અને સતત્ પ્રયત્નની જ ખાસ જરૂર છે ! પ્રયત્નથી પરમાત્મા પણ પ્રાપ્ત થઈ શકે છે તો પછી મારાથી આ એક મનુષ્યદેહધારિણી અબળાપર મારી સત્તા કેમ નહિ સ્થાપી શકાય ? તેને મારા કબ્જામાં કેમ નહિ લઈ શકાય ? અવસ્ય મેળવી શકાશે ! પણ તેમ કરતાં પુષ્કળ પરિશ્રમ વેઠવો પડશે. કર્ત્તવ્યના ભારી યજ્ઞમાં કદાચ આ પંચત્વના પૂતળાંની આહુતિ પણ આપવી પડશે. ચિંતા નહિ—તેમ કરવામાં પણ આ ચાલાક ચાણક્ય પાછી પાની કરશે નહિ. કોઈ પણ કાર્યનો આરંભ કરવો તો પછી તે કાર્યને પૂરૂં જ પાર પાડવું જોઇએ ! જેઓ કર્ત્તવ્યના સૂત્રને હાથમાં ઝાલ્યા પછી છોડી દે છે તેઓ વાસ્તવિક રીતે મનુષ્ય નહિ, પણ મનુષ્ય નામને લજાવનારા નામર્દો છે ! હું મરીશ, મારૂં સર્વસ્વ ગુમાવીશ, કર્ત્તવ્યયજ્ઞમાં કઠોરતાથી પ્રાણની આહુતિ આપવાનો પ્રસંગ આવશે તો તેમ પણ કરીશ, પણ આરંભેલા કાર્યને અધૂરૂં તો નહિ જ મૂકું ! જો મારૂં મનોબળ તથા આંતર્શક્તિ પ્રબળ હશે, તો તેની સહાયતાથી આ રમણીને હું મોહમુગ્ધ કરીને ભવિષ્યનું ભીષણ ચિત્ર દેખાડીશ. કાળના ગર્ભમાં છૂપાયલી અનેક વિષમ ઘટનાઓનું દિગ્દર્શન આ પ્રસંગે તે રમણીના હૃદયની પરીક્ષા થશે. તે શકટારને સારી રીતે ચાહે છે કે માત્ર ઉપરનો જ પ્રેમ દર્શાવે છે તે પણ સ્પષ્ટ જણાઈ આવશે. જો તેણે કેવળ શકટારના સ્નેહના માટે જ આવો કઠોર વૈરાગ્ય ધારણ કર્યો હશે તો મારા બતાવેલા શકટારના હિતવાળા કાર્યમાં તુરત જ તે જોડાઇ જશે અને માત્ર માયાવી કિંવા કૃત્રિમ પ્રેમ દર્શાવવવાની ખાતર અથવા તો જગતમાં પોતાનો વ્યર્થ આડંબર દર્શાવવા ખાતર તેણે જો બ્રહ્મચારિણી વેશનો સ્વીકાર કર્યો હશે તો તે પણ આ કઠિન પ્રસંગે માલૂમ પડી આવશે."

"હવે અમાવાસ્યાનો દિવસ પણ નજીક આવ્યો છે. મહાકાળના મંદિરમાં મારી ગુપ્ત ઉપાસના કરવાના ક્ષેત્રમાં તે રમણી પણ આવ્યા વિના રહેશે નહિ. હું તે દિવસે જ મારી તંત્ર વિદ્યાના પ્રભાવે તે તડિતાને મારી શક્તિને આધીન બનાવી લઈશ. ત્યાર પછી એ મોહમુગ્ધા રમણીની સહાયતાથી હું મારા કાર્યની સિદ્ધિ કરીશ અને જો એ કાર્યમાં સફળતા મેળવી શકીશ તો હું એમજ ધારીશ કે, મારા ઉદ્દેશની સિદ્ધિનો માર્ગ વિશેષ પ્રશસ્ત થયો છે—રસ્તો સાફ થયો છે."

"મનુષ્ય માત્રના જીવનનું ધ્યેય કાર્યની સિદ્ધિમાં જ સમાયલું છે. આર્યોના જગત્માન્ય ગ્રંથ ગીતામાં પણ ઉપદેશ આપતી વેળાયે કર્મ-યોગના વિષયમાં ભગવાન કૃષ્ણે તેવાજ પ્રકારનું પ્રતિપાદન કરેલું છે કે, 'કર્મ કરો, નિરુત્સાહી ન બનો. કર્મ એજ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ છે.' જે મનુષ્ય સત્કર્મ કરતો નથી, પોતાના કર્ત્તવ્યને સમજતો નથી તે ધરાને ભાર દેનારો છે. બુદ્ધિ પણ કર્મને અનુસરીને જ આવે છે. તેટલા માટે જ **बुद्धि कर्मानुसारिणी** એવી એક ઉક્તિ જગત્માન્ય થઇ પડી છે. માટે પ્રત્યેક મનુષ્યે કર્મ કરવાં જ જોઇએ. કર્મથી જ જગતનો ઉદ્ધાર છે."

"પણ મારા જેવા સંસાર ત્યાગી સન્યાસીએ આવાં કર્મમાં શા માટે લિપ્ત થવું જોઇએ ! મારે સંસારનાં આવાં કુટિલ કારસ્થાનોમાં શા માટે ભાગ લેવો જોઇએ ? કેવળ પાપીના હાથમાંથી ધર્માત્માનું રક્ષણ કરવા માટે, રાંકડી રૈયતને એક અધર્મી અને અત્યાચારી રાજાના હાથમાંથી છોડાવવા માટે. સંન્યાસીનો પરમધર્મ જગત્માં શાંતિ જાળ-વવાનો છે, છતાં હું આવો વિગ્રહ કરવાને કેમ તૈયાર છું. હું પોતે જ આ યુદ્ધનું કારણ કેમ બન્યો છું ? માત્ર શાંતિની સ્થાપના માટે જ. આ યુદ્ધનું ભાવિ પરિણામ ત્રાસ, અત્યાચાર, પોકાર કિંવા ઉત્પાત્ત નથી, પણ મહાન શાંતિ જ છે. એકવાર સર્વ પાપ પ્રતિમાનું વિદારણ કરવાથી તેમનાં પાપોનો જડમૂળથી લોપ થશે. મગધરાજ્યમાં ચિરકાળને માટે શાંતિનું સામ્રાજ્ય સ્થપાઈ જાશે ! શાંતિ કિંવા શીતળતાની સ્થાપના કરતાં પહેલાં બયંકર માનવયજ્ઞ કરી તેમાં અનેક નરોની તથા તમામ પાપીઓની આહુતિ આપવી પડે છે અને તેનું પ્રત્યક્ષ દૃષ્ટાંત કુરુક્ષેત્રનું વિશ્વવિખ્યાત યુદ્ધ જ છે. કુરુક્ષેત્રના યુદ્ધરૂપી યજ્ઞમાં અનેક પાપાત્માઓનું બલિદાન અપાયા પછી જ એક પ્રકારની શાંતિ છવાઈ ગઇ હતી. પાપીઓનો ક્ષય થયા વિના શાંતિ થતી નથી. અને એટલા માટે જ

કુંજવિહારી લીલાવતાર ભગવાન વાસુદેવે પોતાના સખા અર્જુનને વિશ્વગ્રાસી કુરુક્ષેત્રના યુદ્ધ પ્રસંગે ઉપદેશ આપતી વેળાયે કહ્યું છે કે;– "જ્યારે જ્યારે ધરાના વક્ષપરથી ધર્મ નષ્ટ થાય છે, પાપનો અતિરેક વધી જાય છે, ત્યારે મારે ધર્મના તથા ધર્માત્માના રક્ષણુ માટે અને પાપ તથા પાપાત્માના વિનાશ માટે મનુષ્યાવતાર ધારણુ કરીને પૃથ્વીપર આવવું પડે છે." આ સૂત્રમાં પણુ એમજ સૂચવ્યું છે કે, પાપ અને પાપનો પ્રચાર કરનાર પાપાત્માઓ સર્વથા વિનાશને પાત્ર છે. રાજા ધનનંદ મહાપાપી છે, આત્મગરિમાથી અત્યારે તેની સ્થિતિ મદિરાનું પાન કરેલા મરકતના જેવી મદોન્મત્ત બની ગઇ છે. વિષય-લંપટતાએ તેને ધર્મ અને નીતિના શિખરપરથી પાપ અને અનીતિની ગહનગર્ત્તામાં ગબડાવી દીધો છે! તેના સાળા કપટકે અત્યાચાર અને ત્રાસ વર્ત્તાવવાનો અવધિજ કરી બતાવ્યો છે! આ સર્વે કારણોથી તેઓ બધા નાશને જ પાત્ર છે! તેમનો નાશ થયા વિના પ્રજામાં શાંતિ સ્થાપી શકાય ખરી કે? નહિ–કદાપિ નહિ. જ્યાં સુધી પાપનો લેશ માત્ર પણુ અધિકાર હોય અને અનાચારનું થોડું ઘણું પણ આધિપત્ય ટકી રહ્યું હોય, ત્યાં સૂધી સાચી શાન્તિ સ્થાપી શકાતી નથી!"

બિચારો સરળ રાજકુમાર ચંદ્રગુપ્ત અને તેની માતા મુરાદેવી તો અત્યારે છેક નિરાધાર અવસ્થામાં આવી પડયાં તે, તેઓ સૂકાં ઈંધન સમાન છે એટલે મગધરાજના ક્રોધાગ્નિમાં બળીને ખાખ થતાં તેમને જરા પણ વિલંબ લાગે તેમ નથી. માટે તેમને પણુ ગમે તેમ કરીને બચાવવાં જોઇએ. અધર્મીના હાથમાંથી ધર્માત્માનો છૂટકો કરાવવો જોઇએ. એક બળવાન મનુષ્યના હાથ તળે નિર્બળ મનુષ્ય દબાઈ ન જાય. તેની ખાસ સંભાળ રાખવી એજ સંસાર ત્યાગીઓનો ધર્મ છે. જો કે આ સર્વે પ્રલયકારક ઘટનાઓના ઉત્પાદક તરીકે અગ્રગણ્ય નામ મારૂં પોતાનું જ આવશે. છતાં, હું તેનો લેશ માત્ર પણુ ઉદારદાતા રહીશ નહિ. રણુભૂમિમાં હથિયાર ઉઠાવવાની તેમજ અન્ય મનુષ્યનું લોહી રેડી મારા હાથને કાળા કરવાની મારી બિલકુલ ઇચ્છા જ નથી. હું તો માત્ર દિશાદર્શકનું કાર્ય બજાવીશ. કયે સમયે શું કરવું, એના સરળ ઉપાયો સમરકેતુ તથા તેના પક્ષકારોને બતાવીશ, તે સિવાય બીજું કાંઇ પણુ કરીશ નહિ. આમ છતાં લોકો મને દોષિત ગણુશે અથવા તો મારી અપકીર્ત્તિ કરશે, તો હું જરા પણુ દુઃખી થઇશ નહિ. કારણુ કે જેણે સંસારનાં સર્વે બંધનોથી મુક્તિ મેળવવી છે, તેને

કીર્ત્તિ કિંવા અપકીર્ત્તિનો ભય જ રહેતો નથી. યશ, ધન, માન, મિલ્કત વગેરે પ્રાપ્ત કરવાની મહત્વાકાંક્ષાઓ ક્ષુદ્ર સંસારીઓની જ હોય છે, સંન્યાસીઓની હોતી નથી. આ યુદ્ધથી મને કશો લાભ થવાનો નથી, મારી કશી કીર્ત્તિ ફેલાવવાની નથી અને તેની મને પરવાર પણ નથી. હું અત્યારે જે કાર્યમાં જોડાયો છું, તેમાં મારા સ્વાર્થનો અંશ માત્ર પણ નથી. માન કિંવા યશ મેળવવાની મારી બિલ્કુલ ઇચ્છા જ નથી. કેવળ કર્ત્તવ્ય કરી બજાવવું એજ મારો ધર્મ છે, મારા હૃદયનો મુખ્ય હેતુ છે. કર્ત્તવ્યનો યજ્ઞ પૂર્ણ કર્યા પછી હું પુનઃ વનવાસનો સ્વીકાર કરી મારાથી કદાચ કોઇ પાપ કરી જવાયું હોય, તેનું પ્રાયશ્ચિત કરવાની મારી પ્રબળ ઇચ્છા છે! મારા પરમ તપના પ્રભાવે હું મારા પાપોનું નિવારણ કરી શકીશ. ઇશ્વરના શાન્તિમય સ્થાનનો અધિકારી બની શકીશ. આ યુદ્ધ મારી કસોટી કરવા માટે જ નિર્માયું છે, હું તે કસોટી-માંથી પસાર થઇશ. મારા કર્મયજ્ઞને નિર્વિઘ્ન પાર પાડીશ. અને અર્થં સાધયામિ વા દેહં પાતયામિના સૂત્રને સિદ્ધ કરી બતાવીશ."

ચાણક્ય જે સમયે પોતાના ઓરડામાં આવીને ઉપર્યુક્ત ચિંતામાં નિમગ્ન થયો હતો, તે સમયે તડિતા શકટારના મકાનમાં દાખલ થઇ ચૂકી હતી.

તેણે જોયું કે, નીચેના એક ઓરડામાં બેસીને શકટાર એક સળગતા દીપકના પ્રકાશમાં કોઇ–એક પત્ર વાંચવામાં ગુંથાઇ ગયો હતો. તેનું ધ્યાન તે પત્રમાં જ હતું.

તડિતાએ કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના છાયાની પ્રતિમા પેઠે તે ઓરડામાં પ્રવેશ કર્યો. તેની ચાલવાની ગતિ એટલીબધી ધીમી હતી કે, શકટાર તેના આવવાના સમાચાર પણ જાણી શક્યો નહિ. કે જાણે કોઇએ અચાનક આવીને પોતાના ઓરડામાં પ્રવેશ કર્યો છે!

કેટલીક વાર પછી, તેણે પોતાની તે ચિંતાતુર અવસ્થામાંથી મુક્તિ મેળવીને બીજી તરફ જોયું તો તેને જણાયું કે, પોતાની સન્મુખ એક અર્ધ અવગુંઠનવાળી મનોહારિણી રમણી ઉભેલી છે!

શકટારે પ્રથમ મનમાં વિચાર્યું કે, લલિતા જાણે પોતાના ઓરડા-માં ઉભી ને તેની કાર્યપદ્ધતિનું નિરીક્ષણ કરી રહી છે!

તેણે તેવા ભ્રમમાં રહીને જ પૂછ્યું કે;—"લલિતા! તું અત્યારે અહીં શા માટે આવી છે?"

પરંતુ તે અર્ધ અવગુંઠનથી પોતાના મુખને ઢંકી દઇને શાંત

ઉભી રહેલી રમણીએ વીણાના મધુર સ્વરને પણ પોતાની પ્રતિસ્પર્ધામાં પરાજિત કરી દે તેવા કોમળ સ્વરથી કહ્યું કે;—" શકટાર ! મંત્રિન્ ! હું આપની લલિતા નથી, તડિતા છું."

શકટારે ધાર્યું કે, લલિતા અત્યારે પોતાની મશ્કરી કરી રહી છે. કારણ કે, તે સ્થળે તડિતાના આવવાની કાંઈ સંભાવના જ નહોતી. તેમજ વળી તે રમણી જ્યાં ઉભી હતી ત્યાં ઝાંખો અંધકાર છવાયલો હોવાથી તેનું મુખ પણ સ્પષ્ટ જોઈ શકાતું નહોતું.

આથી શકટાર ભ્રમમાં પડયો અને હાથમાં બત્તી લઇને તડિતા તરફ આવવા લાગ્યો, આ જોઇને તડિતાએ પોતાના મુખપરનો ઘુંઘટ ખોલી નાંખ્યો. તેના રૂપના તેજથી જાણે તે ઉજળા દીપકે મલિનભાવ ધારણ કર્યો. તડિતાના તેજસ્વી મુખ આગળ દીપકનો પ્રકાશ મંદ પડી ગયો.

વિસ્મિત થયેલા શકટારના હાથમાંથી જાણે આ સમયે તે દીપક પડી જશે કે શું એવો ભાસ થવા લાગ્યો. પરંતુ તેણે જરા સંભાળ રાખી પોતાની અજાયબીને દબાવીને ચમકિત ભાવથી પૂછ્યું કેઃ— તડિતા ! ઓ તડિતા ! તું અહીં શી રીતે આવી ? ક્યારે આવી અને કોની સાથે આવી વારૂ ? "

ત્યાર પછી શકટારે તડિતાનો હાથ ઝાલીને એક આસનપર બેસાડી, વિસ્મયથી વિમુગ્ધ થયેલા ચિત્તે પૂછ્યું કે;—" આવી અંધારી રાત્રે તું અહીં શા માટે આવી છે ? તારા આવવાનું શું કારણ છે તથા તને મારૂં આ મકાન કોણે બતાવ્યું છે વારૂ તડિતા ! "

તડિતાએ એક પ્રકારના તિરસ્કાર સૂચવનારા સ્વરથી કહ્યું કે;— " તમે અતિ નિષ્ઠુર છો, એક અબળાના હૃદયની વેદનાને જાણી શકવાને માટે સર્વથા અયોગ્ય છો, તેથી જ આવી અજાયબી ભરેલા સવાલો પૂછી રહ્યા છો ? પોતાને ત્યાં આવેલા અતિથિને આવવાનું કારણ કોઇ ખરો આર્યનામ ધારક પુરુષ પૂછી શકે ખરો કે ? તમારા આ સવાલોથી મને અજાયબી થાય છે કે, તમારા જેવા બુદ્ધિમાન અને દક્ષ પુરુષ પણ અતિથિનું આવું અમર્યાદિત અપમાન કરી શકે છે ખરા ! હું દૈવયોગને આધીન થઇને આજે અહીં આવી પહોંચી છું. પરંતુ મારા પોતાના કોઈ પણ સ્વાર્થની સિદ્ધિને માટે નહિ, કેવળ તમારા સ્વાર્થની સિદ્ધિને માટે જ આવી છું. મારો અહીં આવવાનો હેતુ માત્ર તમારૂં કલ્યાણ કરવાનો જ છે. મેં જગતના સર્વ સંબંધો તોડી દીધા

છે, એટલે હવે મારો પોતાનો સ્વાર્થ પણ નષ્ટ થયો છે. સંસારત્યાગીને સ્વાર્થની કશી આવશ્યકતા જ હોતી નથી. ”

શકટાર તડિતાના આવા તિરસ્કારસૂચક ઉત્તરથી સહજ શર્માઇને કહેવા લાગ્યો કે;—“ તડિતા મને એવી આશા નહોતી કે, તું મારા સવાલોથી આટલી બધી ગુસ્સે થશે. મેં તારા અપમાન માટે એ સવાલો પૂછ્યા જ નહોતા. મારો સ્વભાવ જ હમણાં એવો થઈ ગયો છે. મારી પ્રકૃતિ બગડી ગઇ છે અને તેથી જ તને આવાં તિરસ્કારના વચનો કહેવાઈ ગયાં છે, તો મને ક્ષમા કર. પરંતુ જો તને અડચણ ન હોય તો જણાવ જોઇએ કે, અત્યારે તું મારાં કયા સૌભાગ્યને શોભાવવા આવી છે ? ”

તડિતાએ હસીને કહ્યું;—“ જો તમારા ભાગ્યનું પરિવર્તન કરવાની મારી ઇચ્છા જ ન હોય, તો પછી આટલાં દુઃખો વેઠીને હું કુસુમપુરથી અહીં તમારી પાસે આવું જ શા માટે ? ”

આમ કહીને તડિતાએ પોતાના આવવાનું કારણ દર્શાવી કુસુમપુરથી મલયપૂર આવતાં માર્ગમાં જે જે બનાવો બન્યા હતા તથા ચાણક્ય મુનિએ જે અપૂર્વ મહત્તા દર્શાવી હતી તે સંબંધી બધી હકીકત શકટારને જણાવી દીધી. શકટાર તે બધી બીના સાંભળીને ઘણો જ અજાયબ થયો.

ત્યાર પછી તડિતાએ કહ્યું કે;—“ માર્ગમાં આવી આવી અનેક આફતો નડે છે, એમ ધારીને જ હું પ્રમાણે આવતી નહોતી. આજે દુષ્ટ કપટકે મારાપર ભારી હલ્લો કર્યો હતો અને મારા પતિવ્રતની પાયમાલી કરવાની તૈયારી પણ કરી હતી. પરંતુ ભગવાનની ઇચ્છાથી મારા નારીજન્મનું સન્માન સાચવી શકાયું છે અને મહામુનિ દયાળુ ચાણક્યદેવની સહાયતાથી હું ભ્રષ્ટા થતી અટકી શકીછું. પણ હશે જે બની ગયું છે, તેને સંભારવાની અત્યારે કશી જરૂર જણાતી નથી. હું ભગવાનની અતિ પ્રિય પાત્રા છું કે એક મહા ભયંકર આફતમાંથી મુક્તિ મેળવી શકી છું. તે બદલ હું તેમને ધન્યવાદ આપું છું. ”

આ સાંભળીને શકટાર બોલ્યો કે;—“ ખરેખર તેમજ છે, ઇશ્વરની દયા અપરંપાર છે. તેઓ પોતાના આશ્રિતોનું ઇષ્ટ કરવામાં જરાપણ સંકુચિત થતા નથી. તેમની અગાધ કરુણાના યોગે જ આ બ્રહ્માંડ ટકી શકયું છે ! ધર્માત્માઓ ધર્મનો નિભાવી શક્યા છે તથા સાધ્વી સતીઓ પોતાના પવિત્ર પાતિવ્રત્યની રક્ષા કરી શકી છે ! ધર્મના પક્ષ

પાતી પરમાત્મા પાપનો વિજય કદાપિ થવા દેતાજ નથી, પાપના નાશ અર્થેજ ભગવાને મધુ નામક રાક્ષસનો વધ કર્યો, કંસનું કાસળ કાઢ્યું, રાવણને રણમાં રોળ્યો અને બલિરાજને પાતાળમાં ચાંપ્યો છે. તેમના રાજ્યમાં પાપનો પરાજય જ થાય છે. ધર્મનો પ્રકાશિત સૂર્ય જ ચળકી રહે છે. પરંતુ તારાપર જ્યારે કપટ કે આક્રમણ કર્યું–તે વખતે મહામુનિ ચાણક્ય ત્યાં શા માટે આવ્યા હતા ? એવા ભયંકર જંગલમાં અચાનક તેમની મુલાકાત શી રીતે થઇ શકી તથા તેમણે તારો બચાવ શી રીતે કર્યો, તે વિષયમાં તું કાંઈ જાણે છે ખરી કે ?"

પ્રત્યુત્તરમાં તડિતાએ બધી હકીકત કહી સંભળાવ્યા પછી કહ્યું કે;—" તે વિષયમાં હું કાંઇ વધારે જાણી શકી નથી, છતાં એટલું તો અવશ્ય કહી શકું છું કે, તેઓને તે વેળાયે ભક્તવત્સલ ભગવાને જ મારી લજ્જાનું રક્ષણ કરવા માટે મોકલી આપ્યા હતા. તેમની સાથે જે બે યોદ્ધા પુરુષો હતા, તેમણે જ મારા સત્રુઓપર આક્રમણ કરીને મારા સન્માનની રક્ષા કરી છે. "

શકટારે કહ્યું કે;—" જે થવાનું હતું તે થઇ ગયું છે, હવે તે સંબંધમાં ચિંતા કરવાનું કાંઈ કારણ નથી. જે વીતી ગયું છે તેની વિશેષ વિવેચના કરવાની જરૂર નથી. તું અત્યારે થાકી ગઇ છે, માટે ઉપર ચાલ, લલિતા તારી પરિચર્યા કરશે. તારો થાક ઉતારવાની યોગ્ય ચેષ્ટા કરશે. "

તડિતાએ પૂછ્યુંઃ—" લલિતા કોણ છે ?

" મારી અર્ધાંગના—મારી પ્રિયતમા ? "

" મેં સાંભળ્યું હતું કે, તમે તેનો ત્યાગ કર્યો હતો ! "

" હા–તે વાર્ત્તા તદ્દન સત્ય છે ! "

" તેમ કરવાનું કંઈ કારણ ? "

" કેટલાક સાંસારિક બનાવો ? "

" એવા તે શા બનાવો બન્યા હતા વારૂ ? "

" મનુષ્યના મનને ખિન્ન બનાવે તેવા ? "

" ત્યારે શું લલિતા કુપથગામિની થઇ હતી ? "

" ના–બિલકુલ નહિ, તે વિષયમાં તે અતિ પવિત્રા છે ! "

" ત્યારે ? "

" તેણે મને અસંતુષ્ટ કર્યો હતો ?

" શા વિષયમાં અસંતુષ્ટ કર્યા હતા વારૂ ?"

" તેના વિચિત્ર સ્વભાવથી મારૂં મન સમજ ખાટું થઈ ગયું હતું!"

" વારૂ, ત્યારે પુનઃ તેનો સ્વીકાર શા માટે કર્યો ? "

" તેના અતિ ઉપકારને લીધે ? "

" તેણે એવા તે શા ઉપકારો કીધા છે ?"

" જીવનદાન જેવો મહાન ઉપકાર કરી તેણે મને મરણના મુખમાંથી બચાવ્યો છે ? "

" ત્યારે શું કારાગૃહમાંથી જે એક રમણીએ આપનો ઉદ્ધાર કરવાની અફવા સંભળાય છે, તે રમણી આ લલિતા–તમારી પ્રિયતમા લલિતા જ હતી."

" હા–તેજ–મારી સૌભાગિની હતી!"

" અત્યારે તમને તે સંતુષ્ઠ રાખી શકે છે ખરી કે ? "

" ઘણી જ સારી રીતે ?"

" તમને તેના તરફથી આનંદ મળે છે કે ? "

" હા—ઘણોજ. "

" તમારા ઉદ્ધાર તેણે શી રીતે કર્યો હતો વારૂ ? "

" કારારક્ષક ચંદ્રપાલ તથા બ્રહ્મદેવતા ચાણક્યની સહાયતા મેળવી અગાધ પરિશ્રમ વેઠી તેણે મારા જીવનને મૃત્યુના મુખમાંથી બચાવ્યું છે. એ બધી બીના શું તું છેક જ વિસરી ગઈ? પણ હશે હવે ઉપર ચાલ અને જરા આરામ લઈ ભોજન કર. ઘણેજ દૂરથી આવવાથી તું થાકી ગઈ હશે."

તડિતાએ મનમાં ને મનમાં જ કાંઇક વિચાર કર્યા પછી, એક ઊંડો નિસાસો નાંખી બહુ જ ધીમા અને નમ્રતાભર્યા સ્વરથી કહ્યું કે;– " ઘટનાવશાત્ જ્યારે આજે હું તમારી ત્યાં આવી ચઢી છું, ત્યારે તમારા આતિથ્યનો સ્વીકાર મારે અવશ્ય કરવો જ પડશે. પરંતુ એક વાર્ત્તા કહ્યા વિના હું અહીંથી હમણાં ચાલી શકીશ નહિ."

" કઇ વાર્ત્તા ? "

તડિતાએ ઉત્તર આપ્યું કે;—" તે દિવસે તમે જ્યારે મારે ત્યાં કુસુમપૂર આવ્યા હતા, ત્યારે તમારા મનમાંથી કોઈ એક વાર્ત્તા શર્મ કિંવા સમયના અભાવે બહાર ન નીકળતાં મનમાં ને મનમાં જ છૂપાઇ રહી હતી. અથવા તો તમે પોતે જ છૂપાવી રાખી હતી. પરંતુ તે સમયે તમે મારી પાસે કોઇ એક ખાસ કારણસર જ આવ્યા હતા, એમ મારાથી અનુમાન કરી શકાયું હતું. તમે તમારા ઉદ્દેશ મને નહિ

જણાવો તો હું તમારા આતિથ્યનો સ્વીકાર કરીશ નહિ. જ્યારે તમે તમારા મનની બધી વાતો ખોલીને મને કહી સંભળાવશો, ત્યારે જ હું તમારી મેહમાનગતનો સ્વીકાર કરીશ. ”

“ તડિતા ! હું આ રાજરાજ્યેશ્વર સમરકેતુના કોઇ એક કામમાં તારી સહાયતા લેવા માટે જ તારી પાસે આવ્યો હતો, મારા પોતાના કોઇ પણ કાર્ય માટે આવ્યો જ નહોતો. ”

“ કહો જોઇએ કે, મારા તરફથી તમે શી સહાયતાની આશા રાખો છો ? મને કયું કાર્ય સોંપવા ઇચ્છો છો. તમારા આશ્રયદાતાના તથા તમારા પરિવારના રક્ષણ માટે હું દરેક પ્રકારની સહાયતા આપવાને કબૂલ થાઉં છું. જ્યારે તમારા પ્રેમને જ મેં મારૂં સર્વસ્વ સોંપી દીધું છે, તો પછી તમને પોતાને મારૂં લોહી રેડી આપતાં પણ હું જરાય સંકુચિત થઇશ નહિ. તમારૂં છે અને તમને અર્પણ કરીશ. આ હૃદય તમારૂં વેચાણ છે, અત્યારે તેના પર મારો કશો અધિકાર નથી, પણ ખરા અધિકારી તમે જ છો. માટે કહો જોઇએ વારૂ કે, આ દીન અબળા તરફથી તમે કેવા પ્રકારની સહાયતા પ્રાપ્ત કરવાની અભિલાષા રાખો છો ! સેવિકાને શું કામ સોંપવા માગો છો ? ”

“ તડિતા–તડિતા, તે કાર્ય ઘણું જ કઠિન છે–તારાથી તે બની શકશે ખરૂં કે ? ”

“ કેમ નહિ બને ? ચકોરી ચંદ્રને માટે સર્વસ્વ અર્પણ કરે છે, તેવી જ રીતે આ અબળા પણ પોતાના પ્રિયતમને માટે બધું કરી શકશે. સમય આવ્યે પોતાનું લોહી પણ રેડી બતાવશે અને આદર્શ પ્રેમિકાના નામનો સમસ્ત સંસારને પરિચય કરાવી આપશે ? મંત્રીજી ! આ તડિતાની ભીરુતા ભરેલી એક તુચ્છ અને સ્વાર્થપરાયણતા ભરેલી ભામિની ન ધારતા. સમય આવ્યે એક આદર્શ વીરાંગનાની પેઠે હું મારૂં હૃદય પણ ચીરી આપું તેવી છું. ”

તડિતાનાં આવાં સતેજ વચનો સાંભળી મંત્રી શકટાર અજાયબ થયો અને પછી કાંઇક વિચાર કરી બોલ્યો કે;–“તડિતા, મને તારામાં સંપૂર્ણ વિશ્વાસ છે, તું દરેક કાર્ય કરવાને શક્તિમાન છે. તારો આ ભીષણ વૈરાગ્ય, અપૂર્વ સ્વાર્થ ત્યાગ તથા એકાગ્ર મનોભાવ આદિ સર્વ તારી શક્તિનાં જ પ્રત્યક્ષ પ્રમાણો છે અને એટલા માટે જ હું તને માનિની નહિ પણ દેવી તરીકે સંબોધી ચૂક્યો છું. બે હવે સાંભળ ! જ્યારે હું તારે ત્યાં આવ્યો ત્યારે તેમાં મારા પોતાના કરતાં આ પહાડી

પ્રદેશના રાજાનો તથા તેની રાજભક્ત પ્રજાનો સ્વાર્થ વિશેષ હતો. કારણ કે, અત્યારે તેમની દ્રવ્ય સંબંધી સ્થિતિ જોઇએ તેવી સારી નથી, તેથી તેઓ મગધરાજ જેવા અતુલ સંપત્તિશાળી રાજાની સ્હામે ટકાવ કરી શકશે કે કેમ તેનો હજી સવાલ જ છે. આ કારણથી હું તારી પાસે દ્રવ્યની ભિક્ષા માગવા આવ્યો હતો. આમાં તારી જન્મભૂમિ મગધનું પણ અમુક અંશે હિત સમાયલું છે. કારણ કે, દ્રવ્યની સહાયતાથી રાજકુમાર ચંદ્રગુપ્ત જેવો ન્યાયી અને ધર્માત્મા પુરુષ મગધનો અધિશ્વર થવાનો છે! આમ થવાથી પ્રજાજનોની પીડા દૂર થશે તથા મગધમાં થતા અનેક અનાચારો અટકી જશે. મારા મંત્રીત્વના અરસામાં મેં તારા પિતાને નગરશેઠના પદપર સ્થાપિત કરીને બહુ જ સન્માન અપાવ્યું હતું તથા 'મગધરાજ્યના માનવંતા સહાયક' તરીકેની પદવી પણ અપાવી હતી અને તેના યોગે તેઓ પોતાની અખૂટ દોલતમાં પણ પુષ્કળ વધારો કરી શક્યા હતા. પરંતુ સમયના જવા સાથે તેમજ મારા મંત્રીપદપરથી પદભ્રષ્ટ થવા પછી પાપી રાક્ષસમંત્રીએ તેમની તે પદવી છીનવી લીધી હતી. મગધના નવીન રાજા ધનનંદે પણ તે દુષ્ટ અને નીચ મંત્રી રાક્ષસની સલાહથી તારા પિતાને રાજ્યના અનુગ્રહથી વંચિત કરી દીધા હતા. મને જણાય છે કે, આ વાર્ત્તા તેં કદાચ તારા પિતા પાસેથી સાંભળી પણ હશે."

"દયાળુ દેવી તડિતા! અત્યારે રાજા સમરકેતુને નાણાંની ઘણી જ જરૂર છે, માટે તારી પાસેથી એ દ્રવ્યની ભિક્ષા માગવા માટે જ હું તારી પાસે આવ્યો હતો, પરંતુ લજ્જાને લીધે મારૂં મુખ ઉઘડી શક્યું નહોતું અને તેથી જ તારી આગળ મારાથી મારા મનનો ઉદ્દેશ વ્યક્ત થઇ શક્યો નહોતો."

આ સાંભળીને તડિતાએ હસતા મુખથી કહ્યું કે;—"આવી નજીવી બાબતમાં તમે આટલોબધો સંકોચ રાખ્યો? અરે મને વાત પણ ન કરી? મગધરાજ ધનનંદ મારા પિતાનો પ્રબળ શત્રુ છે અને તમારી આવી દુર્દશાનું કારણ પણ તેજ છે! જે તમારો શત્રુ છે, તમારા નાશને માટે કુટિલ કારસ્થાનો રચી રહ્યો છે, તેના નાશને માટે, તમને જેટલું જોઇશે તેટલું દ્રવ્ય હું તમને પૂરૂં પાડીશ. મારા પિતાની મૂકેલી જે કાંઇ જમીન વગેરે સંપત્તિ હતી, તેનો જ હજી મેં વ્યય કર્યો છે, બાકી મણિમુક્તા, હીરા અને જરજવાહિર આદિ સર્વ અખંડ છે, મેં તેમાંથી જરા પણ નષ્ટ કર્યું નથી. નહિ નહિ તોય પાંચ સાત કરોડ

રૂપિયા તો હમણાં જ મારા ખજાનામાંથી મળી આવશે, એ વિષયમાં તમે મારો બિલ્કુલ સંકોચ રાખશો નહિ. એ ધન મેં તમને પ્રથમથી જ અર્પણ કરી દીધું છે, માટે હવે મને તેની કશી આવશ્યક્તા નથી. તમને જ્યારે જોઇએ ત્યારે ભંડાર ખુલ્લો છે, ખુશીથી આખા ખજાનાનું દ્રવ્ય લઈ જજો."

શકટાર તડિતાના હૃદયની મહત્તા તથા ઉદારતા જોઇને વિસ્મિત અને વિમુગ્ધ થયો. ઘણા દિવસ પછી તેણે આજે તડિતાના બન્ને હાથ ઝાલીને કહ્યું કે;—"ધન્ય છે, પરોપકારિણુ વનિતા તને અને તારી અપૂર્વ ઉદારતાને અનેકવાર ધન્ય છે! ખરેખર, તું આ સંસારમાં સ્વાર્થ-ત્યાગની એક આદર્શ પ્રતિમા છે. તારા જેવી અબળાઓને લીધે જ આ દેશ ઉજ્જવલ બની ગયો છે. મારા માટે તેં અનેક સંકટો વેઠયાં છે, તારા સર્વ વૈભવોનો ત્યાગ કરો છો, તેથી હું તારો અત્યંત ઋણી છું. તારા ઉપકારનો બદલો મારાથી કદાપિ વાળી શકાય તેમ નથી જ."

"મંત્રીજી! હું અહીં તમારી પ્રશંસા સંભળવા આવી નથી, કેવળ એક કાર્યની સિદ્ધિ માટે જ આવી છું. માટે જણાવો જોઇએ કે, તમે મારા તે અતુલ ધનભંડારનો સ્વીકાર કરવાને કબૂલ થાઓ છો કે નહિ વારૂ? રાજા સમરકેતુની આવી સ્થિતિમાં તમારે તે ધનનો સ્વીકાર અવશ્ય કરવો જ પડશે. જો તેમ નહિ કરો તો મને અત્યંત દુઃખ થશે અને મારા મનમાં એક પ્રકારની દારૂ દુશ્ચિન્તાનો ઉદય થશે." તડિતાએ પોતાની વાતપર ખાસ વજન મૂકીને કહ્યું.

શકટાર આથી મહાવિચારમાં પડી ગયો. કેટલીક વાર સૂધી કાંઇક વિચાર કર્યા પછી તે બહુ જ ધીમા અવાજે બોલ્યો કે;—"તડિતા, તું આમ ઉતાવળી ન થા, સમય આવ્યે હું તારા દ્રવ્યનો અવશ્ય સ્વીકાર કરીશ. પણ તે પહેલાં મારા હૃદયની બીજી એક વાર્ત્તા સાંભળી લે. હાલમાં ચાણક્યની સલાહથી મેં આ પ્રમાણે દ્રવ્ય એકઠું કરવાના વિચારને માંડી વાળ્યો છે. તેમણે આ પહેલાં એકવાર મને કહ્યું છે કે;—"શકટાર, એક વારસ વગરની અબળાનું ધન, એમને એમ લઇ લેવું વ્યાજબી નથી. પ્રથમ આપણે તેને તે વિષયમાં બરાબર સમજાવવાની ખાસ જરૂર છે. તેમજ તે તડિતાની સાથે મારે મુલાકાત લેવાની પણ જરૂર છે. હું તેની સાથે કેટલીક વાતચીત કહેવાની ઇચ્છા રાખું છું. તેમજ તેની સાથે એક પ્રકારની સલાહ પણ કરવા માગું છું." તડિતા! તેમને તારી મુલાકાત લેવાનું કારણ બીજું કાંઈ જ નથી,

કેવળ એક પ્રકારનું કૌતુહલજ છે. તે તને પોતાના એક ગુપ્ત કાર્યમાં પ્રવૃત્ત કરવા ઇચ્છે છે! તારી સહાયતા લેવા માગે છે. મને માફ કરજે તડિતા! કે મારે તે બ્રહ્મતેજ પૂર્ણ બ્રાહ્મણની તે વાતનો સ્વીકાર કરવો પડ્યો છે. હું તેમના વચનથી એક ડગલું પણ આગળ ભરતો નથી. તેઓ જે કાર્ય બતાવે છે, તેજ કરૂં છું. હું તેમની બ્રહ્મશક્તિને આધીન બની ગયો છું અને એ આધીનતાના પ્રભાવે જ મારૂં તથા તારૂં ઉભયનું કલ્યાણ થાય, એવી મને આશા રહે છે! ચાણક્ય મહાચાલાક છે. તેના જેવો ચતુર અને નીતિપરાયણ નર અત્યારે આખા આર્યાવર્ત્તમાં મળવો મુસ્કેલ છે. તેનાં રચેલા " કૌટિલ્ય સૂત્ર " અને 'ચાણક્યનીતિ' વગેરે ગ્રંથો મનુષ્યને દેવત્વ પ્રાપ્ત કરાવી શકાવે તેવા છે. તેના ચારિત્રના પ્રભાવે તે ધારે તે કરી શકે છે. તેના જેવા બુદ્ધિમાન અને ન્યાયી આત્મા વિરલજ મળશે. તેના તેજની એવી અપૂર્વ શક્તિમાં અંજાઇને મેં મારા તથા તારા ઉભયના પ્રેમની વાર્ત્તા પણ તેને વિદિત કરી દીધી છે. મારો તેમનામાં દૃઢ વિશ્વાસ છે. અને આધુનિક સમયમાં તેજ મારો ઉદ્ધાર કરશે, એની મને સંપૂર્ણતાથી ખાત્રી છે.' પણ હવે એ વાતને વધારે લંબાવવાની કાંઇ જરૂર નથી. લે આ તારા ધનભંડારની ચાવી હમણાં તો તારી પાસે જ રહેવા દે. જો કદાચ અમને જરૂર પડશે તો અમે તારી પાસેથી જોઇતું દ્રવ્ય માગી લઇશું. હવે તારી પાસેથી જોઇતી મદદ માગવામાં અમે જરા પણ સંકુચિત થઇશું નહિ. મારી પ્રિયતમા લલિતા પાસે પણ તારા જેવોજ એક અખુટ દ્રવ્ય ભંડાર ભરેલો છે, તેમાંથી જ અમારૂં કાર્ય ચલાવીશું. તે ધનભંડારમાં ભરેલા દ્રવ્યનો વ્યય કરવાથી આ યુદ્ધનો બધો ખર્ચ ઉપાડી શકાશે. એમાં કોઈ પણ પ્રકારની બાધા આવશે નહિ."

આ સાંભળીને તડિતા નિરાશા સૂચક સ્વરથી બોલી કે;–" ના, હું મરા વચનથી ભ્રષ્ટ થવા ઇચ્છતી નથી. આપી દીધેલા દ્રવ્યની અધિકારણી થવાની મારી બિલકુલ ઇચ્છા જ નથી. તમે તે દ્રવ્યનો ગમે તે બંદોબસ્ત કરો, મારે તેની સાથે હવે કશોય સંબંધ રહ્યો નથી. મારા જેવી ત્યાગિની અબળાને દ્રવ્યની શી જરૂર છે. કારણ કે, દ્રવ્ય એ જ સર્વ અનર્થોનું મૂળ છે. દ્રવ્યને માટે જ મહાન મહાન નરો વિનામોતે માર્યા ગયા છે, તો પછી મારા જેવી નિરાધાર અને સહાયતાહીન અબળાનું શું ગજું ? હું હવે તે જોખમ સાચવવા માગતી નથી. પારકી થાપણુ રાખવાની મારી બિલ્કુલ ઇચ્છા નથી. તેમજ તે દ્રવ્ય જશે, તેમાં

મારો પોતાનો પણ અમુક અંશે સ્વાર્થ સમાયલો છે, ત્યારેપછી મારે તે ધનને સંભાળવાની શી જરૂર છે ! મેં એ દ્રવ્ય મારા પિતાના અપમાનનું વૈર વાળવા માટે આપ્યું છે, કોઇ બીજાના સ્વાર્થ માટે આપ્યું નથી. તે દ્રવ્યના વ્યયથી અનેક સતી નારીઓનાં શીલનો, કુમારી કન્યાઓના કુમારી ધર્મનો અને અનેક નિરાધાર બાળકોને માતાપિતાહીન થતાં અટકવાનો સંભવ રહે છે, તેથી મને પાપ નહિ કિંતુ એક પ્રકારનું પુણ્ય જ થવાનું છે. હું તે દ્રવ્યના વ્યયથી મહાપુણ્યશાલિની થવાની છું, લ્યો આ ચાવી મારી પાસે જ રાખવાનું કાંઈ કારણજ નથી. હવે એ ધન ભંડારપર મારો બિલ્કુલ અધિકાર જ નથી. મારી આવી પ્રાર્થના હોવા છતાં પણ જો તમે તે દ્રવ્યનો અસ્વીકાર કરશો તો મને તેથી ઘણું જ દુઃખ થશે."

તડિતાના આટલો બધો આગ્રહ જોઇ વ્યર્થ વાદવિવાદ કરવાનું અનુચિત ધારીને શકટારે તડિતાના હાથમાંથી ચાવી લઈ લીધી. આ સમયે શકટારની સ્થિતિ વિચિત્ર થઈ હતી. તે તડિતાની આટલી બધી ઉદારતા તથા દ્રવ્ય તરફની નિસ્પૃહતા જોઇને મુગ્ધ બની ગયો હતો. તેના મુખપર એક પ્રકારના આનંદ તેમજ વિષાદની મિશ્રિત છાયા છવાઇ ગઇ હતી. તે પોતાના મનમાંજ વિચારી રહ્યો હતો કે;–"ખરેખર આવી અતુલ ગુણધારિણી અબળાના પ્રેમનો અસ્વીકાર કરવામાં મેં એક મોટી ભૂલ કરી છે. હંસણીને મેં કાળી કાગડી જ ગણી કાઢી હતી. હાય ! હું હતભાગી છું, મહા દુર્ભાગી છું, નહિ તો આવું અમૂલ્ય રત્ન મારા હાથમાંથી શા માટે ચાલ્યું જાય ! પણ ત્યારે શું હજી તેનો સ્વીકાર કરી શકાય તેમ નથી, ના–તેથી મરી જીવનદાયિની લલિતાના હૃદયપર ભયંકર આઘાત થવાની સંભાવના રહે છે. લલિતા મારી જીવનોદ્ધારિણી છે, ત્યારે આ મારા જીવનમાં અમૃતનો સંચાર કરનારી કોઈ મહામાયા છે." હાય દુર્ભાગી શકટાર ! તને તારા ભાગ્યે ભ્રમણાના કૂપમાં ફેંકી દીધો છે, નિરાશાની ગહન ગર્ત્તામાં ધકેલી દીધો છે." .

આ પ્રમાણે વિચાર કરતો કરતો શકટાર એક જડ પ્રતિમાની પેઠે ત્યાંજ ઉભો રહ્યો, તેના મુખમાંથી કેટલીકવાર સૂધી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ. આ જોઇને તડિતા પણ ગભરાઈ ગઇ, તેણે શકટારનો હાથ ઝાલી તેને હલાવીને કહ્યું કે;—" મંત્રીજી ! શા વિચારમાં પડી ગયા છો ! આમ વિચારમગ્ન કેમ બની ગયા છો ? અત્યારે આપના મનમાં આવી ગમગીની કેમ છવાઈ ગઇ છે ? શું આપના હૃદ-

યમાં કોઇ નવીન વાસનાનો ઉદ્ભવ થઈ આવ્યો છે! અથવા તો મારા પ્રત્યેના અપૂર્વ અનુરાગનો દીપક પુનઃ પ્રજળી ઊઠયો છે ? વારૂ જો તેમ હોય તો તે આશાને વિદારી દેજો. મારી આશાનો ત્યાગ કરજો. હવે તે વસંત ઋતુ ચાલી ગઇ છે અને ભયંકર ઉકળાટ ઉપજાવનારા નિદાધે તેનું સ્વરૂપ ધારણ કર્યું છે ! હવે તે સમય નથી, તે આનંદ નથી, તે શાંતિ નથી. અત્યારે તો કેવળ નિરાશા અને શુષ્કતા જ વ્યાપેલી છે. તેમજ તમારા શિરપર એક કઠિવ કર્ત્તવ્યનો ભાર આવી પડ્યો છે, તેથી તે આશા સફળ થવી મહામુસ્કેલ છે. ”

“ હા તડિતા, આજથી કેટલાક કાળ પૂર્વે તારા હૃદયની જેવી વિચિત્ર સ્થિતિ થઇ હતી, તેવી જ મારી પણ થઇ છે. મારા મનમાં મારા કરેલા કર્મનો દાવાનળ પ્રજળી ઊઠયો છે ! તારા જેવી અપૂર્વ ભક્તિમતી લલનાના વિશુદ્ધ અનુરાગનો અસ્વીકાર કરવામાં મે મહા પ્રમાદ કર્યો છે. હૃદયની કોઇ કન્દરામાં મને એવા જ ભણકારા સંભળાયા કરે છે કે;—“ શકટાર, આ માયાવી સંસારમાં તું જે સ્ત્રી સમાજને વખોડતો હતો, સ્ત્રીઓના મહત્ત્વને ધિક્કારી કાઢતો હતો તેજ સ્ત્રીઓના અપૂર્વ આત્મત્યાગનાં દષ્ટાંતો તરફ એકવાર દૃષ્ટિ કર. જે લલિતાનો ત્યાગ કરીને તેં સદાને માટે તેને તારા અંતઃપુરમાં ન આવવા દેવાની પ્રતિજ્ઞા કરી હતી, તેની અલૌકિક શક્તિ તથા વિશુદ્ધ પતિપ્રેમ તરફ એકવાર દૃષ્ટિ કર. તે માયાળુ માનિની એજ તને મગધદેશના નરક જેવા બન્દીખાનામાંથી છોડાવીને સ્વતંત્રતાના ક્ષેત્રમાં લાવી મૂક્યો છે. જે ભક્તિમયી તડિતાને કૂત્રિમ કિંવા નશ્વર પ્રેમમાં લિપ્ત થયેલી ધારીને તું તેનો પ્રેમ સંપાદન કરતાં અચકાયો હતો, તે જ તડિતાએ કેવો ભયંકર સંન્યાસ ધાર્યો છે ? તારા હિતને માટે તેણે કેવો આત્મત્યાગ કર્યો છે ? માટે અજ્ઞાની જીવ ! તું એકવાર તારી પ્રમાદ નિદ્રાનો ત્યાગ કરી જાગીને જો કે, સંસારમાં સ્વર્ગની ઉત્પત્તિ કરવાનો અધિકાર પવિત્ર અબળાઓ ધરાવી શકે છે ખરી કે નહિ વારૂ ? મોહને આધીન થઇને કોઇ પણ કાર્યમાં એકદમ તારો અભિપ્રાય આપવાનું સાહસ ન કર ! આ સંસારની દરેક વસ્તુઓ અનુભવ કરવા યોગ્ય છે. અનુભવના પરિણામે ઇન્સાફ પણ સારો જ આપી શકાય છે ! આ વિશ્વ માનવજાતિની પરીક્ષા માટે સરજાયું છે. એની કઠિન પરિક્ષામાં ઉત્તીર્ણ થનારને જ ઇશ્વરનું અલૌકિક પદ પ્રાપ્ત થઈ શકે છે. તડિતા તને ચાહે છે—ખરા જિગરથી ચાહે છે—છતાં તેં તેનો તિરસ્કાર કર્યો છે, એ તારી નિર્ભ-

ળતાનું જ કારણ છે, તારો ધર્મ છે કે, તારે તેને તારા હૃદયનો અર્ધ ભાગ આપવો જ જોઇએ. તારા હૃદય પ્રથમ પણ બે વ્યક્તિઓનો જ અધિકાર હતો તેમાંની એક વ્યક્તિ–એટલે તારી પ્રથમ પત્ની મગધના કારાગૃહમાં મૃત્યુ પામી છે અને બીજી લલિતા જીવતી છે, માટે તારી પ્રથમ પત્નીનો અધિકાર આ તડિતાને સોંપી દે."

"શકટાર ! હવે મારી તે ઇચ્છા નષ્ટ થઇ છે. તમારી સાથે આલોકમાં સુખો ભોગવવાની મારી બિલકુલ ઇચ્છા નથી. મારો મોહ હવે દૂર થયો છે. હું હવે તમારી સાથે પારલૌકિક સુખો ભોગવવાની ઇચ્છા ધરાવું છું. તમારે મારા વિષયમાં જરા પણ ચિંતા કરવાની નથી. તમે મારો અસ્વીકાર કર્યો છે, તેમાં તમારો દોષ નથી, મારાં કર્મનો જ દોષ છે. દરેક મનુષ્યને પોતાનાં પૂર્વસંચિત કર્મો અવશ્ય ભોગવવાં જ જોઇએ છે ! કર્મનાં ફળ ભોગવવાં એ જગતનો સરાસર નિયમ છે. હું હવે સંસારની માયાનિની જંજાળોમાં પડવા માગતી નથી. દુઃખથી સળગતી દુનિયામાં મારા આત્માને દગ્ધ કરવાની મારી ઇચ્છા જ નથી. શાંતસ્વરૂપ સચ્ચિદાનંદનું ધ્યાન ધરી તેમના પવિત્ર રાજ્યમાં જઇ આપનો સાક્ષાત્કાર કરવાની જ હવે મને પ્રબળ વાસના થઇ આવી છે ! હું તમારો મારા પ્રત્યે આંતરિક પ્રેમ છે, તમે મને ગુપ્ત-રીતે પણ ચાહો છો અને મારા પ્રેમનું મૂલ્ય આંકી શક્યા છો, એ જોઇને ઘણીજ ખુશી થઇ છું અને મને પોતાને ભાગ્યશાલી માનું છું. એક નિરાધાર અબળાનો આ વિશ્વમાં તમારા સિવાય બીજો કોઇ આધાર નથી, એમ જાણીને તમે તેના તરફ જે દયા દેખાડી છે, તેજ મારા માટે બસ છે. મને એથી વિશેષ મેળવવાની ઇચ્છા જ નથી. ઇશ્વર તમારૂં કલ્યાણ કરો. "

"વળી તમને જીવન જેવું અમૂલ્ય દાન આપનારી, તમારા પ્રાણ બચાવતી વેળાયે વેળાયે પોતાના પ્રાણને જોખમમાં નાખનારી અને તમારા ભલા માટે પોતાના સર્વસ્વનો ત્યાગ કરનારી લલિતાના હૃદયપર સપત્નીનો સળગતો અંગારો ચાંપવાની મારી ઇચ્છા જ નથી. હું તેની શૉક્ય થઇને રહું અને તેના યોગે તેના મનમાં એક પ્રકારનો ભયંકર આઘાત થાય એ મને પસંદ નથી. મારા માટે તે સુખમાં સ્વચ્છંદતાથી વિચરતી વામાંને યંત્રણા ભોગવવી પડે, દુઃખમાં પડવું પડે એ કોઇ પણ રીતે ઉચિત નથી. જો કે તે વિદુષી વનિતા હોવાથી મારા પ્રતિ અસૂયાનો ભાવ રાખે તેવી નથી, છતાં તે-તેના મનમાં તો

અવશ્ય દુઃખી થવાની જ ! ત્યારે હું મારા જીવનના એક ક્ષણિક સુખને માટે તે બિચારીને દુઃખના દાવાનળમાં નાખવાનો પ્રયત્ન શામાટે કરૂં ? હું દુઃખની અભ્યાસિની બની ગઈ છું, દુઃખને સહન કરતાં શીખી છે. એટલે મારાથી તે દુઃખો સહન થઈ શકશે, પરંતુ તેનાથી તેમ થઇ શકશે નહિ. આ સર્વ કારણોથી મેં આ કઠોર બ્રહ્મચર્યાવસ્થામાં જ રહેવાનો નિશ્ચય કર્યો છે, માટે મંત્રીજી, મારી એ નિશ્ચય પૂર્ણ થવાદો તમે મને મેળવવાની ઇચ્છાનો ત્યાગ કરો. આ જન્મમાં મારો અને તમારો સંબંધ જોડાવાની સંભાવના જ નથી. તમે મારા પ્રતિ જે પ્રેમની લાગણી દર્શાવી છે, તેને જ હું મારા સૌભાગ્યનો રવિ માનીશ. તમારી પ્રિય પ્રતિમાના સ્મરણ અને પૂજનમાં જ મારૂં જીવન વીતાડીશ."

"તડિતા–તડિતા, ઓ ભલી તડિતા, તેં આજે આ હતભાગી શકટારને શંકાના સમુદ્રમાંથી નિશ્ચિંતતાના ઉદ્યાનમાં લાવી મૂક્યો છે ! તારાં આ ઉદાર વચનોએ મારા હૃદયમાં આનંદનો ઉદધિ ઉછાળ્યો છે. લલિતાના વિષયમાં તું જે કહે છે, તે અક્ષરસઃ સત્ય છે, તેના ઉપકાર તળે હું એટલો બધો દબાયલો છું કે, મારાથી તેની ઇચ્છા વિરૂદ્ધ એક પણ કાર્ય થઈ શકે તેમ નથી. માટે તારા કથનનો જ સ્વીકાર કરવો પડશે. ધન્ય છે આદર્શતાની પ્રતિમા તડિતા તને ધન્ય છે !"

આમ કહીને શકટાર કેટલીકવાર સુધી કાંઇક વિચારમાં પડી ગયો અને થોડી વાર પછી પાછો બોલ્યો કે;—"તડિતા, હવે ઉપર ચાલ, સમય ઘણો જ વીતી ગયો છે. તું તદ્દન થાકી ગઈ હો, તેમ જણાય છે, માટે ઉપર જઇને જરા આરામ લે."

શકટાર આગળ ચાલતો થયો એટલે તડિતા પણ છાયાની પેઠે તેની પાછળ પાછળ ચાલવા લાગી. શકટાર અને તડિતા ઉભય થોડીવારમાં એક સીડી દ્વારા ઉપરના ભાગમાં પહોંચી ગયા.

આ સમયે લલિતાસુંદરી, શકટારના આવવાની વાટ જોતી જાગતી બેઠી હતી. તેણે શકટારને અચાનક આવેલો જોઇને હસતા મુખથી કહ્યું કે;—"લગભગ મધ્યરાત્રિ વીતી જવા આવી છે, છતાં તમારા રાજકાર્યનો અંતજ આવ્યો નથી ? તમારાં એવાં તે શા મોટાં કાર્યો છે કે, આટલો બધો વખત વીતી જાય છતાં જમવાનું પણ ભાન રહેતું નથી. હું તો તમારી વાટ જોતી કેટલીકવાર સુધી બેસી રહી છું. મેં કાંઇ તમારી સાથે આટલી બધી વાર સુધી બેસી રહેવાનું સારૂં કર્યું નથી?"

શકટાર આગળ હતો, તેથી હાસ્ય મુખીલલિતા કેવળ શકટારને

જ જોઇ શકી હતી. તડિતાને તેણે જોઇ જ નહોતી ! એવામાં અચાનક શકટારની પાછળ કોઇનો પદરવ સંભળાયો, એ જોઇને લલિતાએ જોયું કે જાણે એક સ્થિરતાથી ઉભેલી વીજળીની પ્રતિમા શકટારની પાછળ સંતાયલી છે. આ જોઇને લલિતા આશ્ચર્યચકિત બની ગઈ.

લલિતાએ ઘણા દિવસ પહેલાં એકવાર તડિતાને જોઈ હતી. ત્યારે તે કિશોર અને યૌવનના સંધિસ્થાનમાં હતી. તેના શરીરપર તે સમયે તારુણ્યના અંકુરો સ્ફુટિત થતા જતા હતા. લલિતાએ તડિતાની આવી ગંભિરતાવાળી મૂર્ત્તિ જોઇને વિચાર્યું કે, જાણે તે લાવણ્યમયી વિદ્યુત્‌ની પ્રતિમાએ તેને પોતાના સ્વરૂપ આગળ બહુજ ઝાંખી બનાવી દીધી છે.

તેમ છતાં પણ તેણે પોતાની શંકાનું નિવારણ કરનારા ઉદ્દેશથી શકટારને ઉદ્દેશીને પૂછ્યું કે;–" સ્વામિન્ ! આ અનુપમ અંગના કોણ છે ? આવા રાત્રિના સમયે અહીં શામાટે આવી છે ?"

શકટારે હસતા મુખે ઉત્તર આપ્યું કે;–" લલિતા, એ આપણી પૂર્વપરિચિતા તડિતા છે, અને અત્યારે તે કેવળ મારા પોતાના ભલાને માટેજ અહીં આવી છે ? "

લલિતાએ તડિતાના બન્ને હાથ ઝાલીને ઘણા જ આદર સત્કાર સહિત પોતાની પાસેના એક આસનપર બેસાડી અને ત્યાર પછી તેની સાથે પૂર્વકાળની કેટલીક વાતો કહી સંભળાવી.

આ જોઇને શકટારે કહ્યું કે;–" તડિતા અત્યારે તદ્દન થાકી ગઇ છે માટે લલિતા, એની સેવા પરિચર્યાની વ્યવસ્થા કર રાત્રિ ઘણી જ વીતી ગઇ છે, માટે તારા ઓરડામાં તેને સૂવાની સગવડ કરી આપ. જો જે તેને જરા પણ અગવડ આવવા દેતી નહિ. "

શકટાર પોતાની પત્નીને આ પ્રમાણે આજ્ઞા આપીને, તરત જ ત્યાંથી ચાલ્યો ગયો. ત્યાર પછી લલિતાના પોતાના ગુણોથી કિંવા તડિતાના અમાનુષિક ગુણોના પ્રભાવથી, તેઓ બન્નેમાં કેવળ અલ્પ સમયના સહવાસમાં જ ગાઢ સખીભાવ બંધાઇ ગયો, થોડાક કલાકના વાર્તાલાપ પરથી જ તેઓ બન્ને એક બીજીની હૃદયપર કાબૂ મેળવી શકી અથવા તો સ્નેહના બંધનમાંબંધાઈ જઇ ભૂતકાળની બધી વાતો ભૂલી ગઇ.

# પ્રકરણ ૮ મું

## સમરાનલ સળગી ઊઠયો !

રેડાયું રક્ત યુદ્ધ ભૂમિમાં,
અને મહાઉત્પાત્ત જાગ્યો ત્યાં;
થયો હાહાકાર ભીષણ ને,
અત્યાચાર સર્વત્ર વ્યાપી ગયો;
અપાઈ આહુતિ ત્યાં કૈંક વીરો તણી,
ને ઘમસાણ જામ્યું બહુ બુરૂં.

એક શાંત અને નિઃસ્બ્ધ ઓરડામાં રાજા સમરકેતુ, ચંદ્રગુપ્ત, શકટાર અને મહામુનિ ચાણક્ય ગંભીર ચિંતામાં તલ્લીન બની ગયા હતા અને તેમની સન્મુખ હાથ જોડીને એક ચાલાક જાસૂ ચૂપચાપ ઉભેલો હતો.

તે જાસૂસે તે ઓરડામાં વ્યાપેલી ભયંકર નિઃસ્તબ્ધતાનો ભંગ કરીને કહ્યું કે;—“ મહારાજ, મગધરાજનું વિશાળ સૈન્ય કબૂતરા નદીના પેલે પાર આવી પહોંચ્યું છે. ઘણું કરીને તે આજે રાત્રે કિંવા કાલે પ્રભાતમાં નદી ઓળંગીને આ પાર આવી પહોંચશે. નદીની એ બે જગાએ કે જ્યાં આગળ જળનો પ્રવાહ અતિ બળવાન છે અને પાણી પણ ઘણુંજ ઊંડું છે, ત્યાં આગળ તેમણે પૂલો બાંધવાની શરૂઆત પણ કરી દીધી છે. હું કઠિયારાનો વેશ ધારણ કરીને આ બધી બાતમી મેળવી આવ્યો છું તેમજ તેમને સહાયતા પણ કરી આવ્યો છું. ”

આ વાર્ત્તા સાંભળીને ચાણક્ય ચિંતાતુર ભાવથી બોલ્યો કે;—“ શું ત્યારે મગધ દેશના એ વિશાળ સૈન્યના સેનાપતિ કિંવા સેનાનાયકનું પદ રાજા ધનનંદે પોતે જ સ્વીકાર્યું છે ? ”

દૂત કિંવા જાસૂસે ઉત્તર આપ્યું:—“ જી—ના. તેઓ તો બીજું એક સૈન્ય લઈને પૂર્વ દિશામાંથી આપણા આ મલયપૂરના રાજમહાલય પર આક્રમણ કરવાની ચેષ્ટા કરી રહ્યા છે. ”

પ્રિય પાઠક ! આ પ્રણિધિ અથવા જાસૂસ તે બીજો કોઈ જ નહિ, આપણો પૂર્વ પરિચિત ચંડ જ હતો. ચાણક્યે એ ચંડને સંબોધીને કહ્યું કે;—“ ચંડ, બપોરે કૌશિકને સાથે લઈને તમે મને મારે

ત્યાં એકવાર મળી જજો. અત્યારે તમે તદ્દન થાકી ગયા હશો, માટે જાઓ આરામ કરો. ”

ચાણુક્યની આજ્ઞા મળતાંની સાથે જ ચંડ પ્રણામ કરીને તરત જ ત્યાંથી ચાલતો થયો. ત્યાર પછી ચાણુક્ય એ ઓરડામાંના પોતાના આસનપરથી ઊઠીને ઉભો થયો અને ગંભીર સ્વરથી બોલ્યો કે;—“ રાજા સમરકેતુ ! તમે જો આ સ્વર્ગપ્રતિમ મલયપૂરની, તમારી જન્મભૂમિ અને સ્વાધીનતાના લીલાક્ષેત્ર અથવા આનંદનિકેતન મલયપૂરની, શત્રુના અપમાન તથા લાંચ્છનાથી રક્ષા કરવા ઇચ્છિતા હો તો યુદ્ધને માટે તૈયાર થાઓ, મૃત્યુની વિભીષિકા કિંવા વિભાવરી રૂપ સમરક્ષેત્રમાં અવતીર્ણ થાઓ. આ યુદ્ધમાં તમારે સ્વાધીનતાંનું રક્ષણ કરવાનું છે, પૂર્વજોના પવિત્ર ગૌરવને સાચવી રાખવાનું છે. માટે કાયરતાનો સંકલ્પ પણ કરશો નહિ અને માતૃભૂમિને પરપીડિત થવા દેશો નહિ. **जननी जन्मभूमिश्च स्वर्गादपि गरियसी** । એ સૂત્રને કદાપિ વિસરશો નહિ. આ સંસારમાં તેમને જ ધન્ય છે કે જેમણે લોહીની નદીયોને વ્હેવડાવનારા, ભયંકર ચીતકારોનો ધ્વનિ સંભળાવનારા ભયંકર સમરમાં ભાગ લીધો છે ! રાજન્ ! ક્ષાત્રધર્મ બજાવતાં આ પંચત્વના પૂતળાંરૂપ કાયા નષ્ટ થાય તો પણ ડરશો નહિ. વીરપુરુષોના નામને કલંકના સમુદ્રમાં ફેંકી દેનારી કાયરતા કિંવા ભીરુતાનો સંકલ્પ પણ આવવા દેશો નહિ. તમારા સન્માનને નષ્ટ થવાનો પ્રસંગ આવે એવું એક પણ કાર્ય કરશો નહિ. શત્રુના હાથે માર્યો ભાગવાનો વિચાર પણ ન લાવશો. આ યુદ્ધમાં તમારો જ વિજય થવાનો છે, વિજયલક્ષ્મી વરદ હસ્તથી તમારા કંઠમાં જ વિજયમાળા આરોપવાની છે. તમે યુદ્ધનિપુણ અને રાજનીતિજ્ઞ પુરુષ છો, એટલે તમને અધિક ઉપદેશ આપવાની આવશ્યકતા જ નથી. આવો—આમ આવો—હું તમારા કટિવિભાગપર મંત્રયુક્ત આ તલ્વાર બાંધી આપું છું. તેથી તમારાપર શત્રુનું કશું બળ ચાલી શકશે નહિ. આ તલ્વારથી તમે હજારો પાપાત્માઓનો પ્રલય કરી શકશો. ગર્વથી છકેલા કપટક તેમજ રાક્ષસ જેવા દુષ્ટ પિશાચોનો પણ સંહાર કરી શકશો. અત્યારે જે સમરાનલ સળગી ઊઠયો છે, તેમાં રાજા નંદની આહુતિ અપાશે. તેનો સમગ્ર પરિવાર બળીને ભસ્મ થશે. આ સમરાનલની ભયંકર જ્વાળાઓમાં અનેક દુરાચારી અને પાપી આત્માઓ દગ્ધ થશે, રૈ રૈ નરકમાં જશે અને ભયંકર યાતનાના ભોક્તા થશે. જાઓ—આ તલ્વારના પ્રભાવે તમારો વિજય થાઓ. સ્થળે સ્થળે તમારા

યશોગાન ગવાઓ. મારો આશીર્વાદ છે કે, તમને કોઇ પણ પ્રકારની ઇજા આવશે નહિ. તમે જંગલમાં પ્રવેશ કરીને કુશુતરા નદીના પેલે પારથી મગધના સૈનિકોને આ પાર આવતા અટકાવવાની ચેષ્ટા કરો."

આમ કહીને ચાણક્યે, મહારાજ સમરકેતુના કટિપ્રદેશપર એક રત્નજડિત તલ્વાર બાંધી દીધી અને ત્યાર પછી તેના મસ્તકપર દેવતાની પ્રસાદીનાં પુષ્પોની વૃષ્ટિ કરી આશીર્વાદ આપ્યો. સમરકેતુએ પણ ભક્તિપૂર્વક ચાણક્યની ચરણરજ લઇને પોતાના મસ્તકપર ચઢાવી.

ત્યાર પછી ચાણક્યે ચંદ્રગુપ્તને ઉદ્દેશીને કહ્યું કે;—"યુવરાજ! જો માતૃઋણ નામક કોઈ પણ ઋણ અસ્તિત્વ ધરાવતું હોય, જો મુરા રાણીના વક્ષઃસ્થળમાંથી વ્હેતી ક્ષીરધારાથી તમારા દેહને પુષ્ટિ મળી હોય, જો વિપદવેળાના મિત્ર અને આશ્રયદાતા આ સમરકેતુપર તમારો અકૃત્રિમ સૌહાર્દભાવ હોય,—જે સમરકેતુ આજે તમારા માટે જ આપદમાં આવી પડયા છે, જેમણે તમારા માટે પોતાના રાજ્યની પાયમાલી થવા દેવાનું પણ સ્વીકાર્યું છે, તો તેમને માટે-તેમને સહાયતા કરવા માટે તમારા હૃદયના શોણિતને પણ વહાવવું જોઇએ, તેમના રક્ષણ માટે તમારે યુદ્ધભૂમિમાં અવતીર્ણ થઇને તમારા તનુતું બળિદાન પણ આપવું જોઇએ. ખરી આફત વખતે તમને જેણે મદદ કરી છે, આશ્રય આપ્યો છે, તેને માટે તમે જે કરો તે ઓછું જ છે. તેમના ઉપકારના બદલામાં તમે તમારા પ્રાણ આપો તો તે પણ કશી વિસાતમાં નથી. તેમજ તમારા આ ગુરુ તરફ જો તમારી આંતરિક ભક્તિ હોય, તો હું તમને આજ્ઞા કરૂં છું કે, કાર્તિકેયની પેઠે આ યુદ્ધ અરે મહાસમરમાં અવતીર્ણ થાઓ, પ્રબળ ઝંઝાવાતનું સ્વરૂપ :ધારણ કરી મગધરાજના તણખલા સમાન સૈનિકોનો ધ્વંસ કરો. તમારા બાહુબળનો પરિચય આપી એ દુષ્ટ દાનવોનો ધરાના પટપરથી સત્વર વિનાશ કરો. શત્રુના સંહારમાં દયા દર્શાવતા તમારા મામૂલી કિંવા તુચ્છ વિચારોને માંડી વાળો. એટલું અવશ્ય યાદ રાખજો રાજકુમાર! કે, તમારા જેવા વીરોના અગ્રગણ્ય ગણાતા પ્રચંડ વીરતાધારક યુવરાજનો ગુરુ હોવા છતાં પણ હું મગધરાજના હસ્તે અપમાનિત થયો છું. મારૂં ગૌરવનષ્ટ થયું છે જે પુરુષનો દેવસમાજમાં પણ સત્કાર થાય છે, તે પુરુષને રાજા નંદ જેવા એક ક્ષણભંગુર કિંવા નશ્વર પ્રાણીએ લાંચ્છિત બનાવ્યો છે! હાય! મારા અંતરનો એ અગ્નિ હજી સૂધી હોલવાયો નથી. જ્યારે એ શત્રુઓના શોણિતની ધારાઓનો આ પૃથ્વીપર આપાત થશે-પ્રવાહના રૂપમાં

પ્રસ્ત્રુત થશે, ત્યારે જ મારા હૃદયનો એ મહા પ્રબળ અગ્નિ હોલવાશે. તે અગ્નિને હોલવવા માટે, તે અપમાનનો પૂર્ણ પ્રતિશોધ લેવા માટે તમે તમારૂં જીવન અર્પણ કરો યુવરાજ । તમારા વિના મારી એ પ્રતિજ્ઞા પાર પડે તેમ નથી. તમે મારા શિષ્ય છો તો મારી ગુરુદક્ષિણાના બદલામાં મારી આજ્ઞા પૂર્ણ કરી આપો રાજકુમાર ચંદ્રગુપ્ત ! તે આજ્ઞાને સત્વર પૂર્ણ કરી આપો."

આ કથા કહેતી વેળાયે ચાણક્યનાં બન્ને નેત્રોમાંથી જાણે ધગધગતા અગ્નિકણો વર્ષી રહ્યા હોયની, તેવો ભાસ થતો હતો. અત્યારે તેણે ક્રોધના અવતારરૂપ ગણાતા મહા ક્રોધિષ્ટમુનિ દુર્વાસાનું સ્વરૂપ ધારણ કરી લીધું હતું. તેનું આખું શરીર થરથર કમ્પી રહ્યું હતું અને મુખપર પણ તેવાજ પ્રકારના ભયંકર ક્રોધની લાલાશ છવાઇ ગઈ.

ત્યાર પછી તેણે, જેવી રીતે રાજા સમરકેતુની કેડપર તલ્વાર બાંધી હતી, તેવી જ રીતે ચંદ્રગુપ્તને પણ સન્માનિ બના઼વ્યો. ચંદ્રગુપ્તે ચાણક્યનાં ચરણોમાં નમીને કહ્યું કે;—" મહાત્મન્ ! મને આશીર્વાદ આપો કે, આપની આજ્ઞાનું પાલન કર્યા વિના હું ઘર તરફ પાછો વળી શકું નહિ."

" તથાસ્તુ." આમ કહીને ચાણક્ય તરત જ એ બન્ને વીરને સાથે લઇને રાજમહાલય પાસેના મહાકાળ મદિરમાં ગયો. તે મંદિરમાં શિવ અને શક્તિની પત્થરની પ્રતિમાઓ તથા મહાકાળ મહાદેવની લિંગ-મૂર્ત્તિ વિરાજમાન હતી. ચાણક્યે દેવતાની પ્રસાદીને પુષ્પમાલિકાઓને વિજયમાળારૂપે, તેમના કંઠપ્રદેશમાં પહેરાવી દીધી અને ત્યારપછી હૃદયપૂર્વક એ બન્ને વીરોને આશીર્વાદ આપીને આલિંગન કર્યું.

પછીથી ચાણક્યે મહારાજ સમરકેતુને સંબોધીને કહ્યું કે;—" મહારાજ ! તમે તમારા મહાલયના વિષયમાં લેશમાત્ર પણ ચિંતા કરશો નહિ. હું અને શકટાર તેનું બરાબર રક્ષણ કરીશું. તેમજ અમારી મદદ તરીકે, મારી શક્તિસ્વરૂપિણી માતા મંદાકિની રહેશે. અહીં આગળ જે કાંઇ કરવાની જરૂર પડશે, તે અમે જ કરી લઇશું. અમારે સેનાબળનો કશો અભાવ જ નથી. આ જાગ્રત મહાકાળ જ પોતાના શહેરની રક્ષા કરશે. પરંતુ મહારાજ, તે પહેલાં હું તમારી પાસેથી એક વાર્તા જાણવા માગું છું કે, જે પહાડી નદીના કિનારાપર આ યુદ્ધની તૈયારી ચાલી રહી છે, તે નદી એક નહેરાં સાથે જોડાયલી છે, એવી વાર્ત્તા મારા સાંભળવામાં આવી છે, તે ખરી છે કે વારૂ ? તેમજ

વળી એ નહેરાનો રક્ષક તથા પરિચાલક પણ કોણ છે ? મારે એ બધી બાબતની તપાસ કરવી છે, માટે તે નહેરાના રક્ષકને બોલાવી આપવાની કૃપા કરો. ”

સમરકેતુએ તરત જ પોતાની પાસે ઉભેલા એક અંગરક્ષકને બોલાવીને કહ્યું કે;–“ જા, ભીમરાજને હમણાં જ મને મળવાનું કહે.” રાજાની આજ્ઞા થતાં જ પ્રહરી ત્યાંથી ચાલ્યો ગયો.

ત્યાર પછી રાજા સમરકેતુએ અજાયબીથી પૂછ્યું કે;—“દેવતા ! એ નહેરાના સંબંધમાં આપને આજે તપાસ કરવાની શી જરૂર પડી છે વારૂ ? આપને તેની બીના કોણે જણાવી ?

ચાણક્યે કહ્યું કે;—“ જગજ્જનની ભવાનીએ મને એ વાર્તા જણાવી દીધી છે, માટે હવે હું એ પ્રશ્નનું કશું ઉત્તર આપી શકીશ નહિ. પણ તમે ફરીવાર એ નહેરાની બધી હકીકત કહી સંભળાવો. મારે તે સાંભળવાની ખાસ જરૂર છે. ”

મહારાજ સમરકેતુએ, ચાણક્યને તે સંબંધી બધી હકીકત કહી સંભળાવી. તે એકાગ્ર ચિત્તે સાંભળી લીધા પછી ચાણક્યના મુખપર એક પ્રકારના આનંદની છાયા છવાઇ ગઈ. આ સમયે પૂર્વકથિત ભીમરાજ પણ ત્યાં આગળ આવી લાગ્યો.

ચાણક્યે એ ભીમરાજને પણ પોતાનો ઉદ્દેશ જણાવીને તે નહેરાંના સંબંધમાં કેટલાક પ્રશ્નો પૂછી લીધા. પ્રત્યુત્તરમાં ભીમરાજે કેટલીક નવીન વાતો પણ કહી સંભળાવી કે જે ચાણક્યના ઉદ્દેશને અનુકૂળ હતી.

ચાણક્યે પ્રસન્નમુખે ચંદ્રગુપ્ત તથા સમરકેતુને આશીર્વાદ આપીને સમરક્ષેત્રમાં જવાને વિદાયગીરી આપી. તેઓના ચાલ્યા જવા પછી ચાણક્યે ભીમરાજને સંબોધીને પૂછ્યું કે;—“ ભીમરાજ ! ચાલો, તમે મને એકવાર તે નાળાં પાસે લઇ ચાલો. હું તેની બાંધણી તથા ગોઠણને મારી નજરો નજર જોવા ઇચ્છું છું. આવો મંત્રી શકટાર ! તમે પણ મારી સાથે જ ચાલો. ”

તે નાળાની તપાસણી કરીને બેએક કલાક પછી ચાણક્ય, શકટારને સાથે લઇને રાજમહાલયના પોતાના નિવાસસ્થાનમાં આવી પહોંચ્યો, અને પછી પોતાના ઓરડામાં આવી એક આસનપર પોતે બેઠો અને બીજા આસનપર રાજમંત્રી શકટારને બેસવાનો ઇશારો કરીને તેણે પ્રસન્ન મુખથી કહ્યું કે;—“ શકટાર, તમને આ યુદ્ધના ભાવિ પરિણામના સંબંધમાં શી આશા રહે છે ? મને તો એમજ

લાગે છે કે, રાજા સમરકેતુ અવશ્ય વિજયી થશે અને મગધરાજ ધન-નંદનો પરાજય થશે. ઇશ્વર સદા ન્યાયના નેતાઓનો પક્ષકાર છે, એ વાર્ત્તા પણ છેક ભૂલી જવા જેવી નથી. 'ધર્મે જય, પાપે ક્ષય' એવી જે ઉક્તિ કહેવામાં આવે છે તે તદ્દન ખોટી નથી. ગતકાળના ઇતિહાસ તરફ દૃષ્ટિ કરતાં પણ એવો જ અનુભવ મળે છે. ધર્માત્મા નળને કલિએ અનેક સંકટો આપ્યાં છતાં અંતે વિજય તો નળરાજાનો જ થયો હતો. કલિનો સોબતી પુષ્કર પોતાના પ્રપંચોમાં નિષ્ફળ જ નીવડયો હતો. લંકાનરેશ રાવણની પણ તેવી જ દશા થઈ હતી, તો પછી આ પ્રજાપીડક અને પાપપ્રચારક રાજા નંદનો વિજય તો શી રીતે થઈ શકવાનો હતો ? તે પાપી છે, પ્રજાદ્રોહી છે, તેથી મને તો એવો જ ભાસ થયા કરે છે કે, આ યુદ્ધમાં તે પાપીનું પતન જ થશે. વિશ્વનો નિયમ જ એવો છે કે, જ્યારે મનુષ્યનાં પાપ પૂરાં થાય છે, ત્યારે જ તેને વિગ્રહ, યુદ્ધ કિંવા રક્તપાન કરીને મરવાનું સૂઝે છે અને તેવું જ આ અનાચારી નંદનું પણ માની લેજો."

વળી ભગવાને ગીતામાં પણ ભગવદ્ ઉક્તિથી સાંભળ્યું છે કે, દુષ્કૃત્યાચારીનો વિનાશ કરવા માટે અને ધર્મ રાજ્યના સંરક્ષણને માટે, ભગવાન યુગે યુગે અવતાર ધારણ કરી પૃથ્વીપર પધારે છે. ભગવાન–નિત્ય પોતાના ભક્તના આધીન છે. હું હૃદય પૂર્વક ભગવાનનું નિરંતર સ્મરણ કરતો આવ્યો છું. મારો તેમનામાં દૃઢ વિશ્વાસ છે. અને અત્યારે ઉપસ્થિત થયેલી ઘટના પરથી એટલું અનુમાન પણ કરી શકું છું કે, મારા જેવા ભક્તિમાન ભક્તને તેઓ પોતાના ચરણોમાંથી પાછો ઠેલશે નહિ. તેમના જેવા કોઇ દયાળુ નથી, કોઈ કૃપાવાન નથી."

" શકટારે, ચાણુકયના આ ઉક્તિનું પૂર્ણ સમર્થન કર્યું ખરૂં, પરંતુ ચાણુકયે અચાનક શા ઉદ્દેશથી આવી ઉક્તિ કહી સંભળાવી, તેનું કશું કારણ ન સમજી શકવાથી પોતાનું આશ્ચર્યનું નિરસન કરવા માટે તે બોલ્યો કે;–" ભૂદેવ અચાનક આપને આવાં વાકયો ઉચ્ચારવાનું કારણ શું છે ? ઇશ્વિર ભક્તવત્સલ છે, ભક્તાધીન છે, એમાં તો જરાપણ સંદેહ જ નથી. આપના જેવા પરમ ભગવદી પુરુષને તેઓ પોતાના ચરણોમાં સ્થાન ન આપે એવું બને જ નહિ. પરંતુ તેવી બધી બાબતો સંભારવાનું કારણ શું છે તે જાણવા માટે મારૂં મન અત્યંત ઉત્સુક બની ગયું છે, માટે કૃપા કરીને મારી તે ઉત્સુકતાનું આપ નિવારણ કરો."

ચાણુકયે પ્રસન્ન મુખે શકટારના પ્રત્યુત્તરમાં જણાવ્યું કે;—" મં-

ત્રિન્ જો કોઇ દિવસ આ વાર્તા તમને સ્પષ્ટ રીતે સમજાવવાનો પ્રસંગ આવશે કિંવા અગત્ય પડશે તો તે સમયે હું તમને તેનું બધું રહસ્ય અવશ્ય સમજાવી આપીશ. અત્યારે તમે જરા આરામ લ્યો, બહાર જવાના અતિ પરિશ્રમથી તમારૂં શરીર અત્યંત કલાંત બની ગયું હશે, માટે તમારે આરામ લેવાની અધિક અવશ્યકતા છે. તેમજ વળી મારી પૂજાનો સમય પણ થઈ ચૂકયો છે, તેથી આ વાર્તા સંભળાવવા જેટલો અવસર પણ રહ્યો નથી. બપોર વીત્યા પછી તમે એકવાર ચંડ તથા કૌશિકને લઇને મને મળી જજો. જો તમને અવકાશ ન હોય તો તે બન્ને ચાલાક જાસૂસોને તો જરૂર મોકલજો મારે તેમની સાથે કેટલીક અગત્યની વાતો કરવાની છે તથા અમુક કાર્યો પણ સોંપવાનાંછે.

ચાણક્યનું ચિત્ત તે દિવસે ઠેકાણે નહોતું. ચંદ્રગુપ્ત અને સમરકેતુને વિદાય કર્યા પછી. તેના હૃદયમાં ભયંકર ચિંતાનો ઉદય થઇ આવ્યો હતો. અને તેમની ગેરહાજરીમાં તેણે રાજધાનીની રક્ષાનો તથા યુદ્ધની તૈયારીનો ભાર પણ પોતાના શિર પર વ્હોરી લીધો હતો. શાસ્ત્રજ્ઞ અને સુપંડિત હોવા છતાં પણ ભવિષ્યના ભયંકર અંધકારને ભેદીને, ભાવી પરિણામ શું આવશે, તે જાણવાની ક્ષમતા પણ અત્યારે તેનામાં રહી નહોતી. તેની કૂટચક્ર વાળી રણનીતિનું પરિણામ શુભ કે અશુભ આવશે તે વાત પણ જાણે તે વખતે ભાવિના–કાળના ગર્ભમાં છૂપાઇ હોય તેમ જણાતું હતું. અને એ કૂટનીતિને આધીન થઇને જ ચંદ્રગુપ્ત તથા રાજા સમરકેતુને તેણે તે નિશ્ચય વગરના ફળવાળા ભયંકર યુદ્ધના અગ્રેસર બનાવી દીધા હતા. પરિણામના સારાસરનો વિચાર કર્યા પહેલાં જ ચાણક્ય જેવા મહા બુદ્ધિવાન પુરૂષે તેમને ધનનંદ જેવા પ્રબળ સમ્રાટ સ્હામે. ઝૂઝવા માટે ધકેલી દીધા હતા.

ચાણક્ય જ્યારે આવા પ્રકારની ચિન્તામાં ગુંથાયો હતો, એ સમયે ચંડ અને કૌશિક તેના ઓરડામાં આવી લાગ્યા. ચાણક્ય તેમને આસનપર બેસવાનું કહી કોઈ પણ પ્રકારની આડી અવળી વાતો ન કરતાં કેવળ જરૂર પડતી વાત જ કહેવા માંડી કે;—"વત્સ ! જાસૂસો જ યુદ્ધ ક્ષેત્રમાં સાચાં નેત્રો છે, એમાં જરા પણ અતિશયોક્તિ જાણશો નહિ. જાસૂસની સહાયતા વિના ગમે તેવો બળવાન રાજા પણ વિજયી થઈ શકતો નથી. તમે આટલા દિવસ થયાં જે જે કાર્યો કરતાં આવ્યા છો, તે પરથી જ તમારી કાર્ય કરવાની દક્ષતાનો અમને પરિચય મળી ચૂકયો છે. રાજા સમરકેતુ અને મંત્રી શકટાર તમારાં પૂરતો

વિશ્વાસ રાખે છે અને તમે જ તેમના સાચા સહાયકો છો એમ ધારીને તમારા તરફ સ્નેહની દૃષ્ટિ પણ રાખતા આવે છે. આજે હું તમને બન્નેને જૂદાં જૂદાં કાર્યો સોંપવાની ઇચ્છા રાખું છું, તે કાર્યો કરવામાં તમારી બને તેટલી કુશળતા દર્શાવશો ? આ સમય તમારે માટે સુવર્ણ સમાન છે, સાચી વફાદારી બતાવવાનો છે. કાર્ય કરતાં કદાચ તમારૂં જીવન જવાનો પ્રસંગ આવે તો તેમ કરવામાં પણ તમે પાછા હઠશો નહિ. આજે તમારા માટે સુવર્ણનો સૂર્ય ઊગ્યો છે, તમારા અપૂર્વ પરાક્રમને દર્શાવી જનની જન્મ ભૂમિની રક્ષા કરવાનો અતિ અમૂલ્ય પ્રસંગ પ્રાપ્ત થયો છે. માટે કર્ત્તવ્ય બજાવવામાં કાયરતાને ધારણ કરશો નહિ. ભીરુતાને ધારણ કરીને તમારી માતાની કૂખને લજાવવાનો પ્રસંગ આવવા દેશો નહિ. તમે વીર છો. વીરમાતાના પુત્રો છે, જગત્ રક્ષક ક્ષત્રિયોનાં સંતાન છો, માટે કમ્મર કસીને વિકરાળ કેસરીનું સ્વરૂપ ધારણ કરી કર્ત્તવ્યના યુદ્ધમાં કૂદી પડો. ભાઇઓ ! મરશો તો માતા ભવાનીનાં ચરણોમાં અપાર આનંદને પ્રાપ્ત કરી શકશો અને જીતીને આવશો તો આ ભૂમંડળમાં તમારી કીર્તિ કિંવા યશનો સુગંધ ફેલાવી શકશો. જગતની કોઈ પણ વસ્તુ સ્થાયી નથી, પરિવર્ત્તન શીલ છે. મરણ પછી ખાલી હાથે જવાનું છે, જગતનો એક પણ પદાર્થ સાથે આવવાનો નથી, માત્ર કીર્તિ જ સાથે આવવાની છે. મનુષ્ય નષ્ટ થાય છે. તેનો દેહ સ્મશાનમાં બળીને ખાખ થઈ જાય છે, પંચત્વનું પૂતળું પાંચ જૂદાં જૂદાં તત્વોમાં વ્હેચાઈ જાય છે, છતાં તે જ મનુષ્યની કીર્ત્તિ નષ્ટ થતી નથી આત્મા અને કીત્તિ ઉભય અમર છે. તેઓ માર્યાં મરતાં નથી, જીવાડ્યાં જીવતાં પણ નથી. માટે તે કીર્ત્તિને જાળવી રાખવા માટે તમારૂં સર્વસ્વ અર્પણ કરીને યુદ્ધમાં કૂદી પડજો. પણ કહો જોઇએ વારૂ કે હું તમને જે જે કાર્યો કરવાનો ભાર તમારા શિરપર નાંખીશ, તે કાર્યો તમારાથી થઇ શકશે ખરાં કે ?"

આ સાંભળીને ચંડે કહ્યું:—"ભૂદેવ ! આપની આજ્ઞાનું અમે જરાપણ ઉલ્લંઘન કરીશું નહિ. આ રાજા સમર કેતુના અન્નથી અમારૂં પોષણ થયું છે, અમારા પરિવારનું પાલન થયું છે. માટે તેમના ઉપકારનો બદલો વાળવામાં અમે જરા પણ સંકુચિત થઇશું નહિ. રાજાને માટે અમે અમારા પ્રાણ પણ આપીશું. અમારૂં જીવન અમારૂં નથી, પણ તેમનું જ છે. અમને જીવન મરણની પરવાર પણ નથી. આવાં કાર્યોમાં અમે માથું કોરાણે મૂકીને જ કામ કરીએ છીએ. મહાત્મા !

કહો કહો, અમારે શાશા કાર્યો કરવાનાં છે વારૂ ? અમે તેને ઘણીજ સહેલાઇથી કરી આપીશું. ”

ચાણુક્યે કહ્યું કે:—“ શત્રુના સૈન્યની બરાબર તપાસ રાખવા માટે, હું તમને બન્નેને જૂદા જૂદા બે સ્થાને મોકલવા ઇચ્છું છું. તમો તમારૂં જીવન આપીને ઘણુ આ કાર્ય કરી આપો, આમા તમારી ખરી કસોટી થવાની છે. તમારે ખરો ધર્મ બજાવવાનો છે. આ વિષયમાં હું તમને જે ઉપદેશ આપું છું. તેને હૃદયંગમ કરીને કાર્ય કરી આપો. મારા બતાવેલા માર્ગપર ચાલશો તો તમે તમારી રક્ષા કરી શકશો, તમારી ભૂમિ મલયપૂરની રક્ષા કરી શકશો, તમારા અન્નદાતા રાજાની પણ રક્ષા કરી શકશો. તમને જેઓ મિત્ર તથા પુત્રની પેઠે ચાહે છે, તે ચંદ્રગુપ્ત તથા સમરકેતુ તમારી આ સહાયતાથી યુદ્ધમાં વિજયનો લાભ મેળવી શકશે. વિજયના ડંકા વગડાવી શકશે. અત્યારના યુદ્ધનો રંગ જોતાં સ્પષ્ટ જણાય છે કે, વિજયલક્ષ્મી સમરકેતુને જ વરી શકશે. પણ તે બધાનો આધાર કેવળ તમારાપર જ રહેલો છે, માટે જાઓ કર્ત્તવ્ય માટે તૈયાર થાઓ. ભગવાન મહાકાળનું નામ લઇને તથા શપથ લઇને પ્રતિજ્ઞા કરો કે, અમે અમારા જીવનનું બળિદાન આપીને પણ રાજ્યનું આટલુ કાર્ય અવસ્ય કરી આપીશું જ. ”

ચંડ અને કૌશિકે, ચાણુક્યનાં ચરણોનો સ્પર્શ કરીને તેના કહેવા પ્રમાણેની પ્રતિજ્ઞા કરી. ત્યાર પછી ચાણુક્યે તેમને કરવાનાં કાર્યનો કેટલીક વાર સુધી યોગ્ય ઉપદેશ આપ્યો. તે ઉપદેશને બરાબર સાંભળી લીધા પછી તેઓ બન્ને પોતપોતાનું કર્ત્તવ્ય બજાવ્વા માટે ચાલ્યા ગયા. જતી વેળાયે ચાણુક્યના આવા અમાનુષિક પ્રતિભાસંપન્ન, યુદ્ધ કૌશલ્યની વિવેચના કરતા કરતા તેઓ મનમાં જ કહેવા લાગ્યા કે;—“ ખરેખર ! આ બ્રાહ્મણુ કોઈ અદ્દ્ભુત શક્તિ શાળી પુરુષ છે ! આની સહાયતાથી તેમજ સલાહ પ્રમાણે વર્ત્તવાથી અવસ્ય આ યુદ્ધમાં સફળતા મેળવી શકીશું. ”

ચાણુક્ય ચંડ અને કૌશિકને વિદાય આપ્યા પછી મહાકાળ દેવના મંદિરમાં ગયો. આ વખતે તેનો ઉદ્દેશ માત્ર મંદાકિનીની મુલાકાત કરવાનો જ હતો. મન્દાકિની પણ પોતાના બંધુ સમરકેતુ અને રાજકુમાર ચંદ્રગુપ્તને યુદ્ધમાં વિદાય આપ્યા પછી, ઘણીજ વ્યગ્ર બની ગઈ હતી તેને જાણે કોઈ પણ ઠેકાણે ચેન પડતું નહોતું.

તે લગભગ સંધ્યા પહેલા થોડી વારે એ મંદિર પાસેના એક

બગીચામાં ફરવા માટે આવી હતી અને ચાણક્ય પણ તેની તપાસ કરવા માટે તે બગીચામાં આવ્યા હતો. ત્યાં આવ્યા પછી તેણે એક વૃક્ષના અંતરાલમાંથી જોયું કે, એક સંગેમરમરના મનોહર ચબૂતરાપર મંદાકિની ચિંતામગ્ન અવસ્થામાં બેઠેલી છે અને તેની સન્મુખ ભૈરવ નામક એક વૃદ્ધ પુરુષ ઉભેલો છે. તેમના બન્નેના મુખપર જાણે મલિનતાની છાયા છવાઇ ગઇ હોય તેવો ભાસ થઇ આવે છે.

આ સમયે ભૈરવ મંદાને ઉદ્દેશીને કહે છે કે;—" માતા ! એક દિવસ તમે જ મને ઉત્સાહ શૂન્ય થયેલો જોઇને ધિક્કારી કાઢયો હતો, પરંતુ આજે તમારી અવસ્થા પણ તેવી જ કેમ બની ગઇ છે ? તમે અમારી મૂર્ત્તિમતી આશા સ્વરૂપિણી દેવી છો. તમારા પરજ અમારા બધાના જીવનનો આધાર અટકેલો છે. આજે તમે આમ નિરાશ કેમ બની ગયાં છો ? શોકાતુર કેમ થયાં છો ? તમે અમારી જ્વલંત ઉત્સાહ સ્વરૂપિણી દેવી છો, માતા ! જ્યારે તું પોતે જ આમ નિરૂત્સાહિત થઇ જઇશ ત્યારે અમારી શી દશા થશે ? આ ધર્મયુદ્ધમાં આપણે આપણી આત્મરક્ષાને માટે તૈયાર થયા છીએ. ચાણક્યદેવ અને શકટારના સમાન પૂર્ણ બુદ્ધિમાન મંત્રી, આપણા સલાહકારો છે. સ્વયંમહારાજ સમરકેતુ અને વીરકેસરી યુવરાજ ચંદ્રગુપ્ત, આપણા સૈન્યના સંચાલકો છે અને આદ્યશક્તિની જીવતી પ્રતિમારૂપે, વિજયલક્ષ્મીરૂપે તું અમારી અગ્રગામિની છે ! તો પછી ભય કોનો છે ? તારા જેવી શક્તિમતી લલના જેને સહાયક છે તેને આ જગત્‌નું કયું પ્રાણી પહોંચી શકે તેમ છે? સાક્ષાત્ જગદ્‌ભક્ષક મહાકાળ આ મલયપૂરના રક્ષક છે તેમનો વાળ પણ કોણ વાંકો કરી શકે તેમ છે ? જેના વિજય દુદુંભીઓ સમસ્ત બ્રહ્માંડને ડોલાવી દેવાને સશક્ત છે, એવા આ પહાડીનરેશની વિજય લક્ષ્મીને પોતાના અધિકારમાં લઇ શકે, એવું આ વિશ્વના કયા મનુષ્યમાં સામર્થ્ય છે ? કૂટવિદ્યાના પ્રચારક મહાતેજસ્વી પંડિત જેના પક્ષમાં સાક્ષાત્ વિરાટતાનું સ્વરૂપ ધારણ કરીને ઉભા છે, તેના તરફ તથા તેના શરણાગતો તરફ વક્રદષ્ટિ પણ કોનાથી કરી શકાય તેમ છે ! ઉઠો માતા ! વિચારોના પ્રવાહમાં તણાતા આ તમારા નિર્બળ મનને કાબૂમાં રાખીને સમરક્ષેત્રમાં શત્રુનો સંહાર કરવા માટે સિંહણનું સ્વરૂપ ધારણ કરી ભયંકર ગર્જના સહિત એકદમ કૂદી પડો ! તમારાં નિરાશ સંતાનો તમારૂં આવું સ્વરૂપ જોઇને જાગ્રત થશે, તેમની મોહનિદ્રાનો ભંગ થશે. વિચારોમાં વ્યર્થ સમય ગાળવો, એ અત્યારની વસ્તુસ્થિતિ જોતાં બહુ જ

ભયાવહ છે. સૈન્યનો આધાર સૈન્યના સંચાલકના પરાક્રમપર જ ટકેલો છે, માટે જો તમે આમ નિરાશ બની જશો તો પછી તમારા સૈનિકોની શી દશા થશે ? માતા ! ઊઠો, સાક્ષાત્ ચામૂંડાદેવીનું રૂપ ધારણ કરીને શત્રુરૂપ શૃગાલોનો સત્વર ધ્વંસ કરો. ”

આ સમયે એક વૃક્ષની આડમાંથી જાણે કોઇએ એનો પ્રતિધ્વનિ કરતાં જણાવ્યું કે;—“ બરાબર છે, ભૈરવ કહે છે તે બરાબર છે. અમે જ્યારે આ શક્તિસ્વરૂપિણી માતાનાં સંતાનો છીએ, ત્યારે અમારે ભય રાખવાનું કારણ જ શું છે ? ભૈરવ ! ભગવતી ચામૂંડાદેવી જ આ પહાડી રાજ્યનું રક્ષણ કરવા માટે આ મન્દાકિનીનું રૂપ ધારણ કરીને આ પૃથ્વીપર ઉતરી આવી છે. અરે ! અસુરકૂળનું નિકંદન કાઢવા માટે જ અહીં અવતરી છે ! માટે નિર્ભય થા ! તને અને તારા આ પહાડી રાજ્યને તે કશી ઇજા આવવા દેશે નહિ. દેવાદિદેવ મહાદેવે, જ્યારે આ અભાગિની આર્પેલી પુષ્પમાળાને પોતાના કંઠપ્રદેશમાં પહેરી લીધી છે, શિવશક્તિનાં યુગલચરણોમાં અપેલા પુષ્પના અર્ધ્ય પણ હજી સુધી જ્યારે તે ચરણોમાં વિદ્યમાન છે, ત્યારે પછી આપણને ભય રાખવાનું કશું કારણ નથી જ ! ”

ભૈરવ અને મન્દાકિનીએ વિસ્મયતાથી જોયું કે, મહામુનિ ચાણુક્યદેવ તેમની સન્મુખ ઉભેલા જણાયા. ચાણક્યે કદાચ પોનાના હૃદયની નિર્બળતાને સમજી જઇને, આવા શબ્દો ઉચ્ચાર્યા હશે, આવા ભયથી મન્દાનું રાતા કમળ જેવું મુખમંડળ વિશેષ લાલાશવાળું બની ગયું ! ભૈરવ અને મન્દાએ ઊઠીને ચાણક્યનાં ચરણની રજ લઇને પોતાના મસ્તકપર ચઢાવી.

ચાણક્યે, મન્દાકિનીના મુખમાં આવું પરિવર્તન થયેલું જોયું ખરૂં, પરંતુ તે સંબંધમાં તેણે તે સમયે વિશેષ કાંઇપણ ઉહાપોહ કરવાનું ઉચિત ધાર્યું નહિ. તેણે વૃદ્ધ ભૈરવને સંબોધીને કહ્યું કે;—“ભૈરવ ! મારી આ માતાનાં સર્વ સંતાનો સંપૂર્ણતાથી તૈયાર થયાં છે ખરાં કે ? ”

ભૈરવે નમ્રતાથી ઉત્તર આપ્યું કે;—“ હા, ભૂદેવ ! તેઓ આ વનમાં કેવળ આપની આજ્ઞાની વાટ જોતાં જ ઉભેલાં છે. ”

ચાણક્યે કહ્યું કે;—“ બહુ સારૂં ! પરંતુ એક જ સ્થળે હજાર સૈનિકોના સૈન્યને રાખવું ઉચિત નથી, એમ હું કહેવા માગતા નથી, તેમ છતાં પણ તે સૈન્યને બે વિભાગમાં વહેંચી નાખવાનું મને વધારે ઠીક લાગે છે. તમે તેમને બે ભાગમાં વહેંચી નાંખો. તેમાંના એક ભાગને

આ પહાડી પ્રદેશના ગંભીર વનમાં છૂપાવી રાખજો અને બીજા ભાગને કન્દરાની ઉપરના ભાગમાં લાવીને યુદ્ધમાં ઉતારવાની વ્યવસ્થા કરજો.

બપોરથી સાંઝ સુધીમાં આ બધી વ્યવસ્થા થઈ જવી જોઇએ. જો તેમ થવામાં જરાપણ વિલંબ થશે તો મહા મુશીબત આવી પડશે. મેં સાંભળ્યું છે મગધરાજ ધનનંદ પોતે આ વનના છૂપા રસ્તાદ્વારા રાજધાનીપર ચઢાઈ કરવાની મહેનત કરી રહ્યો છે. જો તેમ જ થશે તો આપણે આ અધર્મભંજક ભગવાન મહાકાળના આશીર્વાદથી, આપણા અસંખ્ય સૈન્યને પર્વત પરની કન્દરાપરથી અસંખ્ય પત્થરો ફેંકવાની આજ્ઞા આપી દઈશું, એથી મગધરાજના સૈન્યના છૂદાં છૂદા થઇ જશે અને રાજધાની સૂધી આવતામાં તો તેના સૈન્યનો કચડઘાણ પણ નીકળી જશે. તેના ઘણાખરા સૈનિકો માર્યા જશે અને બાકીના જેઓ તદ્દન થાકેલા, અર્ધા ઘાયલ થયેલા અને મરણની દશાને પ્રાપ્ત થયેલા, સૈનિકો આપણી રાજધાનીમાં પ્રવેશ કરશે કે, તરત જ આપણા વનમાં છૂપાયલા સૈનિકોને તેમનાપર હલ્લો કરવાનો હુકમ આપી દઇશું. આ વખતે આપણા તે સૈનિકો તાજા, બળવાન અને ઉત્સાહિત થયેલા હશે, એટલે મગધરાજના બાકી રહેલા સૈનિકોનો વિનાશ કરવામાં તેમને લેશ માત્ર પણ વિલંબ લાગશે નહિ. માટે જાઓ અને જલ્દી મેં કહી તે પ્રમાણની બધી ગોઠવણ કરી નાંખો, પરમ દિવસે પ્રભાતમાં અવશ્ય યુદ્ધનો આરંભ થશે. તે દિવસે સાંઝે આપણે આ શક્તિમયી માતાના સૈન્યની સહાયતાથી, મગધપતિ ધનનંદને બન્દીવાન બનાવી શકીશું. અત્યારે તો કેવળ આવી આશા જ બાંધીએ છીએ, પરંતુ તે દિવસે તો આપણે વિજયના સોનેરી રંગનું સુંદરતાથી અવલોકન કરવાને ભાગ્યશાળી થઈશું."

ભૈરવે આતુરતાથી પૂછ્યું કે;—" અને બાજી બાજૂના સૈન્યનો આપે શો બંદોબસ્ત કરવા ધાર્યો છે, એ જાણવાની આ સેવકને અત્યંત ઉત્કંઠા થઈ આવી છે?"

ચાણક્યે ગંભીર સ્વરથી કહ્યું કે;—" તમે એક અનુભવી સેનાપતિ છો. તમારી આગળ હું મારી કોઈ પણ વાર્ત્તા છૂપી રાખવા માગતો નથી. એ તરફની રક્ષા જાળવવા માટે મેં એવો બંદોબસ્ત કર્યો છે કે, આ કબૂતરા નદીની બીજી બાજૂએ માગધી સૈનિકોના અસંખ્ય તંબૂઓ પડેલા છે, તેઓ અત્યારે નદીને ઓળંગીને આ બાજૂ આવવાની મહેનત કરી રહ્યા છે. કૌશિકે સંકેત દ્વારા તે બધી

બીના મને જણાવી દીધી છે તે સંકેત એ છે કે, નદીના કિનારાપર એક ઘણું જ ઊંચું વૃક્ષ આવેલું છે, કે જે રાજમહાલની અગાસીપરથી સ્પષ્ટ જોઈ શકાય છે, તે વૃક્ષની પાંદડાથી ઢંકાયલી શાખાઓમાં છૂપાઇને કૌશિક દિવસના ભાગમાં આપણને લાલરંગનું એક નિશાન બતાવશે અને રાત્રિના ભાગમાં લાલ રંગનો એક દીવો બતાવશે. ત્યાર પછી આપણે પર્વતની કન્દરામાં આવેલા પેલા નાળાનું મુખ ઉઘાડી દઈશું, આથી તે નાળું છલાછલ ભરાઇ જશે અને તેના યોગે બીજી બાજૂનાં અનેક કાર્યો ઘણાં જ સરળ થઈ પડશે, કેમ ખરૂં કે નહિ વારૂ ?"

ભૈરવ ચાણક્યની આવી અપૂર્વ વ્યવસ્થાથી, ઘણોજ ઉત્સાહિત થયો અને તેની દક્ષતાપર મોહિત બની ગયો. તેના તે વૃદ્ધાવસ્થાના જીર્ણ શરીરમાં જાણે યુવાનીનું તેજ ઉભરાઈ આવ્યું ! તે ચાણક્યનાં ચરણોની રજ લઇ, મન્દાકિનીના રક્ત રંગના ચરણોનો સ્પર્શ કરી બહુજ નમ્રતાપૂર્વક બોલ્યો કે;–જનની, માતા ! મને આશીર્વાદ આપ કે, આવતી કાલે તારા સાચા સંતાનરૂપે વિજલક્ષ્મીને પ્રાપ્ત કરીને હું મારૂં ઉજળું મુખ તને પાછું બતાવવાને ભાગ્યશાળી થાઊં:?"

આમ કહીને ભૈરવ ઘણીજ ઉતાવળથી તે સ્થળનો ત્યાગ કરીને બીજી બાજૂએ ચાલ્યો ગયો.

## પ્રકરણ ૯ મું

### વિજયમાળ કોના ગળામાં ?

ભગવાન જેનો રક્ષક છે, તેને મારનાર કોઈ જ નથી. ભગવાન જેનો સહાયક છે, તેનો પરાજય કરવાની શક્તિ આ વિશ્વના કોઇ પણ પ્રાણીમાં નથી. ધર્મ યુદ્ધમાં કદાપિ કોઇનો પરાજય થતો જ નથી. તેનું પ્રત્યક્ષ પ્રમાણ કુરુક્ષેત્ર જ છે. એ યુદ્ધમાં કુરુપક્ષના સૈનિકબળ, અર્થબળ તથા શક્તિના બળની તુલનામાં, પાંડવોનું બળ અતિ અલ્પ હોવા છતાં પણ છેવટે તેઓ પોતાના પ્રબળ પ્રતિપક્ષને પરાજિત કરી શક્યા હતા.

મગધરાજ ધનનંદ, પોતાના સૈન્યને બે ભાગમાં વ્હેંચી દઇને એક ભાગ પોતાના અતિવિશ્વાસુ સેનાપતિ તેમજ ડાબા હાથ સમાન રૂદ્રપાલના અધિકારમાં સોંપ્યો હતો અને તેની દેખરેખ રાખવા માટે

તથા જોઇતી સલાહ આપવા માટે રાજમંત્રી રાક્ષસને નીમવામાં આવ્યો હતો.

દાંભિક, અવિચારી અને અભિમાનથી મસ્ત બનેલા મગધરાજે મંત્રી અથવા બીજા કોઇ તેવાજ સલાહકારને પોતાની પાસે ન રાખતાં, પોતાની સ્વાધીન ઇચ્છાનુસાર સૈન્યનો બંદોબસ્ત કરવા માંડયો તથા તરેહ તરેહવારની આજ્ઞાઓ ફર્માવવાનો આરંભ કરી દીધો.

બીજે દિવસે પ્રભાતમાં બન્ને પક્ષ વચ્ચે મહા ઘનઘોર યુદ્ધ આરંભાયું. નદીની એક બાજૂએ છેક નજીકમાં આવેલા પર્વત પાસેના વનમાં અસંખ્ય પહાડી સૈનિકો છૂપાયલા હતા અને તેમાંના એક વિભાગનો સંચાલક યુવરાજ ચંદ્રગુપ્ત હતો તથા બીજા વિભાગના સેનાપતિનું પદ સ્વયં રાજા સમરકેતુએ સ્વીકારી લીધું હતું.

પ્રભાત થતાંની સાથે જ ચંદ્રગુપ્તના શિક્ષિત સૈનિકો માગધી સૈનિકોપર વિષમિશ્રિત તીરો ફેંકવા લાગ્યા. પરંતુ માગધી સૈનિકો પણ શર ચલાવવાની વિદ્યામાં અત્યંત કુશળ કિંવા દક્ષ હતા. તે ઉપરાંત તેમની સંખ્યા પણ ચંદ્રગુપ્તના સૈન્યથી દશગણી હતી. આથી માગધી સૈનિકો પણ બરાબર નિશાન તાકી તાકીને પાર્વતીય સેનાપર તીરનો સપાટો ચલાવવા લાગ્યા. ઉભય પક્ષ મધ્યે તીરનું તુમુલ યુદ્ધ ચાલવા લાગ્યું. લગભગ બે એક પ્રહર સુધી આ પ્રમાણે યુદ્ધ ચાલ્યું. ચાણક્ય અને શકટાર રાજમહાલય પાસેના એક પહાડના ઉંચા શિખરપર જઇને આ મહા યુદ્ધ થતું જોવા લાગ્યા.

આ સમયે એક દૂતે આવીને એવા સમાચાર આપ્યા કે;–"માગધી સૈનિકોના હાથે અનેક પહાડી સૈનિકો માર્યા ગયા છે, તેમજ અનેક સૈનિકો ઘાયલ પણ થયા છે. ચંદ્રગુપ્ત અને સમરકેતુએ પુષ્કળ પરિશ્રમ કરવા છતાં તેમનો વેગ અટકી શકયો નથી, તેઓ પરાજિત થઇ શક્યા નથી માગધી સૈનિકો કબૂતરા નદીના કિનારા સૂધી આવી પહોંચ્યા છે. જો તેઓ કબૂતરા નદીને ઓળંગીને આ પાર આવી પહોંચશે તો પછી આપણો ભયંકર સર્વનાશ થશે અને પ્રત્યેક પહાડી સંતાનો મહા ભયમાં આવી પડશે. માટે એમના પ્રબળ વેગને અટકાવવાનો પ્રયત્ન કરવાની ખાસ અવશ્યકતા છે."

ચાણક્ય આવી વાર્તા સાંભળીને ઘણો જ દુઃખી થયો અને તેના મુખપર એક પ્રકારની મલિનતાની ઘોર છાયા છવાઇ ગઇ. આ સમયે તે અતિ દૂર આવેલા એક વૃક્ષના શિખર તરફ તાકી તાકીને જોવા લાગ્યો. તેનું મુખ અત્યારે ઉદ્વેગ તેમજ ચિંતાથી ઘેરાઇ ગયું હતું.

આ સમયે **શકટાર** અચાનક જોઇ શક્યો કે, નદી પાસેના પર્વતના શિખરપર આવેલા એક ગગન ચુંબિત વૃક્ષની ટોચ પરથી જાણે કોઇ એક પુરુષ એક લાલ પતાકાને બતાવી રહ્યો છે. આ જોઇને તેણે **ચાણક્યની** દૃષ્ટિને પણ તે તરફ દોડાવી. આથી **ચાણક્યનું** મુખ આનંદિત જણાવા લાગ્યું. તેનું હૃદય પુલકિત થઇ ગયું. નહેરાનો રક્ષક **ભીમરાજ** પાસે જ તેની આજ્ઞાની વાટ જોતો ઉભો હતો. **ચાણક્યે** તેણે બોલાવીને કહ્યું કે;—" જાઓ ભીમરાજ ! અત્યારે તમારૂં કાર્ય પૂર્ણ કરો. જો જો આપેલી આજ્ઞાનો જરા પણ ભંગ ન થવો જોઇએ. જો તમારા અન્નદાતા રાજાના જીવનની રક્ષા કરવા ચાહતા હો, અસંખ્ય પહાડી સૈનિકોના ધ્વંસનો પ્રતિકાર કરવા ઇચ્છતા હો, તમારા પહાડી બંધુઓનું રક્ષણ કરવા માગતા હો તો, તમે તમારા અનુચરોને લઇને હમણાં જ તે નાળાંના લોહ કપાટને ઉઘાડી નાંખો અને એકદમ પાણી વહે તેવો બંદોબસ્ત કરો. જુઓ, આમાં જરા પણ ગફલત થશે તો આ પહાડી પ્રદેશ ક્ષણમાત્રમાં અત્યાચારી રાજા ધનનંદના અધિકારમાં ચાલ્યો જશે, પ્રજાજનોનાં ઘરબાર લૂટાઇ જશે, માલ મિલ્કતની પાયમાલી થશે, સંતાનો ન બાપાં થશે, સ્ત્રીઓ વિધવાઓ બનશે અને સર્વત્ર એક પ્રકારનો ભયંકર હાહાકાર વ્યાપી જશે, માટે આ કાર્ય કરવામાં કોઇ પણ પ્રકારની ન્યુનતા આવવા દેશો નહિ. અત્યારે પહાડી પ્રદેશના ભૂપાળની વિજય લક્ષ્મી તમારા હાથમાં જ રહેલી છે, એ વાત્તને તમે બિલ્કુલ વિસરશો નહિ. જાઓ કર્ત્તવ્યનું પાલન કરી સત્વર પાછા આવો. "

આ સાંભળીને **ભીમરાજે ચાણક્યને** વંદન કરી કહ્યું–" મહાત્મન્ ! પ્રત્યેક પહાડી બચ્ચો પોતાના પ્રજાવત્સલ રાજાના રક્ષણ માટે પોતાનું લોહી રેડતાં પણ ડરે તેવો નથી. જગતમાં જન્મીને મરવાનું તો સૌનેજ છે. આ વિશ્વમાં કોઇ અમર રહ્યું નથી અને રહેવાનું પણ નથી, માટે આપ મારા તરફની કશી ચિંતા રાખશો નહિ. હું મારૂં કર્ત્તવ્ય બજાવવામાં કોઇ પણ રીતે કુંઠિત થઇશ નહિ. આજે મારા સૌભાગ્યના સોનેરી દિવસનો ઉદય થયો છે, તેને હું જીવજતાં સુધી અફળ જવા દઇશ નહિ પ્રભુ ! મારા વચનોપર પૂર્ણ વિશ્વાસ રાખજો. હું આક્ષણે જ મારા વ્હાલા અનુચરોને લઇને આપના કહ્યા પ્રમાણેની બધી વ્યવસ્થા કરી પાછો આપનાં ચરણ સમક્ષ આવી પહોંચું છું. મહાત્મન્ ! હવે હું વિદાય ઇચ્છું છું.

આમ કહીને ભીમરાજ તરત જ પોતાના અસ્ત્રાધારક અનુચરોને લઇને, તે નાળાં તરફ રવાના થયો. તેના સોબતી અનુચરો પ્રથમથીજ તૈયાર થઈ રહ્યા હતા. તેથી સાધારણ યત્ન કરવાથી જ તે નાળાનું મુખ ઉઘડી ગયું અને ત્યાર પછી તેમાં ખળ ખળ કરતું તથા ભયંકર ઉછાળા મારતું પાણી વહેવા લાગ્યું. આ સમયે તે જળહીન નાળાંનો દેખાવ ઘણો જ ભયંકર બની ગયો.

માગધી સૈનિકો, નદીનું પાણી ઘણું જ ઓછું છે એમ ધારીને ધીમે ધીમે, ટોળાંને ટોળાં મળીને નદીના વ્હેનમાં ઉતરવા લાગ્યા હતા. તેમાં તેનો સેનાપતિ રૂદ્રપાલ સહુથી આગળ હતો. એવામાં કોણ જાણે કયા દુર્દૈવયોગે, તે થોડા પાણી વાળી પહાડી નદી અચાનક પ્રલયના પ્રબળ પ્રવાહથી પરિપૂર્ણ થઇ ગઈ. પહાડની ઉંચી કન્દરાવાળી ભૂમિપરથી મહા વેગવાન જળપ્રવાહે ભયંકર ગર્જના કરીને સહસા તે સૂકી નદીને જળમય બનાવી દીધી. તે પ્રબળ પ્રવાહમાં સ્વયંસેનાપતિ રૂદ્રપાલ અને બીજા ચાર પાંચ હજાર માગધી સૈનિકો તણાઇ ગયા. !

આ તરફ શકટાર અને ચાણક્ય ક્ષણે ક્ષણે નવીન સમાચાર જાણવાની આશા રાખતા બેઠા હતા. જે દૂતે તેમને મગધ સૈન્યના નદીપાર થવાના સમાચાર આપ્યા હતા, તેણે જ આવીને પુનઃ સમાચાર આપ્યા કે;—" મહારાજ. કોણ જાણે કયા કારણને લીધે મગધના સૈનિકોએ યુદ્ધ કરવાનું કામ એકદમ બંધ કરી દીધું છે અને સર્વત્ર શાંતિ વ્યાપી ગઈ છે ! "

આ કારણ તે દૂત જ જાણતો નહોતો એમ નહોતું, પરંતુ રાજકુમાર ચંદ્રગુપ્ત તથા રાજા સમરકેતુ પણ જાણતા નહોતા, પણ મહા બુદ્ધિમાન ચાણક્ય તરત જ તેનું કારણ જાણી લીધું.

ત્યાર પછી લગભગ અર્ધાક કલાકે કૌશિકે આવીને તેમની આગળ બધો વૃત્તાંત વિદિત કરી દીધો. ચાણક્યે તેના મુખેથી સાંભળ્યું કે, સેનાપતિ રૂદ્રપાલ અસંખ્ય સૈન્યસહિત નદીમાં તણાઇ જવાથી, બાકીના સૈનિકો નદીના કિનારાપરથી છાવણી ઉઠાવી લઇને પાટલિપુત્ર તરફ પાછા હઠી ગયા છે.



# પ્રકરણ ૧૦ મું

## વફાદાર જાસૂસ ચંડની ચાલાકી !

આવો પાઠક ! આપણે અત્યારે એકવાર ગર્વિષ્ટ મગધરાજ ધનનંદની છાવણીમાં પ્રવશ કરીને. ત્યાંની સર્વે વ્યવસ્થાનું અવલોકન કરી આવીએ.

મગધરાજ નંદે પ્રથમ જણાવેલી વનભૂમિની પાસેના એક સપાટ પ્રદેશમાં પોતાના સૈન્યને એકઠું કર્યું હતું. આમ કરવાનો તેનો હેતુ એવો હતો કે, જો રૂદ્રપાલના સૈનિકો વિજયી થઇને મલયપૂર રાજધાનીમાં પ્રવેશ કરી શકે તો, તેને પોતાને બીજી બાજૂથી તે નગરપર હલ્લો કરવાની કાંઈ પણ જરૂર રહેશે નહિ અને સરળતાથી મલયપૂરનો રાજ્યાધિકાર પ્રાપ્ત કરી શકાશે.

આ પહેલાં તેણે પોતાથી કેટલેક દૂર આવેલા પહાડી સૈનિકોના વનમાં કેટલાક છૂપા જાસૂસોને મોકલી આપ્યા હતા. તેમણે આવીને તેને એવા સમાચાર આપ્યા કે;—" રાજધાનીમાં પ્રવેશ કરવાનો કોઈ પણ માર્ગ જ એ બાજૂએ મળી શકતો નથી. ચારે બાજૂએ ઉંચા ઊંચા પર્વતો આવેલા હોવાથી તેમજ ભયંકર જંગલ છવાયલું હોવાથી તેઓ કોઇ સરળ માર્ગ મળતો જ નથી. વળી અમને એક કઠિયારાપર સહજ શંકા આવવાથી તેને આપની સમક્ષ લઈ આવ્યા છીએ. ઘણું કરીને તે મલયપુરનો નિવાસી હોય તેવું અનુમાન થઈ શકે છે. કદાચિત્ તે કોઈ ગુપ્તચર—જાસૂસ પણ હોય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ જ નથી. માટે આપણે તેની બરાબર તપાસ કરવી જોઇએ."

મગધરાજે તરત જ તે કઠિયારાને પોતાની સન્મુખ હાજર કરવાની આગંતુક અનુચરને આજ્ઞા આપી. તે અનુચરે છાવણીમાંથી બહાર આવીને તે કઠિયારાને રાજા પાસે રજૂ કરી દીધો.

તે કઠિયારાનો પોશાક ઘણો જ મલિન હતો. તેની મલિન આકૃતિ જોતાં પણ એમજ જણાઇ આવતું હતું કે, તે જાણે નિત્યનો દુઃખી તેમજ પીડિત હોયની ! મહારાજ મગધપતિએ તેને સંબોધીને ઘણા જ કર્કશ તેમજ કઠોરસ્વરથી કહ્યું કે;—" અરે ઓ હતભાગિ મનુષ્ય તું કોણ છે ?"

કઠિયારાએ શુષ્ક મુખથી તેમજ રુક્ષતાથી ઉત્તર આપ્યું કે;— " રાજરાજેશ્વર ! આપની સન્મુખ મારી કર્મકથા કહેવાનું સાહસ મારાથી

થઈ શકતું નથી. હું અતિદરિદ્ર છું, ઘણો જ ગરીબ છું. હા—એક વખત મારી સ્થિતિ અવશ્ય ઘણી જ સારી હતી, પરંતુ કાળના વહન સાથે તે સ્થિતિ તદ્દન બદલાઈ ગઇ છે. અત્યારે મારા ઘરમાં ખાવાને માટે એક દિવસનું અનાજ પણ નથી. અત્યારે મારી પહેલાંના જેવી ઉચ્ચ સ્થિતિ નથી, માટે આ જંગલનાં લાકડાં વેચીને હું મારૂં ગુજરાન ચલાવું છે. આ સિવાય મારો બીજો કોઇ ધંધો જ નથી."

મગધેશ્વરે કહ્યું:—"તે માટે તું કશી ચિંતા કરીશ નહિ. હું તને આ ભિખારી અવસ્થામાંથી એક ધનવાન પુરુષ બનાવી દઈશ. ફકીરમાંથી અમીર બનાવીશ. મારા ખજાનામાં દોલતની કશી ખામીજ નથી. હું તેમાંથી તને મ્હોંએ માગી દોલત આપીશ. તારી ગરીબાઇનો નાશ કરી તને એક વૈભવશાળી વ્યક્તિ બનાવીશ. પણ હા—તેમ કરતાં પહેલાં તું મારૂં એક કાર્ય કરી આપીશ કે?"

"કયું કાર્ય મહારાજ, સેવકથી બની શકશે તો આપનું કાર્ય કરી આપવામાં તે કદાપિ પાછો હઠશે નહિ." કઠિયારાએ કહ્યું.

"જ્યારે આ જંગલપર તારી આજીવિકાનો આધાર રહેલો છે, ત્યારે તો તું જંગલના બધા રસ્તાઓનો સારો માહિતગાર હોવો જોઇએ. અહીંથી મલયપૂરમાં પ્રવેશ કરવાના માર્ગને પણ તું સારી રીતે જાણતો હોઇશ ખરૂંને વારૂ?"

"હા—મહારાજ આપની એ વાર્તાને હું નાકબુલ કરવા ઇચ્છતો નથી."

"ત્યારે તું એવો કોઈ સરળ માર્ગ બતાવી આપીશ કે જે દ્વારા અમે સત્વર રાજધાનીમાં પ્રવેશ કરીને અમારો અધિકાર જમાવી શકીએ તથા રાજા સમરકેતુના રાજમહાલયપર અમારી વિજયી ધ્વજા ફરકાવીને અમારા નામનું જ્યોચ્ચારણ કરી શકીએ?"

"હા—મહારાજ, હું તેવા સરળ માર્ગો એક નહિ પણ અનેક જાણું છું, પરંતુ મારાથી તે બતાવી શકાશે નહિ. આપનો ગમે તેટલો આગ્રહ હશે છતાં પણ એ કાર્ય મારાથી તો કદાપિ બની શકશેજ નહિ."

"અરે! હતભાગિ કઠીયારા! હું તને ફકીરમાંથી અમીર બનાવીશ, રંકમાંથી રાજાની પદવીએ ચઢાવીશ, માટે ચાલ તું અમને એ માર્ગ સત્વર બતાવી આપ."

"નહિ મગધપતિ! લક્ષ્મીની લાલચથી હું રાજદ્રોહી થવા ઇચ્છતો નથી. એવું પાપજન્મ કાર્ય કરીને ગરીબમાંથી તવંગર થવાની

અથવા તો મોટી પદવી મેળવવાની મારી ઇચ્છા જ નથી.”

“અરે દુર્ભાગી મનુષ્ય! લક્ષ્મી ચાંલ્લો કરવા આવે છે, તેનો ઠોકર મારીને શા માટે અનાદર કરે છે. એક સાધારણ માર્ગ બતાવવાથી તારાપર રાજદ્રોહનો આરોપ કદાપિ મૂકાવાનો નથી જ. તેમ જ અમે આ માર્ગ તેં અમને બતાવ્યો છે, એમ કોઇ પણ સ્થળે જાહેર કરવા ઇચ્છતા નથી, માટે ચાલ અને માર્ગ બતાવી આ ગરીબીના ભયંકર દુ:ખમાંથી મુક્ત થા. એક સાધારણ કાર્ય કરી આપવામાં આવે બીકણ કેમ બની જાય છે? મનુષ્ય પોતાના સ્વાર્થને માટે ગમે તે કરવાને સ્વતંત્ર છે. તું વિચાર કરી જો કે, આ કાર્યના પરિણામે તારી સ્થિતિનું કેવું પરિવર્ત્તન થઈ શકે તેમ છે? જો તું અમને આ કાર્યમાં ઘટતી સહાય આપીશ તો હું તને પચાસ હજાર સોનામોહોરો ઈનામ આપીશ તેમજ મારા રાજ્યના એક ઉચ્ચ અધિકારીની માનવંતી પદ્વીપર તારી સ્થાપના કરીશ. હજી પણ વિચારી જો, સમયને સંભાળી જો. મારા જેવો આટલુંબધું ઈનામ આપનાર તને કોઈ નહિ જ મળે એ ચોકસ યાદ રાખજે. જો તારો દિવસ ધેર હોય, તું પોતે પોતાની ઉન્નતિ કરવા ઇચ્છતો હોય. દરિદ્રતાની ગહનગર્ત્તામાંથી વિલાસના શિખરપર આવવાની ઉત્કંઠા રાખતો હો, તો મારા આ કાર્યને સંપૂર્ણ કરી આપ. એક સામાન્ય કાર્યના બદલામાં આટલું બધું ઇનામ મળે છે, તેનો અનાદર ન કર. આ મુદ્રાઓથી તારૂં અને તારા સમગ્ર કુટુંબનું જીવનપર્યંત પાલન થઈ શકશે અને તારા નસીબમાંથી આ જંગલનાં લાકડાં કાપવાનું ભયંકર દુ:ખ સદાને માટે ટળી જશે. માટે હજી કહું છું કે મારી માગણીનો સ્વીકાર કર અને આ અખૂટ દોલતને તારા કબ્જામાં મેળવવાની કોશશ કર.”

“કદાપિ નહિ, મગધરાજ! મારાથી તેમ કદાપિ નહિ બને! એવી એક સાધારણ સોનામોહોરોને માટે હું ભયંકર દેશદ્રોહી કિંવા રાજદ્રોહી થઈ શકીશ નહિ. લક્ષ્મી કોઇને ત્યાં અવિચળ રહી નથી અને રહેવાની પણ નથી, માટે જે ક્ષણભંગુર છે, નાશવંત છે, અરે ક્ષણમાત્રમાં વાયુના ગોળાની પેઠે નષ્ટ થાય તેમ છે, તેવી માયાવિની લક્ષ્મીમાં મુગ્ધ થઇને હું વિશ્વાસઘાતકતાનું મહા ભયંકર પાતક વ્હોરવા માગતો નથી. પાપથી, અન્યાયથી અને દગાબાજીથી મેળવેલું દ્રવ્ય મનુષ્યને નરકમાં ઘસડી જાય છે, અરે મનુષ્યના મનુષ્યત્વને નષ્ટ કરીને શયતાનના ભીષણ ચક્રમાં સપડાવી દે છે! જે કાર્ય નિંદનીય છે, જેને

સમસ્તવિશ્વ વખોડે છે, તેવું પાપમય કર્મ કરવાની તેમજ દ્રવ્ય મેળવવાની મારી મનોદેવતા મને સાફ ના પાડે છે. હું તેવા એક અધમ કાર્યથી દ્રવ્ય મેળવીને મારા ધર્મને નષ્ટ કરવા ઇચ્છતો નથી. આ દેહ જાય, ભૂખથી શરીર તદ્દન સૂકાઇ જાય તો તેની પણ મને પરવાર નથી. મારી જન્મભૂમિની સ્વાધીનતાનો લોપ કરનારા નરાધમ અને નરપિશાચ તરીકે આખા જનસમુદાયમાં કલંકિત થઇને તેવી તુચ્છ લક્ષ્મીને પ્રાપ્ત કરવાની મારી ઇચ્છા નથી. જો કે હું મહારાજ સમરકેતુની આજ્ઞાથી કોઇ પણ કારણવશાત્ મારા એક સામાન્ય અપરાધના યોગે મારી જન્મભૂમિમાંથી–મલયપૂરમાંથી દેશનિકાલ થયો છું, મારૂં સર્વસ્વ તેમની આજ્ઞાથી લૂટાઈ ગયું છે, એ અપરાધના બદલામાં મારા આંગળાં કાપી નાંખવામાં આવ્યા છે, મારાં સ્ત્રી–પુત્રો આશ્રયહીન અવસ્થામાં આહાર વગર ભૂખનાં માર્યાં ટળવટી રહ્યાં છે–જંગલેજંગલમાં ભટકી રહ્યાં છે, તે બધું મેં સહન કરી લીધું છે. પરંતુ હું દેશદ્રોહી થવા ઇચ્છિતો નથી. મહારાજ ! મને ક્ષમા કરો. એવા અધર્મના કાર્યથી મુક્ત કરો ! ”

“ પામર અને બુદ્ધિહીન માનવ ! તને તારા હિતનો જરા પણ ખ્યાલ આવતો નથી ? જે રાજાએ તારાપર આવા ભયંકર જુલ્મો ગુજાર્યા છે, તને માર્ગનો ભીખારી બનાવ્યો છે, અરે તારાં આંગળાં પણ છેદી નાંખ્યાં છે, તે રાજાના વૈરનો બદલો લેવાની તારા મનમાં બિલ્કુલ વાસના જ થતી નથી, એ જોઇને મને ઘણી જ અજાયબી થાય છે ? મને લાગે છે કે, તું ભીરુ છે, કાપુરુષ છે. અરે બાયલો છે ! નહિ તો શત્રુના પ્રતિ આવી દર્શાવે ખરો કે ? અધમ ! હજી પણ તને એક વાર કહુંછું કે, મારા જેવી આટલી મોટી રકમ ઇનામ તરીકે આપી દે, તેવો કોઈ પણ મનુષ્ય તને મળશે નહિ. અભાગિયા જીવ ! હજી પણ તું તારા પોતાના હિતને વિચારી જો. વિશ્વાસઘાતક કે અધર્મ પરાયણ આદિ આ વિશ્વનાં મનુષ્યોની કલ્પી કાઢેલી કલ્પનાઓ જ છે, માટે કહું છું કે, તું મારી આ માગણીનો સ્વીકાર કર. જો સમજાવ્યાથી નહિ માને તો પછી અત્યાચાર ચલાવવો પડશે. તારા શરીરપર ભયંકર માર મારવો પડશે અરે ! રીબાવીને ઠાર કરવો પડશે ! માટે ચાલ, સત્વર તે માર્ગ બતાવી આપ ! ”

“ મહારાજ ધનનંદ ! આપના એ અત્યાચારને હું સહન કરીશ, પણ દેશ દ્રોહીતો નહિ જ થાઉં ? આપ મને કાપુરુષ ધારતા હો તો તેની પણ મને પરવાહ નથી. હું મારા ન્યાયી રાજાનું અનિષ્ટ કરવાથી

બિલ્કુલ નારાજ છે. તેમણે મને જે શિક્ષા કરી છે; તે યોગ્ય જ છે. મારા અપરાધની સજા આપવામાં તે ન્યાયી નૃપાળે કોઈ પણ પ્રકારનો જુલ્મ આપ્યો જ નથી. હું પણ આપને કહું છું કે, મારા જેવો આપને તેવા મોટાં ઇનામનો અસ્વીકાર કરનાર પુરુષ પણ નહિ મળે. મારૂં હિત હું સારી રીતે જાણું છું. રાજનિષ્ઠા અને દેશ સેવા એ જ મારૂં કર્ત્તવ્ય છે. ભલે હું એક બુદ્ધિહીન કઠિયારો છું, પરંતુ મારૂં મૂળ કુળ ખાનદાન છે. હું કુળવાન વંશનો પુત્રછું. તેથી આવું શયતાનને પણ શર્માવે છે તેવું કાર્ય કરવાની મારી ભાવનાજ નથી. અરે ! આપતો પચાસ હજાર મોહોરો આપવાનું કહો છો, પણ કદાચ ઈંદ્રાસન મળતું હોય તોં પણ શું થયું ? તેવા પાપથી મેળવેલા ઇન્દ્રાસનને પણ હું ધિક્કારનારો છું. આપને મારા પર જે કાંઇ જુલ્મો ગુજારવા હોય તે ઘણી જ ખુશાથી ગુજારો, પણ હું ધર્મભ્રષ્ટ તો નહિ જ થાઉં ! ”

કઠિયારાની આવી એકાગ્રતા તથા દઢતા ભરેલી વાર્તા સાંભળીને મગધરાજ ધનનંદે બે પહેરેગીરને બોલાવીને આજ્ઞા કરી કે;—સિપાહીઓ ? આ દુષ્ટને આ વૃક્ષ સાથે બાંધીને તેના શરીરપર એક સરખો માર મારવા માંડો. ”

ગુપ્તવેશી કઠિયારો આવી આજ્ઞાથી તેમજ પોતાના માટે નિર્માયલા દંડવિધાનથી ભયભીત થઇને મગધપતિનાં ચરણો આગળ બેસીને રડતો રડતો કહેવા લાગ્યો કે;–મહારાજ ! આ અશક્ત શરીરપર ચાબૂકનો માર સહન થઈ શકશે નહિ. હું આપનો દાસાનુદાસ છું. આપ મને જે આજ્ઞા આપશો તેને હું ઘણી જ ખુશીથી અમલમાં મૂકી બતાવીશ.

મહારાજે તેનાપર અત્યંત સંતુષ્ટ થઇને, પહેરેગીરોને કહ્યું કે;– “ આને હમણાં નજરબંદી કરી રાખો.

ત્યાર પછી કઠિયારાને ઉદ્દેશી કહ્યુ કે;–“ જો તારી સહાયતાથી અમે અમારા કાર્યમાં સફળતા મેળવી શકીશું, તો તારા ભાગ્યનું તદ્દન પરિવર્તન કરી આપીશ. તને મારા રાજ્યનો એક અધિકારી બનાવીશ. તું અમારી સાથે આવીને તે ગુપ્ત માર્ગ બતાવવાને તૈયાર છે ખરો કે? ”

તે કઠિયારાએ ઉત્તર આપ્યું કે;–“ હું તૈયાર છું એ ખરૂં, પરંતુ રાજરાજેશ્વર ! ત્યાં આગળ જતાં માત્ર વાંધો એ આવે છે કે જે માર્ગ દ્વારા આપણે મલયપુર જવાનું છે, તે માર્ગપર રાજા સમરકેતુએ પાંચ હજાર બળવાન પહાડી સૈનિકોને યુદ્ધ કરવા માટે પ્રથમથી જ ગોઠવી રાખ્યા છે, એટલે આપણું કાંઈ પણ બળ બળ ચાલી શકે તેમ નથી

તે સૈનિકો પહાડપરની કન્દારામાં એવી રીતે ગોઠવાયલા છે કે, જેવું આપનું સૈન્ય ત્યાં આગળ જશે કે, તેઓ ઉપરથી જ મોટા મોટા પત્થરો ફેંકવા માંડશે અને તેના યોગે આપનું આખું સૈન્ય છૂંદાઇ જશે. વળી તે સ્થાનપણુ ઘણું જ સંકટમય છે ! દિવસના ભાગમાં આપ ત્યાં જશો કે, તરત જ તેઓ ઉપરથી ઝેરી તીર ફેંકવા માંડશે તથા ઉપરથી તીર ફેંકવાની તેમને ઘણી જ સરળતા થઈ પડે તેમ હોવાથી આપના સૈન્યનો નાશ થવામાં જરા પણુ વિલંબ લાગશે નહિ. હવે જો આપણા સૈન્યના સૈનિકો નીચે ઉભા હોય અને તેઓ ઉપરથી તીર તથા પત્થરા ફેંકવા માંડે તો આપણા સૈન્યની દશા શી થાય તથા તેમનો માર ક્યાં સુધી ઝીલી શકાય, તેનો વિચાર આપ પોતે જ કરી જૂઓ. આપના જેવા સાક્ષાત્ પ્રજ્ઞાવતારને તે સંબંધમાં વધારે સમજાવવાની મારા જેવા ક્ષુદ્ર મનુષ્યમાં લેશમાત્ર પણુ શક્તિ જ નથી."

મગધપતિ ધનનંદ કઠિયારાની આવી યુક્તિયુક્ત વાર્ત્તા સાંભળીને અત્યંત આનંદિત થયો. તેણે હર્ષિત ચિત્તથી પહેરેગીરને કહ્યું કે;—"તમે અત્યારે આને જમવાની તથા રહેવાની યોગ્ય વ્યવસ્થા કરી આપો. સાંઝે હું એને પાછો બોલાવીશ."

સંધ્યા થતાં પહેલાં થોડીવારે એક જાસૂસે આવીને મગધરાજને ખબર આપી કે;—"નદીમાં અચાનક મોટું પૂર આવવાથી સેનાપતિ રૂદ્રપાલ અસંખ્ય સૈનિકો સહિત તણાઈ ગયા છે અને આખા સૈન્યમાં મહા ખળભળાટ જાગી ઉઠયો છે !

આ સમાચાર સાંભળીને રાજા ધનનંદ ઘણો જ ગભરાઇ ગયો. પરંતુ પરમાત્માપર ક્રોધ કરવાથી કશું પરિણામ આવી શકતું નથી. મગધપતિએ તરતજ તે સમાચાર લાવનાર દૂતને કહી દીધું કે;—"શોણભદ્રને હું રૂદ્રપાલની જગ્યાએ સેનાપતિ તરીકે નીમું છું. કાલે સવારમાં મગધનું મોટું લશ્કર લઇને જો મલયપૂરને પોતાના કબ્જામાં નહિ મેળવી શકે તો હું તેને ભયંકર સજા કરીશ અથવા તો મરણને સ્વાધીન બનાવીશ." રાજદૂત આ આજ્ઞા સાંભળીને તરત જ પોતાના સ્થાન તરફ વિદાય થયો.

અકારણથી સૈન્યના તથા સેનાપતિના મરણના સમાચાર સાંભળીને રાજા ધનનંદ ઘણોજ વ્યાકુળ બની ગયો. સંધ્યા પછી તેણે છૂપા માર્ગની મદદથી મલયપૂરપર હલ્લો કરવાનો દૃઢ નિશ્ચય કર્યો અને ત્યાર પછી પેલા કઠિયારાને બોલાવી મંગાવ્યો.

કૃષ્ણપક્ષની રાત્રિના પહેલા બે પ્રહર વીતી જવાથી ભયંકર અંધકાર વ્યાપી ગયો હતો. આથી તે અંધકારની સહાયતાથી મગધરાજે મલયપૂર રાજધાનીને પોતાના કબ્જામાં લઇ લેવાનો મક્કમ વિચાર કર્યો અને પોતાની અસંખ્ય સેનાસહિત, પેલા કઠિયારાને સાથે લઇને તે અંધકારવાળા પહાડી માર્ગમાં પ્રવેશ કર્યો.

તે પહાડની એક કન્દરા આગળ એક ઘણી જ સાંકડી જગ્યા આવી હતી, ત્યાં આવીને મગધપતિ ધનનંદે શંકાશીલ મનથી તે કઠિયારાને ઉદ્દેશીને કહ્યું કે;–"કઠિયારા! રાજમહાલયમાં જવાનો માર્ગ ક્યાં આગળ આવેલો છે વારૂ?"

"મહારાજ! જરાવાર સબૂર કરો, હું તે માર્ગમાં પહાડી સૈન્ય છે કે નહિ, તેની તપાસ કરીને હમણાં જ પાછો આવું છું." આમ કહીને તે કઠિયારો સ્હામેના જંગલ તરફ ચાલ્યો ગયો.

પરંતુ શંકાશીલ ધનનંદે તરત જ બે સૈનિકોને તેની પાછળ મોકલી આપ્યા. પરંતુ ઘોર જંગલમાં દાખલ થયા પછી કઠિયારો અચાનક તે સૂચીભેદ્ય અંધકારમાં અંતર્ધાન થઇ ગયો.

બરાબર એજ વખતે બીજો એક ભયાનક બનાવ બન્યો! મગધરાજ અત્યારે તે સાંકડા માર્ગનો અર્ધક ભાગ ઓળંગી ગયો હતો અને માગધી સૈન્ય પણ તે માર્ગમાં પ્રવેશ કરવાની વાટ જોતું હતું. પરંતુ તેઓ જે માર્ગેથી તે કન્દરામાં આવ્યા હતા, તે કન્દરાનો માર્ગ તેમની જાણમાં રહ્યો નહોતો. તેમની જમણી અને ડાબી બન્ને બાજૂએ બે મોટા મોટા ઘણા જ વિસ્તારવાળા રસ્તા આવેલા હતા, જેથી કયે માર્ગે પાછું વળવું જોઇએ, તેનું પણ તેમને ભાન રહ્યું નહોતું.

આ સમયે પર્વત પરથી ધીમે ધીમે પત્થરનો વરસાદ વર્ષવા લાગ્યો. મોટા મોટા પત્થરાએ પર્વત પરથી નીચે પડીને સેનાની સ્હામેનો અને પાછળનો માર્ગ બંધ કરી દીધો. આથી માત્ર પાંચ સાત સૈનિકોને સાથે લઇને મગધરાજ તે આફતવાળા સાંકડા માર્ગમાં પ્રવેશ કર્યો. આ સમયે તેને પોતાના અત્યંત ગર્વ અને આત્મગરિમાનું શોચનીય ફળ મળી ચૂક્યું. તેને જણાયું કે, પોતે કરેલા જુલ્મો, અનાચારો અને ભયંકર ગુન્હાઓનું જ અત્યારે આવું માઠું પરિણામ ભોગવવું પડે છે! તેના ગર્વના અત્યારે ચૂરે ચૂરા થઇ ગયા.

પર્વતપરથી તે ભયંકર અંધારામાં વર્ષાદની ધારાઓ પેઠે સતત પત્થરની વૃષ્ટિ થવા લાગી. તેની અસંખ્ય સેના મરવા લાગી. સૈન્યમાં

ભયંકર હાહાકાર વ્યાપી ગયો. કેટલાક સૈનિકો " માર્યા " " બચાવો અરે કોઈ બચાવો " " આવી અસહ્ય પીડા ક્યાંથી આવી ? " અરે પ્રભુ ! અમને આ દુઃખમાંથી ઉગારી લે, તારા વિના અમારો કશો આધાર નથી !" " રાજન્ ! હવે આફતમાંથી અમારો ઉગારો થાય એવો કોઈ ઉપાય શોધી કાઢો, અમારાથી આ દુઃખ વેઠી શકાતું નથી." ઈત્યાદિ શબ્દોનું ઉચ્ચારણ કરીને મહાત્રાસજનક ચીત્કાર કરવા લાગ્યા. કેટલાકનાં માથાં છૂંદાઈ ગયાં, કેટલાકના પગ લંગડા થઇ ગયા, કેટલાકના હાથ તૂટી પડ્યા અને કેટલાકો શિલાતળે દબાઇને સદાને માટે કાળના કોળીયા બની ગયા. જ્યાં થોડીવાર પહેલાં નંદનકાનનની શોભા આપનારૂં રમ્યવન હતું, ત્યાં ભીષણ સ્મશાન થઈ ગયું. લોહીની ધારાઓ વ્હેવા લાગી મનુષ્ય હત્યાનો ભયંકર મામલો મચી ગયો. છતાં નિષ્ઠુર નંદ સૈનિકોપર ગાળોનો વર્ષાદ વરસાવતો કહેવા લાગ્યો કે;—" અરે ઓ પાપી અને લૂણહરામી સૈનિકો ! તમારા રાજાના વિજય પ્રસંગે આવા અમંગળ સૂચક શબ્દો બોલતાં તમને જરા પણ શર્મ નથી આવતી ? શું તમે બધા નામર્દ અને બાયલા બની ગયા છો ? ઊઠો. કમર કસીને તૈયાર થાઓ અને શત્રુના પ્રબળ વેગને અટકાવવાની કોશિશ કરો. આ પ્રસંગ રોદણાં રડવાનો નથી, વીરહાક ગજાવી શત્રુને પાયમાલ કરવાનો છે. જરા સહનશીલ થાઓ. યુદ્ધ કરતી વેળાયે અમને દુઃખ થાય છે' એવા શબ્દો ઉચ્ચારતાં તમારી જીભ કેમ નથી કપાઇ જતી? તમારા શરીરપર વજ્રપાત શા માટે નથી થતો ! શયતાનો તમારી લવારીને ચૂપ કરી જે થાય તે જોયા કરો."

આ સાંભળીને એક સાહસિક સૈનિક મહારાજ ધનનંદની સ્હામે આવીને વીરતાસૂચક શબ્દોથી કહેવા લાગ્યો કે;—" અભિમાની રાજા, આવા કટાકટીના પ્રસંગે પણ તમારૂં ધૈર્ય નષ્ટ થયું છે, એ જોઇને અમને ઘણી જ શર્મ આવે છે. અત્યારે સૈન્યપર જે અત્યાચાર થઈ રહ્યો છે, તેનો જરા વિચાર કરી જૂઓ. એક તો બિચારા દુઃખથી અધમુઆ બની ગયા છે અને તે વેળાયે તમે આવા ઉપાલંભો આપો છો, એ રાજનીતિથી સર્વથા વિરુદ્ધ છે ! હું નથી સમજી શકતો કે, કઈ દુષ્ટ વાસનાએ તમને આવા વિચાર શૂન્ય બનાવી દીધા છે ? અત્યારે તો શત્રુના પક્ષને હરાવવાની કોશિશ કરવાની જરૂર છે. સૈનિકોને નિરાશ અને નિરુત્સાહી બનાવવાની જરૂર નથી. જો તેમ છતાં પણ અવિચારથી તેવાં પગલાં ભરશો તો હેરાન થશો, વિના મોતે માર્યા જશો. હું રાજ્યનો વફાદાર નોકર છું, તેથી જ આવાં સાચાં વચનો આપને કહેવાને

સાહસી થયો છું, માટે હજી પણ મારૂં કહેવું માની સૈનિકોને આશ્વાસન આપો. જો તેમ કરશો તો જ આ ઘોર યુદ્ધમાં ફતેહ મેળવી શકશો, અને નહિ તો આ સ્થળે અમે આ ક્ષણેજ શત્રુના બંદીવાન બનશો. સત્ય વાર્ત્તા કહેવી અને માલિકને બચાવવો એજ મારો ઉદ્દેશ છે અને તેથી જ હું આ વચનો કહું છું."

"નાલાયક, નરાધમ! એ બધી શીખામણ આપવાનું કામ તારૂં નથી, હું પોતે બધું સારી રીતે જાણી શકું છું. તને મારો ઘણા વર્ષનો જૂનો નોકર જાણીને અત્યારે માફી આપું છું. પણ જો તારી જગ્યાએ બીજો કોઇ નોકર હોત તો તેને ક્યારનોય મરણના મ્હોમાં ધકેલી દીધો હોત. જા—હમણાં ને હમણાંજ મારા સૈન્યમાંથી ચાલ્યો જા, હવે તારૂં કાળું મોઢું મને બિલકુલ બતાવીશ નહિ તારા જેવા સ્વામીદ્રોહી અને લૂણહરામી નોકરોની મને જરા પણ જરૂર નથી."

"મદાંધ ભૂપાળ! આ સરાસર અન્યાય થાય છે. ન્યાયના પુષ્પને અત્યાચારના આઘાતથી છૂંદી નંખાય છે! મારા કહેવાના આશયને સમજ્યા સિવાય તમે આ કેવળ ગેરઇન્સાફ જ આપ્યો છે! હું આ રાજ્યનો જૂનો અને વફાદાર નોકર છું, માટે હજી પણ કહું છુ કે, મને વિના કારણ મારી નોકરીથી બરતરફ ન કરો. તમારા આ જુલ્મનું ફળ તમારે થોડા જ વખતમાં ભોગવવું પડશે. અત્યારે તમારી બુદ્ધિનો ક્ષય થયો હોય તેમ જણાય છે, નહિ તો આવો ગેરઇન્સાફ આપવાનું સાહસ તમે કદાપિ કરો જ નહિ! પણ રાજા! એક વખત મારાથી કદાચ કાંઈ અપરાધ થયો હોય, તો પણ તેની તમારે માફી જ આપવી જોઇએ. અત્યારનો સમય એવો છે કે, જો તમે સૈનિકોને ઉશ્કેરી મૂકશો તો તમારે અવશ્ય ભારી હાર ખાવી પડશે અને દુશ્મનના હાથમાં બન્દીવાન પણ બનવું પડશે."

"જા પાપાત્મા, હજી પણ કહું છું કે, એક અક્ષર પણ બોલ્યા વિના મારી આગળથી ચાલ્યો જા. નહિ તો મરણને વશીભૂત થવું પડશે. હું હવે તારી એક પણ વાત સાંભળવા માગતો નથી, માટે અહીંથી સત્વર ચાલ્યો જા. અને તારૂં કાળું મોઢું દૂર લઇ જા."

રાજાને અત્યંત ગુસ્સે થયેલો જોઇને તથા વિના વાંકે પોતાને આવી રજા મળેલી જાણીને તે વીર સૈનિક તરત જ ત્યાંથી રાજા સમરકેતુના સૈન્ય તરફ ચાલ્યો ગયો અને ત્યાં ગયા પછી છુપી રીતે ત્યાંની બધી તપાસ કરીને પાછો મગધરાજના સૈન્યમાં આવી મળ્યો. તેણે મગધપતિને ત્યાંની બધી બીના જણાવી, પણ મગધપતિએ તેની

વાતપર બિલ્કુલ ભરોસો ન લાવતાં તરત જ તેને પોતાના લશ્કરમાંથી બહાર ચાલ્યા જવાની આજ્ઞા આપી દીધી. આથી તે બિચારો નિરાશ થઇને પોતાના ઘર તરફ રવાના થયો.

બીજી બાજૂએ રાજા ધનનંદનું સૈન્ય પર્વતપરથી પડતા પત્થરોથી છૂંદાવા લાગ્યું. સૈનિકોનો મોટો ભાગ છૂંદાઈ ગયો. આ જોઇને મગધરાજ ધનનંદે વિચાર્યું કે, " આ બધું કારસ્થાન તે કઠિયારાનું જ રચેલું હોવું જોઇએ. અવશ્ય તે દુશ્મનના પક્ષનો કોઈ છૂપો જાસૂસ હશે, નહિ તો આમ અચાનક આવો ભયંકર બનાવ બને જ નહિ. તે પાપીએ વિશ્વાસ-ઘાતકતા કરીને આ સાંકડા તથા અજાણ્યા માર્ગમાં દાખલ કરાવીને આવી ખુવારી કરાવી છે. પણ ફિકર નહિ, જો તે દુષ્ટ એકવાર મારા હાથમાં આવશે તો પછી હું તેના ટુકડેટુકડા કરાવીને તેના માંસથી જંગલનાં ભૂખ્યાં કોહલાં, કાગડા અને ગીધ વગેરે જાનવરોની ભૂખને મટાડયા વિના કદાપિ રહેવાનો નથી. "

વળી તે વખતે રાજા ધનનંદ અને તેનું લશ્કર એવી આફતમાં આવી પડયું હતું કે, તેમનાથી પાછા ફરી શકાય તેવો પણ કોઇ રસ્તો રહ્યો નહોતો. તેમજ રાત્રિના અંધારાનો વખત હોવાથી કાંઇ નવો બંદોબસ્ત પણ કરી શકાય તેમ હતું નહિ. કારણ કે, ત્યાંના જંગલી અને પહાડી રસ્તાઓથી તેઓ બધા તદ્દન અજાણ્યા હતા.

એવામાં બીજી એક પહાડી લશ્કરની ટુકડીએ બીજી બાજૂથી આવીને તે સાંકડા રસ્તાની ચારે તરફ હારબંધ ગોઠવાઇને પોતાની વ્યૂહરચના કરી લીધી. ત્યાર પછી તેમાંના એક જણે એક ઊંચા પત્થરની ટોચપર ઉભા રહીને કહ્યું કે;—" વીરસંતાનો ! તમે શક્તિ સ્વરૂપિણી માતાના બહાદુર સૈનિકો છો. તમારી સંખ્યા એક હજારની છે ! એથી તમે ધારો તેવું પ્રબળ કાર્ય કરવાને શક્તિમાન છો. માટે આવો—મારી સાથે આવો અને પ્રબળ વેગથી આ મગધના સૈનિકોની પાછળના ભાગમાં જઇને તેમનાપર એકદમ હલ્લો કરો તથા તે પાપાત્માઓનો ચૂરેચૂરા કરી નાખો. તેમના ઉકળતા અને તાજા લોહીથી આપણી જન્મભૂમિને શાંત કરો. આમ કરવાથી આપણે આ અભિમાની મગધ-પતિ ધનનંદને સત્વર કેદ કરી શકીશું. "

આવી ભીમ અને ભૈરવના જેવી આજ્ઞાવાણી ઉચ્ચારનાર આપણો પ્રથમનો પરિચિત ભૈરવજ હતો. ભૈરવની કઠોર આજ્ઞાનો નાદ આફતમાં આવી પડેલા રાજા ધનનંદને પણ સંભળાયો.

આ સાંભળીને તેણે કહ્યું કે;—" તમને ભગવાનના સોગન છે કે

હવે મારા સૈન્યનો ક્ષય કરશો નહિ. મારી દુર્મતિનું ફળ મને મળી ચૂક્યું છે. હું હવે તેનું પ્રાયશ્ચિત કરીશ. જો હું પોતેજ તમારા હાથનો બન્દીવાન બની જઇશ, તો આ બધી ગરબડ હમણાં જ મટી જશે. માટે હું હમણાં જ તેમ કરવાને તૈયાર છું. હું મારી આ તલ્વારનો ત્યાગ કરૂં છું. તમે મને બન્દીવાન બનાવો, પરંતુ મારી પુત્ર તુલ્ય સેનાની હત્યા ન કરો. ”

આથી ભૈરવે કહ્યું કે;-“ મગધેશ્વર ! આપની આ વાર્ત્તા સાંભળીને મને અત્યંત આનંદ થયો છે ! હવે અમે નાહક રક્તપાત કરવા ઇચ્છતા નથી. અમારી ઇચ્છા તો પ્રથમથી જ યુદ્ધ કરવાની નહોતી, પરંતુ જ્યારે આપે પ્રબળ સેના લઇને અમારાપર આક્રમણ કર્યું, ત્યારે અમારે અમારી આત્મરક્ષાને માટે આવો ઉપાય યોજવો પડયો છે ! આજે રાત્રે જ અમે આપની છાવણીપર આક્રમણ કરીને આપની બાકી રહેલી સેનાનો નાશ કરવાનો સંકલ્પ કર્યો હતો. પરંતુ જ્યારે આપે પોતાની ઇચ્છાથી જ આત્મસમર્પણ કરવાનું કબૂલ કર્યું છે, ત્યારે હવે અમારી તેવી કોઈ ઇચ્છા જ નથી. હવે અમે આપના સૈન્યપર જરા પણ અત્યાચાર ગુજારવાના નથી. જો આપ પોતેજ અમારા રાજકેદી બનો છો તો પછી અમારે આપનાં નિર્દોષ સૈન્યને પીડવાનું કશું કારણ જ નથી. અત્યારે તમારૂં સૈન્ય સર્વથા નિર્ભય છે. પણ હા, આ પહેલાં આપનો મારી એક શર્તે કબૂલ રાખીને આપના સિવાય આ સર્વે સૈન્યને હમણાં ને હમણાં જ મગધભણી વિદાય કરી આપવું જોઇશે.”

મહાદાંભિક અને અભિમાની મગધનો અધિપતિ ધનનંદ કેટલીક વાર સુધી શાંત રહ્યા પછી પાછો કહેવા લાગ્યો;—“ હું મારા હથિયાર છોડી દઉંછું તમારા શરણનો સ્વીકાર કરૂં છું અને મારા કરેલા અપરાની ક્ષમા માગું છું. તમારામાંથી કોઇ એક જણ જઇને મારી આ સંતાન સમાન સેનાને આ આપ્તવાળા માર્ગમાંથી મુક્ત કરો અને ખરો રસ્તો બતાવી આપો, એટલે તેઓ તરતજ મગધભણી રવાના થશે. જો મારા એકના પ્રાણ જવાથી મારી આ પ્યારી સેનાનું રક્ષણ થતું હોય તો હું તેમ કરવાને પણ તૈયાર છું મારાં દુષ્કર્મનો બદલો મને મળી ગયો છે. કરેલાં કુકર્મો હવે મને પૂરાં પીડી રહ્યાં છે, હાય ! જે સંસારને મેં સ્વર્ગજ માની લીધો હતો તે સંસાર મને અત્યારે સ્મશાન સમાન ભીષણ ભાસે છે ! જે માયાવી વસ્તુમાં મોહિત થઇને હું આવું ઘોર યુદ્ધ કરવાને તૈયાર ગયો હતો, તે વસ્તુ અત્યારે મને વિષ સમાન પ્રાણહારક જણાય છે ! હું મહાપાપી છું, મારા પાપોની પરિ-

સીમા જ નથી. ભયાનકતાના અવતાર રૂપ ગણાતા ભયંકર રાક્ષસો પણ મારા કરતાં હજારો વાર ઉત્તમ છે! મારાં પાપોના પરિણામે જ મારૂં અસંખ્ય સૈન્ય પાણીમાં તણાઇ ગયું છે, અને સૈનિકો ભયાનક પર્વતપરથી પડતા પત્થરો નીચે છૂંદાઇને વણમોતે માર્યા ગયા છે. અફ-સોસ કે, જેને માટે મેં આવો વિષમ રક્તપાત કર્યો, અનેક યોદ્ધા-ઓની પાયમાલી કરી અને લગભગ આખા લશ્કરનો કચ્ચરઘાણ કાઢી નાંખ્યો, તે વસ્તુ તો મારા હાથમાં આવીજ નહિ. જે વિજયની આ-શાએ મેં ગર્વથી મદોન્મત્ત બનીને મારા દેહનું બલિદાન આપવાનો પણ સ્વીકાર કર્યો, તે વિજયલક્ષ્મી મને દગો દઇને—અરે! મારા હાથમાં તાળી દઇને રાજા સમરકેતુના અધિકારમાં ચાલી ગઇ! મારો સર્વનાશ થયો! મારી સર્વ ઇચ્છા નષ્ટ થઇ, બધી ધારણાઓ ધૂળમાં મળી ગઇ! મેં મારા પ્રજાજનોનું કહેવું ન માનતાં દુર્બુદ્ધિ મંત્રી રાક્ષસની સલાહથી આ યુદ્ધ આરંભ્યું અને તેવું પરિણામ પણ તેવું જ વિષમ મળ્યું! પહાડી રાજ્યને પ્રાપ્ત કરવાની વાત તો બાજૂએ રહી, પણ મારૂં લગ ભગ અર્ધ ઉપરાંત સૈન્ય નષ્ટ થયું! અપાર દ્રવ્ય લૂંટાઇ ગયું! હાય! વિધાતા! તને આવો અન્યાય કરતાં જરા પણ શર્મ ન આવી! ધિક્કાર છે! ઓહ! મારી હવે શી દશા થશે!”

“મહારાજ! ગઈ ગુજરી વિસરી જાઓ અને કરેલાં કર્મોનું પ્રાયશ્ચિત ભોગવવાને પુનઃ તૈયાર થાઓ. ચાલો હવે તમારી સ્વતંત્ર-તાનો સમય ભરાઇ ચૂકયો છે, માટે બંદીવાન બનવાને તૈયાર થાઓ.” આમ કહીને ભૈરવે તરતજ મહાગર્વિષ્ટ, અસીમ પરાક્રમશાલી મગ-ધપતિ ધનનંદને બન્દીવાન બનાવીને એક ગુપ્ત માર્ગદ્વારા મલયપૂર નગરમાં મોકલી આપ્યો, ત્યાર પછી પહેરેગીરોથી રક્ષાયલા એક ઓર-ડામાં બંદીવાન બનાવીને, ભૈરવે મંદાકિનીને તે સમાચાર પહોંચાડી દીધા. મંદાકિની આથી અત્યંત પ્રસન્ન ગઇ અને છેણે આખા શહેરમાં એ વાત ફેલાવી દીધી.

પાઠક! પૂર્વોક્ત કઠિયારાને આપ ઓળખી શકયા છો ખરા કે? જો કદાચ ન ઓળખી શક્યા હો તો અમે આપને જણાવીશું કે, એ કઠિયારાને લીધે જ અસીમપરાક્રમશાળી મહારાજ ધનનંદ આજે સમરકેતુના બંદીખાનાનો બંદીવાન બની શકયો હતો. એ કઠિયારો આપણો પૂર્વ પરિચિત ચંડ ઽવના બીજો કોઇજ નહોતો,”

# પ્રકરણ ૧૦ મું.



## નવીન કારસ્થાન!

મંદાકિનીની આજ્ઞાથી ભૈરવ, પ્રથમ જણાવેલા પહેરેગિરોથી રક્ષાયલા ઓરડામાંથી ઘણાજ સન્માનની સાથે મગધપતિ ધનનંદને એક નિર્જન, પણ અતિ સુંદર અને શોભાયમાન ઓરડામાં લઈ ગયો. ઉંચી ઉંચી દીવાલોથી વિંટાયલા એક સુશોભિત ઉદ્યાનમાં એક શ્વેત પત્થરનું બંધાવેલું સુરમ્ય મકાન હતું, તે મકાનના એક સુસજ્જિત ઓરડામાં લઈ જઈને ભૈરવે ઘણાજ માનસહિત મગધેશ્વરને ઉદ્દેશીને કહ્યું કે;—" મહારાજ ! અમે આપની સ્વાધીનતાને નષ્ટ કરીછે, પરંતુ આપનું રાજસન્માન નષ્ટ કરવાની અમારી ઇચ્છા નથી. આ ઓરડામાં હમણાં આપને નજરબંદી રાખવામાં આવશે. એ ઉપરાંત અમારા રાજાની આજ્ઞા પ્રમાણે આપના સંબંધમાં અમે બનતી સર્વ સગવડો કરી આપીશુ."

તે ઓરડાની ચારે તરફ પ્રહરીઓ પહેરો ભરી રહ્યા હતા અને તેઓ ત્યાં આગળ મક્ષિકાને પણ પ્રવેશ કરવા દેતા નહોતાં. ઓરડાને સારી શૃંગારવામાં આવ્યો હતો અને મગધરાજને વૈભવ મળી શકે તેવાં સર્વ સાહિત્યોને ત્યાં આગળ નિયમસર ગોઠવવામાં આવ્યાં હતા.

ઘોર રાત્રિ હતી, ચારે બાજૂએ સૂચીભેદ્ય ભયંકર અંધકાર છવાઇ ગયો હતો. આકાશમાં અસંખ્ય તારાઓ ચળકી રહી હતી. એ સમયે મગધરાજ ધનનંદ ચંચળ ચિત્તથી જાળમાં ફસાયલા સિંહની પેઠે ઉછાળા મારીને, તે ઓરડામાં એકલોજ ચહલકદમી રહ્યો હતો આખી રાત તેને ઉંઘ આવી નહોતી, જાગરણમાંજ તેણે રાત્રિ વીતાડી હતી.

ઓરડામાં આમ તેમ લટાર મારતી વેળાયે તે પોતાના મનમાંજ કહેવા લાગ્યો કે;–" હાય ! મારૂં તે અભિમાન ક્યાં ગયું ? શત્રુઓના ગર્વને ગળગળિત કરનાર મારૂં પ્રચંડ પરાક્રમ ક્યાં અદૃશ્ય થયું ? અરે! કાળને પણ કંપાવનાર મારૂં તેજ ક્યાં અસ્ત પામ્યું ? મારૂં સર્વ અભિમાન અત્યારે ક્યાં ચાલ્યું ગયું ? સમસ્ત ભારતના ભૂપાળોને પોતાના અનુચર ધારનાર મહીપતિ ધનનંદ! તું અત્યારે ક્યાં આવી પડયો છે? અરે ! અમરાપૂરીના વૈભવોને પણ પરાજિત કરે તેનો તારો રાજપ્રાસાદ છોડીને તું આ શત્રુના ભયંકર કારાગૃહમાં કેમ આવી પડયો છે ? તારા નામનું શ્રવણ થતાં ભૂમિ પણ કમ્પી ઉઠતી હતી, તે તારો

પ્રભાવ ક્યાં ગયો ? તારી રાજસત્તા અને આત્મસન્માન શું વાયુમાં વિલીન થયું છે કે તું અત્યારે શત્રુ તરફથી મળતા અન્નના ટુકડા ખાવાને તૈયાર થયો છે ? હાય! આ સર્વ સત્ય છે કે, કોઈ મોહમયી માયાની ભયંકર ભૂલભૂલામણી છે ? અરે ! શું હું દીવાનો બની ગયો છું ! મારૂં ચૈતન્ય નષ્ટ થયું છે ? મારાથી કશી પણ કલ્પના કરી શકાતી નથી. હજારોના ગળાં કાપનાર પ્રબળ પુરુષને આજે એક કાયર પુરુષના કબ્જામાં સપડાવું પડ્યું છે ! ઓ દુર્દાન્ત દૈવ ! તને પણ જરા દયા ન આવી કે મને આ પ્રમાણે મહા લંચ્છિત બનાવ્યો ? ”

“ રાજ્ય અને વૈભવનો મદ, ગર્વ આદિ સર્વ મારો ત્યાગ કરીને ક્યાં ચાલ્યાં ગયાં ? બસ આજે હું સમજી શક્યો છું કે, ભગવાન પણ મારા પર અત્યંત કોપિત થયો છે ! જો તેમ ન હોય તો કોની તાકાત છે કે જે મારી અજેય અને મહા બળવાન સેનાનો આમ સહજમાં પરાજયમકરી શકે ? કયા પાપના યોગે આજે મારી આવી દુર્દશા થઇ ? આ અધઃપતન ? શા કારણથી થયું ? સમસ્ત વિશ્વને પોતાના પ્રબળ પરાક્રમથી પરાજિત કરનાર ધનનંદના નામપર આવી પડેલું આ કલંક કદાપિ વિસરી શકાશે ખરૂં કે ?—ના—કદાપિ નહિ. જ્યાં સુધી આ દેહમાં પ્રાણ હશે—જીવમાં જીવ હશે ત્યાં સુધી તો નહિ જ ભૂલી શકાય ! ”

“ પણ હા—હું મહાપાપી છું, ભયંકર અત્યાચારી છું. મેં અનેક અનાચારો કર્યા છે. સાક્ષાત્ દેવી સ્વરૂપા માતા મુરાદેવીને કારાગૃહમાં રાખીને તેના પર જુલ્મ ગુજારવામાં મેં કશી કચાશ રાખી નથી. મારા સહોદર સમાન યુવરાજ ચંદ્રગુપ્તને પીડિત કરવામાં, અરે ! તેનું મરણ ઉપજાવવાનાં કારસ્થાનો કરવામાં મેં જરાપણ ન્યૂનતા રહેવા દીધી નથી. મારા પરમ હિતેચ્છુ મંત્રી શકટાર તથા તેની પત્નીને અન્નના પોકારો પડાવીને તેમનાપર ત્રાસા વર્ત્તાવવામાં બિલ્કુલ દયા દેખાડી નથી. તેનાં નિર્દોષ સંતાનોને કસાઈની પેઠે ઘાતકી રીતે મારવામાં મેં પ્રભુનો ભય પણ રાખ્યો નથી. અનેક શીલવતી લલનાઓની લાજ લૂટવામાં, નિર્દોષીપર આરોપ મૂકી અપરાધી ઠરાવવામાં અને અન્યાયની તીક્ષ્ણ છુરી ચલાવવામાં મેં એક પિશાચનું સ્વરૂપ ધારણ કરીને ભયંકર કેર વર્તાવ્યો છે । મારી પરમ ધાર્મિકા પત્નીને મેં વિનાકારણ ગંગાના જળમાં ડૂબાડીને મારી નાંખી છે ! તેનો આત્મા હજી પણ કમ્પતો હશે ! શું આ બધા અપરાધોનું કદાપિ નિવારણ થઇ શકવાનું છે ?

મારાં આ ભયાનક પાપોનું પ્રાયશ્ચિત મારાથી કરી શકાશે ખરૂં કે ? ના-નહિંજ. હું પાપી છું. મારો આત્મા પાપના રક્તથી રંગાઇ ગયો છે ! જગતનો ભક્ષ કરનારી ભ્રામક માયાએ મને અધ:પાતના માર્ગમાં ગબડાવી પાડયો છે ! અરે દુષ્કર્મ અને દુષ્ટતાએ પોતાના અંધકારમય રાજ્યમાં લઇ જઇને મારો ગ્રાસ કરવાની બધી તૈયારીઓ કરી દીધી છે ! હું મારાં કુકર્મોનું નિવારણ કરી શકીશ નહિ. પાપના પયોધિમાં ડૂબેલો હોવાથી ધર્મની નૌકામાં ચઢી શકીશ નહિ. રાજની સત્તા ભોગવતી વેળાયે મેં મારા ભવિષ્યનો લેશ માત્ર પણ વિચાર કર્યા વગર કેવળ કુટિલ કાર્મોમાં લિપ્ત થઇને શયતાનનું કાર્ય જ ગુજાર્યું છે ! તેમાંથી કદાપિ મોક્ષ થશે ખરો કે ? મારા જેવા અપરાધીઓને મોક્ષ મળવો પણ મહા દુર્લભ છે ! મારૂં હૃદય દયાહીન છે. કઠિન પાષાણુ જેવું છે, તેથી હું સર્વથા અધમ છું. અધમ મનુષ્યને ક્ષમાને પાત્ર હોતો જ નથી. ક્ષમાની પણ અમુક મર્યાદા હોય છે; તે મર્યાદાને ઓળંગીને હું અનીતિના તમોમક સ્થાનમાં આવી પડયો છું. મારી રક્ષા હવે થવાની નથી તે નથી જ. ”

“ બસ, હવે આ લોકો મને આ અવનીપર ટકવા દેશે નહિ. મારા અસ્તિત્વને અને આ પંચત્વના પૂતળાંને તેઓ નષ્ટ કરશે. મેં સાંભળ્યું છે કે, કૂટ બુદ્ધિ ચાણક્ય રાજા સમરકેતુ પાસે આવીને તેના પક્ષમાં મળી ગયો છે. હાય! તે અત્યારે પોતાના મારા પ્રતિના વૈરનો બદલો વાળયા વિના કદાપિ શાંત રહેશે નહિ. આજે તેની પ્રતિજ્ઞા પૂર્ણ થશે. મને, મારા પરિવારને અને સમસ્ત મગધરાજને તે જડમૂળથી ઉખેડી નાંખી પોતાના શિષ્ય યુવરાજ ચંદ્રગુપ્તને પુન: મગધના રાજ્યાસનપર આરૂઢ કરાવશે. હવે મારો ઉદ્ધાર થાય તેવો કોઇ પણ ઉપાય બાકી રહ્યો નથી. રાજમંત્રી રાક્ષસની સલાહ પ્રમાણે વર્ત્તીને મેં પોતે જ મારા પગપર કુહાડો માર્યો છે. જગત્‌ના ઝાંઝવા જેવાં સુખોમાં લોભાઇને સત્ય સુખને પ્રાપ્ત કરવાના સર્વે માંગો બંધ કરી દીધાં છે. પોતાનાં દુષ્કૃત્યથી સમસ્ત માનવ જાતિને કલંક લગાડનાર માનવ કુલ કલંક રાક્ષસે જ મને ભ્રમણનાં કૂપમાં ફેંકી દીધો છે. સત્ય શું છે અને અસત્ય શું છે. સાર શેમાં સમાયલો છે અને અસાર શેમાં સમાયલો છે તેનો વિચાર કરવાની શક્તિ પણ મારામાં રહી નથી. ખરેખર હું મહા દુરાચારી છું !

“ રાજભક્ત ચંદ્રગુપ્ત અને માતા મુરાદેવી જેવાં સદુપદેશ અને

સુવિચાર રૂપ ફલાહારનો ત્યાગ કરીને રાક્ષસ જેવા ગંધાતા અને સડેલા ફળમાં હું મુગ્ધ બની ગયો છું અને તેનું જ દુષ્પરિણામ અત્યારે વેઠી રહ્યો છું. હુ મિથ્યા અભિમાન અથવા ગર્વથી અંધ બનીને ચાણુક્ય જેવા મહા પ્રતાપી પંડિતનું મૂલ્ય આંકી શક્યો નથી દુષ્ટ રાક્ષસની શીખવણીથી મેં મગધદેશની વિશાળ રાજસભામાં અનેક સભાસદો વચ્ચે તેનું ભયંકર અપમાનકર્યું છે. અરે એ ઋષિતુલ્ય બ્રાહ્મણને લાંચ્છિત બનાવ્યા છે ! હાય હાથે કરીને જ હું સળગતા અગ્નિમાં કૂદી પડયો છું. અરેરે ! મને આવી દુર્બુદ્ધિ કેમ સૂઝી ! મારી મતિ આવી ભ્રષ્ટ કેમ બની ગઈ !

"ઓ મદાંધ માનવો ! આવો, આવો અને મારી દુર્દશાનું અવલોકન કરી તમારા મદના ચૂરેચૂરા કરી નાંખો; કારણ કે. મદ એ જ મનુષ્યના જીવનને અધઃપાતના ભીષણ પ્રવાહમાં ઘસડી જઇને કાળ સમુદ્રની ભયંકર ગર્જનાઓ થતા અવનતિના સ્થાનમાં ઘસડી જાય છે. મદ એજ માનવને પાપમાં ખેંચી જનાર મહા મોહક વસ્તુ છે ! મદથી ઇન્દ્રનું અપમાન થયું છે, લંકાપતિને રણમાં રોળાવું પડયું છે ! હસ્તિનાપૂરના મહા પ્રતાપી પાલક સુયોધનને ચીરકાળને માટે મૃત્યુના અંધકારમય રાજ્યમાં ઘસડાઈ જવું પડયું છે ! જરાસંઘ જેવા જબરા રાજાને ભૂશાયી થવું પડયું છે અને જાલંધર જેવા યોદ્ધા દાનવને પણ કાળના ગર્ભનો આશ્રય લેવો પડ્યો છે. વિશ્વમાં ગર્વ કરે છે, તેને કોઇને કોઈ કાળે અવશ્ય હારવું જ પડે છે ! પણ આ બધી વાતો મને પ્રથમથી જ કેમ ન સૂઝી ? ક્યાંથી સૂઝે ? ગર્વ સદ્દવિચારનો નાશ કરે છે, ઉચ્ચ કલ્પનાને પોતાના પાપી સ્પર્શથી ભ્રષ્ટ બનાવી દે છે ! મદ, ગર્વ, માયા અને મમતા આદિ સર્વ પાપપ્રચારક કલિના સહાયકો છે અને તેમનાં કાર્યો કેવળ પાપનો વિસ્તાર કરી ધર્મને પીડવાનાં જ છે ! ધાર્મિક મનુષ્ય પણ તે દુષ્ટ વિભૂતિઓથી પરાજિત બની જાય છે, તો પછી મારા જેવા પાપના પોષકો ધર્મના માર્ગથી પતિત થાય તો તેમાં આશ્ચર્ય જેવું પણ શું કહી શકાય ? આ સર્વ મારી અવનતિનાંજ સ્પષ્ટ લક્ષણો છે."

"કુબેરના ભંડારને લજ્જાવે તેવું અતુલ ઐશ્વર્ય, અક્ષોહિણીના પ્રમાણમાં રહેતી અસીમ તેજશાલી સેના, નામનો ગર્વ, દર્પનો પ્રભાવ, અને સમસ્ત ભારતનું એકછત્ર રાજ્ય, વિશાળ સત્તા અદિ કોઈ પણ આજે મારી રક્ષા કરવાને સમર્થ ન થયું ? મહાકાલ ! મારી આવી દશા કેમકરી પ્રભુ ! ગગનસ્પીર્શી મહા ઊંચા ભૂધરને તેં આજે અતિ હીન સ્થાનમાં કેમ પરિણુત કર્યો ?"

" જો આ લોકો મારી છૂપી હત્યા કરશે તો ? હાય ! તેથી વિશાળ મગધરાજ્યને એક પત્ર માત્રમાં પહાડી ઉંદર સમરકેતુ પોતાના અધિકારમાં મેળવી શકશે ! અહો ! મેં દુર્મતિને વશ થશ થઇને મારા બંધુ ચંદ્રગુપ્તને મારો શત્રુ શા માટે માની લીધો ? અમારો બન્નેનો જન્મ એકજ રાજરક્તથી થયો છે. હું તેનો વડિલ બંધુ છું ! તે બિચારો અત્યંત સરળ હૃદયનો, વિનયી અને નમ્ર બાળક છે ! તેનાપર મેં આવા અસહ્ય અત્યાચારો શા કારણથી ગુજાર્યા ? તેણે બિચારાએ મારો કશો પણ અપરાધ કર્યો નથી. મારી આજ્ઞાનું તેણે કદાપિ ઉલ્લંઘન પણ કર્યું નથી. તે ખરો રાજ ભક્ત છે, દેશ ભક્ત છે. યુદ્ધવિદ્યામાં પણ તેવો જ નિપુણ છે. આ બધી બાબતોનો વિચાર કર્યા વિના મેં તેનાજ નાશ માટે આવું ઘોર અધર્મનું યુદ્ધ શા માટે જગાડયું ? એક નિર્દોષ અને નિરાભિમાની બાળકનું ખૂન કરવા માટે હું આવો અંધ કેમ બની ગયો ? આ સર્વ કારણોથી જ મારૂં અધ:પતન થયું છે ! અરેરે ! જો મારી અનુપસ્થિમાં આ રાજ્ય જો તેના અધિકારમાં હોત, તો તેથી મારા નંદવંશનું નામ અને નિશાન અવિચળ રહી શકત !"

" પણ હવે એ સર્વ ધારણાઓ ધૂળમાં મળી છે ! મગધરાજ્યની ઉન્નતિનો સૂર્ય અવનતિની ગર્ત્તામાં પ્રયાણ કરવાની તૈયારી કરી રહ્યો છે ! આજે આ નંદવંશનું નિકંદન નીકળવાનાં સ્પષ્ટ ચિન્હો જણાય છે ! મારા મરણના પડઘાઓ મને સ્પષ્ટ સંભળાય છે ! કોઇ અદૃશ્યશક્તિ મને સંબોધીને કહી રહી છે કે, " અભિમાની નંદ ! અત્યાચારનો પ્રચાર કરતી વેળાયે તારી આંખો કેમ ઉઘડી નહોતી ? તે સમયે તારૂં આ બધું તત્ત્વજ્ઞાન ક્યાં નષ્ટ થયું હતું ? કરેલા કર્મનુંફળ ભોગવવાનો પ્રસંગ આવો કાયર કેમ બની જાય છે ? હવે તારાં બધાં પાપોનું પ્રાયશ્ચિત ભોગવવાને તૈયાર થા. આવા તર્ક વિતર્કોનો ત્યાગ કર. તારાં પાપો એવાં ભયંકર છે કે, જેની માફી મળવી મહા મુસ્કેલ છે. તને તારા કર્મનું ફળ ભોગવવું જ પડશે ! જો પ્રથમથી વિચાર કરી કરીને કાર્યો કર્યાં હોત તો અત્યારે આવીરીતે પસ્તાવવાનો પ્રસંગ આવત જ નહિ. પણ હવે તે પાપોમાંથી મુક્ત થવાનો એક પણ ઉપાય નથી. વિશ્વનો નિયમ જ એવા પ્રકારનો છે કે, જેવાં કર્મ કરો તેવાં ફળો ભોગવો. એમાં બીજા કોઇનો દોષ નથી. મનુષ્ય પોતે જ પોતાનું અનિષ્ટ કરે છે. દૈવી સંપત્તિ વાળાં મનુષ્યો સ્વર્ગને પ્રાપ્ત કરવાની અભિલાષા રાખે છે, ત્યારે આસુરી સંપત્તિવાળાં મનુષ્યો નરકનો માર્ગ જ

નિર્માણ કરે છે માયાએ મને ભમાવી દીધો છે. મારું ચૈતન્ય નષ્ટ થયું છે. હવે આ આપતમાંથી ઉગરવાનાં કશાં લક્ષણો દેખાતાં નથી. મારાં નેત્રો સમક્ષ અત્યારે અધર્મના અંધકારનો પડદો છવાયલો હોવાથી હું ધર્મનો માર્ગ શોધી શકું તેવી સ્થિતિમાં રહ્યો નથી. "

" મારૂં મૃત્યુ થવાથી મારી જીવનાનંદદાયિની રાણી વિશ્વપ્રભાની શી દશા થશે ? તે તો અતિ અભિમાનિની છે ! તેણે પોતાનું સર્વસ્વ આપીને મારા પ્રેમનો સ્વીકાર કર્યો છે. તેને માટે તો મેં મારી પ્રથમ રાણી મનોહરાને વિના દોષે નિષ્ઠુરની પેઠે હત્યા કરાવી છે ! હાય ! મારી એવી પ્રિયતમા વિશ્વપ્રભા કે જે ખરેખર આ વિશ્વની પ્રભારૂપ છે. જેનું સૌંદર્ય વિશ્વવિખ્યાત છે તે પ્રાણાધિકે હૃદયેશ્વરીની શી દશા થશે ? તેના વૈભવવિલાસો કોણ જાળવી શકશે ? "

" પણ હાય-આ બધી વાતોનું સ્મરણ કરવામાં સમય ગાળવા છતાં, મારી મનોહરાનું મારાથી વિસ્મરણ કેમ કરી શકાતું નથી ? અરે હા—આવી—આ આવી—પ્રાણેશ્વરી ! તું મારી હૃદયેશ્વરી ! તું મારી હૃદયેશ્વરી છે ! મેં વિના વાંકે તારી હત્યા કરી છે ! અરેરે ! એ પાપથી મારૂં હૃદય બળી જાય છે. મારા સમસ્ત અંગમાં કંપનો આવિર્ભાવ થાય છે. તારાપર ગુજારેલી નિષ્ઠુરતા મારાથી ઘડી પણ ભૂલાતી નથી. દેવિ ! મને મારા તે અપરાધની ક્ષમા કર ! હું પાપી છું ! હત્યારો છું ! ! "

આ પ્રમાણે રાજા ધનનંદે એક પ્રકારના ઉન્માદને આધીન થઇને કેટલીક વાર સુધી પોતાના ગત જીવનની તેમજ ભાવિ જીવનની ભીષણ ઘટનાઓની સમાલોચના કરી, પણ તે બધી બહુ વિસ્તારવાળી હોવાથી આ સ્થળે તેમાંની ખાસ અગત્યની ઘટનાઓનો જ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. છતાં પણ તેનો વિસ્તાર બહુ જ થયેલો હોવાથી કેટલાક વાચકોને કંટાળો આવ્યા વિના રહેશે નહિ. પરંતુ તે માટે અમે માત્ર એટલું જ જણાવીશું કે, જ્યારે એક મનુષ્ય ચિંતા કિંવા વિચારમાં પડી જાય છે, ત્યારે તેના વિચારોની સીમાજ રહેતી નથી. એને અનુસરીને રાજા નંદના કેટલાક વિચારો આ નવલકથાના ખાસ અંગત વિચારો હોવાથી તથા તેનો સંબંધ પણ ગાઢ જોડાયલો હોવાથી અમારે લાચારીથી આ સ્થળે આટબ બધા વિપુલ પ્રમાણમાં તે વિચારોનો વિસ્તાર કરવો પડયો છે.

ભૈરવ તે ઓરડામાં એક સુવર્ણના પાત્રમાં સુંદર આહાર તથા શીતળ જળ આદિ જીવનોપયોગી કેટલીક જરૂરી વસ્તુઓ પ્રથમથી જ

મૂકી આવ્યો હતો. પરંતુ મગધપતિ ધનનંદે તેમાંની કોઇપણ વસ્તુનો સ્પર્શ પણ કર્યો નહોતો. તરસથી તેની છાતી ફાટી જતી હતી, કંઠ સૂકાઇ જતો હતો. તેમ છતાં પોતાના મુખ આગળ પડેલા સુવર્ણ-કળશમાં ભરેલા શીતળ જળના એક બિંદુનું પણ પાન કરવાની તેને બિલકુલ ઇચ્છા જ ન થઇ.

અનેક પ્રકારની ચિંતાઓ કર્યા પછી તેને સહજ થાક લાગ્યો. તેણે શય્યામાં શયન કર્યું. આ સમયે તેને દૂધના ફીણ જેવી સુકોમળ શય્યામાં પણ જાણે કોઇએ ધગધગતા અંગારા બિછાવી રાખ્યા હોયની! એવો ભાસ થવા લાગ્યો. તેણે પોત્તાના મસ્તકતળે રાખેલા તકિયામાં કોઇએ જાણે ઝીણા અણીદાર કાંટા ઘોંચી રાખ્યા હોયની ! એવો તેના મનમાં અનુભવ થવા લાગ્યો. તેના હૃદયમાં તરેહતરેહવારની ચિંતાઓ થવા લાગી. તેનું મન અત્યંત વિહ્‌વળ બની ગયું અને ભવિષ્યમાં આવનારી આફતથી તેના હૃદયમાં એક પ્રકારની ભયંકર પીડા થવા લાગી.”

મગધરાજની ભાગ્યદેવી તેના પ્રતિ નિષ્ઠુર હોવા છતાં, નિદ્રાદેવીએ તેનો છેક ત્યાગ કર્યો નહિ. રાત્રિના છેલ્લા ભાગમાં મગધપતિ નિદ્રાવશ થયો એ ખરું, પરંતુ તે નિદ્રા ભયંકર સ્વપ્નવાળી હતી. તે નિદ્રામાં પણ તેને જોઇએ તેટલી વિશ્રાંતિ મળી નહોતી.

ચાલો પાઠક ! આપણે મગધેશ્વરનો ત્યાગ કરીને આવી ગંભીર રાત્રિની નિઃસ્તબ્ધતામા એક વાર સમરકેતુના ગુપ્ત ખણ્ડનું અવલોકન કરી આવાએ.

મલયપૂરના રાજ મહાલયના એક ઓરડામાં ચાર જણા બેઠેલા હતા. તેમનાં નામો અનુક્રમે ચંદ્રગુપ્ત, સમરકેતુ, ચાણક્ય અને શકટાર એવાં હતાં. યુદ્ધ સમયે સમરકેતુ તથા ચંદ્રગુપ્તે અચાનક શત્રુપક્ષ તરફથી તીરની વૃષ્ટિ થતી બંધ થયેલી જોઇને, શંકાશીલ થવાથી ત્યાં આગળ શો બનાવ બન્યો છે તે જાણવા માટે એક દૂતને મોકલી આપ્યો હતો. તેણે ત્યાં જઇને બધી તપાસ કરી આવ્યા પછી કહ્યું કે, અદ્‌ભુત દૈવયોગે અચાનક નદીના જળમાં એકદમ પૂર આવવાથી માગધી સૈનિકો તથા સેનાપતિ તેમાં તણાઈ ગયા છે અથવા તો સલિલ સમાધિને પ્રાપ્ત થયા છે, આથી બાકી રહેલા માગધી સૈનિકો ભયના માર્યા પોતાની છાવણી તરફ ન્હાસી ગયા છે અને યુદ્ધ કરવાનું માંડી વાળ્યું છે !

આથી સમરકેતુએ વિચાર્યું કે, આ ચાણક્ય મુનિની જ સર્વ

લાફી હોવી જોઇએ. તેમના વિના આવું સાહસ કોઇ કરી શકે તેમ નથી જ. કારણ કે, ચાણક્યે યુદ્ધમાં જતી વેળાયે તે નાળાના વિષયમાં બધી હકીકત પૂછી લીધી હતી. આ પરથી તેણે પોતાના મનમાં નિશ્ચય કરી લીધો કે, ચાણક્ય પોતાના પક્ષમાં દેવગુરુ બૃહસ્પતિની પેઠે સહાયક થઈ ઉભા છે.

રાજધાનીમાંથી પાછા આવ્યા પછી, ચાણક્યે જ્યારે તેમની સમક્ષ મંદ્રાકિનીના એકઠા કરેલા સૈનિકોની સહાયતાથી ભૈરવે કેવી રીતે મહારાજ ધનનંદને પરાજિત અને બંદિવાન કરાવ્યો તે સંબંધી બધી વાર્ત્તા કહી સંભળાવી. ત્યારે સમરકેતુએ ચાણક્યનાં ચરણો ધારણ કરીને કહ્યું કે;—" ભૂદેવ ! આજ આપની કુશળતાથી તેમજ ભગવાનની કૃપાથી અમે આ ભયંકર સમરમાં વિજયપ્રાપ્તિ કરી શકયા છીએ. ભગવાન મહાકાળે આપને કારણીભૂત ઠરાવીને આજે અમને જયશ્રી પ્રદાન કરી છે ! અમે આપની પરમકૃપાના યોગે જ આજે આવા બળવાન અને પ્રતાપી પૃથ્વીપતિને પરાજિત કરી શક્યા છીએ. જેના નામનું શ્રવણ થતાં દિક્પાલો પણ ડોલી જાય છે, જેની ધનનીસ્પર્ધામાં કુબેર દેવતા પણ લજ્જાન્વિત બની જાય છે, જેના પરાક્રમની પાસે મહાપરાક્રમી ઇન્દ્રરાજા પણ પરાજિત બની જાય છે, તેવા મહા તેજસ્વી, અભિમાની અને પરાક્રમી રાજાપર વિજય મેળવવામાં આપે જે સહાયતા કરી છે, તેની પ્રશંસા મારાથી કરી શકાતી જ નથી. ખરેખર ! આપ આ મૃત્યુલોકમાં વ્યાપેલા મહાન કોલાહલને દૂર કરવા માટે તથા પાપભાર ઘટાડવા માટે જ પધાર્યા છો. આપના બ્રહ્મતેજનો વિજય થયો છે. રાજાના રાજગર્વનો ક્ષય થયો છે. હમેશાં યોગીવરો જ સંસારના સાચા ઉદ્ધારક છે, એ સૂત્રને આપે સંપૂર્ણતાથી સાબિત કરી બતાવ્યું છે. અમે તો આપના દાસાનુદાસ જ છે."

ચાણક્ય સમરકેતુની આવી વાણી સાંભળીને આશીર્વાદ આપતો કહેવા લાગ્યો કે,—" વત્સ ! તારૂં રાજ્ય તે ધર્મરાજ્ય છે! તારૂં જીવન પણ ધર્મમય છે. અત્યાર સુધી તેં પાપમય કાર્યમાં કદાપિ પ્રવેશ પણ કર્યો નથી. તારા જેવા ઉચ્ચ હૃદયના રાજાઓ આ વસુંધરાપર ભાગ્યે જ મળી આવશે. આ સર્વે હું તારી પ્રશંસા કરવા માટે કહેતો નથી, પરંતુ તારા પ્રતિ મારૂં જે એક પ્રકારનું અપૂર્વ માન છે, તારી પવિત્ર મનોભાવનાઓ છે, તેના યોગે જ આવા શબ્દો કહી સંભળાવું છું. તારા હૃદયની મહત્તા, અપૂર્વ ધાર્મિકતા તથા અનુપમ ઉદારતા જોઇ-

નેજ ન્યાયી પરમાત્માએ તને વિજય અપાવ્યો છે. પરંતુ હજી પણ તારે એક અતિ ભયંકર કાર્યમાં ભાગ લેવો પડશે. કહે જોઇએ કે તેમ કરવામાં તું તૈયાર થઇશ ખરો કે ?"

સમરકેતુએ વિનયતાથી કહ્યું કે;—"પ્રભુ! આપ જેવી અનુમતિ આપશો, તે પ્રમાણે હું પ્રત્યેક કાર્ય કરી આપીશ. આપની આજ્ઞાનું કોઈ પણ પ્રકારે ઉલ્લંઘન થવા દઈશ નહિ."

ચાણક્ય બોલ્યો કે;—"વારૂ, આ બંદિવાન મગધરાજના સંબંધમાં તું શી વ્યવસ્થા કરવા ઇચ્છે છે ?"

સમરકેતુએ ઉત્તર આપ્યું કે;—"હું તેને જીંદગી સુધી મારા રાજ્યના કારાગૃહમાં કેદ રાખવાના નિશ્ચયપર આવ્યો છું. તેમ કર્યા વિના મારા શિરપરથી આપદ ટળે તેવી કોઇ સંભાવના જ નથી. જો હું તેને મુક્ત કરીશ તો, તે તરત જ ફરીવાર મારા રાજ્ય પર ભયંકર સૈન્ય લઇને આક્રમણ કરશે અને તેથી કરીને મારૂં આ રાજ્ય, પ્રજા તથા આખો પહાડી પ્રદેશ મહા સંકટમાં સપડાઇ જશે. મારા ધારવા મુજબ પાંજરામાં પકડાયલા સિંહને મુક્ત કરવો એ હાથે કરીને મરણના મુખમાં પડવા સમાન છે. માટે ધનનંદને તો મુક્ત કર્યા વિનાજ આપણા કારાગૃહમાં પૂરી રાખવો એ જ મને વધારે યુક્તિયુક્ત ભાસે છે."

આ સાંભળીને ચાણક્યે ઘણા જ ગંભીર સ્વરથી કહ્યું કે;— સમરકેતુ! આવી કલ્પના કરવામાં તારી ભૂલ થાય છે. કારણ કે, આ પ્રમાણે વિફળ મનોરથ અને અપમાનિત થયેલો મગધપતિ તારા આ રાજ્ય પર કદાપિ આક્રમણ કરશે જ નહિ અને જો કદાચ કરશે તો પણ તેને હજી ઘણો વિલંબ થશે. એ બન્દીવાન શક્તિહીન રાજબંદીનું જીવન અત્યારે આપણા હાથમાં જ છે. પરંતુ અત્યારે તેના શરીરનો સ્પર્શ કરવાની પણ મારી ઇચ્છા નથી. શરણે થયેલા શત્રુ પર જુલ્મ ગુજારવો, એ ધર્મવિરુદ્ધ છે, માટે જો તારા હૃદયમાં એવી કોઇ પણ કલ્પના હોય તો તેને કાઢી નાખજે. હું તેને મુક્તિ આપવા ઇચ્છું છું. આજ રાત્રે મેં તેના ઓરડાની દીવાલ પાસે ઉભા રહીને તેના હૃદયના બધા ઉભરા સાંભળી લીધા છે. તે પરથી જણાય છે કે, તેને પોતાનાં કર્મોનો પૂર્ણ પશ્ચાતાપ થવા લાગ્યો છે! અરે! પશ્ચાતાપથી તેનું હૃદય દગ્ધ થવા લાગ્યું છે! માટે તેને કોઇ પણ પ્રકારનું કષ્ટ આપવું ઉચિત નથી. રાજનીતિકારનો મુખ્ય ધર્મ એ છે કે, શરણાગતો અને પકડાયલા શત્રુનો સારો સત્કાર કરવો. તેને કાંઈ પણ કષ્ટ ન નડે, તેની ખાસ

સંભાળ રાખવી તથા તેના પર બની શકે તેટલા ઉપકારો કરવા માટે તું તે જ સૂત્રનો સ્વીકાર કર."

"આ કારાગૃહમાંથી મુક્તિદાનની સાથે હું તેને એક એવી શક્તિને આધીન બનાવી દઇશ કે જેથી ભવિષ્યમાં આપણું કાર્ય સરળતાથી પાર પડી શકશે. મારો ઉદ્દેશ શો છે, તે હું અત્યારે તને જણાવી શકીશ નહિ. મારા ધારેલા ગુપ્ત કાર્ય તેમ જ ઉદ્દેશના સંબંધમાં જો કાંઇ પણ હકીકત કોઇ જાણતું હોય તો તે કેવળ એક ધનશ્રી શેઠની કન્યા તડિતા જ છે. બાહુબળની સહાયતાથી તમે જે કાંઈ કર્યું છે, તે કેવળ મારા ભવિષ્યના મહાન કાર્યની માત્ર પૂર્વ સૂચના જ છે. મગધરાજનો સંપૂર્ણ રીતે નાશ કરવા માટે આપણે બીજા એક વર્ષ સુધી વાટ જોવી પડશે. તે વર્ષના અવકાશમાં તેનો જડમૂળથી વિનાશ થઇ જાય તેવી બધી તૈયારીઓ કરી લેવી પડશે. પરંતુ એ વિશાળ રાજ્યનો ધ્વંસ કરતાં પહેલાં તેનું મનોબળ, મનની શાંતિ અને પ્રજા પ્રત્યેનો જે કાંઇ અનુરાગ હશે તેનો ધ્વંસ કરવાની મારી ઇચ્છા જ નથી. પણ અત્યારે તો મારે બુદ્ધિમતી અને લાવણ્યમયી તડિતાની ખાસ આવશ્યકતા છે. અને તડિતાનું કાર્ય સમાપ્ત થયા પછી રાજકુમાર ચંદ્રગુપ્તને હું મારો સહાયક બનાવવાની ઇચ્છા રાખું છું. હવે તમે મને આ વિષયમાં કાંઇ પણ પ્રશ્ન પૂછશો નહિ. ત્રણ જણ વચ્ચે જે કાંઈ સલાહ થાય છે, તે સલાહનું તાત્પર્ય જગતની આગળ રજૂ થતાં કાંઈ પણ વિલંબ થતો નથી, માટે જ રાજનીતિકારોએ તેમ કરવાની સાફ મના કરેલી છે. મારા રચેલાં કૌટિલ્ય સૂત્રમાં પણ મેં તે વિષયમાં ઘણું વિવેચન કર્યું છે. જાઓ, તમે ભગવાન મહાકાળના મંદિરમાં જઈ તેમનાં દેવાદિ દેવનાં ચરણોમાં વંદના કરી આવો. હું આજે રાત્રે જ એ ગૌરવ નષ્ટ મગધરાજને કારાગૃહમાંથી છોડી મૂકીશ. મહારાજ! ક્ષમા એજ સર્વથી શ્રેષ્ઠ સદ્દગુણ છે અને વીરોનો મુખ્ય ધર્મ છે!"

આમ કહીને ચાણક્ય આ વિષયમાં બીજું કાંઈ પણ બોલ્યા વિના પોતાના ઓરડામાં ચાલ્યો ગયો અને સમરકેતુ, ચંદ્રગુપ્ત તથા શકટાર, ચાણક્યના હૃદયનો ખરો ઉદ્દેશ શો છે, તે ન સમજી શકવાથી તે વિષયની વિવેચના કરતા કરતા દેવમંદિર તરફ ચાલ્યા ગયા.

ચંદ્રગુપ્તે માર્ગમાં શકટારને પૂછ્યું કે;–'મંત્રિન્! શું આપ ચાણક્યના મનનો કાંઇપણ ઉદ્દેશ સમજી શકો છો ખરા કે?"

શકટારે ઉત્તર આપ્યું:—"ના યુવરાજ! મારાથી તો કાંઈ પણ

સમજાતું નથી. તેમ છતાં હું એટલું જાણી શકયો છું કે, યુદ્ધ થયાં પહેલાં એક દિવસે રાત્રે, મહાકાળ મંદિરની અગાસીમાં બેશીને તેઓ તડિતાની સાથે એક પ્રકારની છૂપી સલાહમાં રોકાયા હતા. તડિતા તે દિવસે મધ્ય રાત્રે જ્યારે મારે ઘેર પાછી આવી, ત્યારે મેં પોતે જ તેને આવવા માટે દ્વાર ઉઘાડયાં હતાં. પરંતુ ઘણી મહેનત કરવા છતાં પણ તેની પાસેથી હું કશા સમાચાર જાણી શકયો નથી.”

ત્યાર પછી એ વિષયમાં બીજી કશી વાતચીત થઈ નહિ; કારણ કે, તેઓ સર્વે તે વખતે દેવમંદિરના પગથિયા પાસે આવી પહોંચ્યા હતા.

---

## પ્રકરણ ૧૧ મું



### માયાવી મોહિનીનું મંજુલ સ્વરૂપ !

---

**[illegible]ी नृत्य तुलयाः प्रवृत्तयः**
**योगिनो नैव बाधाये ज्ञानिनो लोक वर्तिनः**

અર્થાત્ કે;—“લાકડાના યંત્રની પૂતળીના નૃત્યના જેવી પ્રવૃત્તિઓ લોકમાં વર્ત્તતા એવા જ્ઞાની યોગીને બાધા કરતી નથી.”

---

ચાણકયે રાજા સમરકેતુ પાસેથી વિદાય લઇ, પોતાના રહેવાના ઓરડામાં આવીને જોયું કે, પ્રથમ આજ્ઞા આપ્યા પ્રમાણે સુંદરી તડિતા, તે ઓરડામાં આવી પહોંચી હતી.

ચાણકયને પોતાની સમક્ષ આવેલો જોઇને તડિતાએ તરત જ તેને વંદન કરીને કહ્યું કે;–“દેવ ! હું આપની આજ્ઞાનું પાલન કરવા માટે તૈયાર છું.”

ચાણકયે કહ્યું કે;—“જે મંત્ર મેં તને આપ્યો છે, તે બતાવ્યા પ્રમાણે તેં જપ કર્યા છે કે ખરા કે ?”

“હા દેવતા !”

આ જોઇને ચાણકયે, પોતાના ઓરડાના એક એકાંત સ્થાનમાંથી એક સોનાનું બનાવેલું તથા વિવિધ પ્રકારના મંત્રોથી મંત્રેલું માદળીયું બહાર લાવીને કહ્યું કે;–“તડિતા ! હું આ માદળિયાંને તારા ડાબા હાથપર બાંધી દઉં છું, તેથી તને કોઇ પણ પ્રકારનું વિઘ્ન નડશે નહિ જ્યાં સુધી એ માદળિયું તારા શરીરપર હશે, ત્યાં સુધી ગમે તેવું બળ-

વાન મનુષ્ય તારો સ્પર્શ કરી શકશે નહિ. કામાંધ કીટક તારા સતીત્વને નષ્ટ કરી શકશે નહિ તેમજ ભૂત, પ્રેત અને પિશાચ જેવા મલિન લોકો પણ તારા તરફ કુદૃષ્ટિ નાંખી શકશે નહિ. નારીનું સન્માન શી રીતે અખંડિત રાખવું જોઇએ, લલનાના લાવણ્યથી વિષયાસક્ત પાપાત્માઓને શી રીતે રીતે દૂર રાખવા જોઇએ. આદિ તમામ વિષયોને હું ઘણી જ સારી રીતે જાણું છું ! અત્યારનું આ વિશ્વ માયાની વિષમજાળમાં સપડાયલું હોવાથી સતીનો સતીત્વનાશ, નારીના ગૌરવનો અધઃપાત તથા પતિવ્રતાના પાતિવ્રત્યનો ભંગ થાય તો તેમાં કાંઇ અજાયબી જેવું નથી, એ વાત પણ મારાથી અજ્ઞાત નથી. તું કૌશલ્યની જાળનો વિસ્તાર કરીને બન્દીવાન રાજા ધનનંદનો ઉદ્ધાર કરીશ કે, તરત જ તે તારા આ ભુવનમોહિની રૂપમાં મુગ્ધ બની જશે અને તને પોતાની અર્ધાંગના બનાવવાના નિશ્ચયપર આવી જશે. તે ઉપરાંત તું તેને રાજા સમરકેતુની અજ્ઞાતમાં મુક્તિ અપાવે છે તથા રાજા સમરકેતુની ઇચ્છા વિરૂદ્ધનું કાર્ય કરીને તેનો ઉદ્ધાર કરે છે, એમ જાણીને તે ધનનંદના હૃદયમાં એક પ્રકારની કૃતજ્ઞતાનો ઉદ્‌ભવ થશે. અને કરેલા ઉપકારના બદલામાં તું મગધના રાજમહાલયમાં પ્રવેશ પણ કરી શકશે. તારા રૂપમાં મોહાયલો અને ઉપકાર તળે દબાયલો રાજા ધનનંદ તને તરત જ પોતાની સાથે મગધના રાજમહાલયમાં લઇ જવા માટે તૈયાર થઈ જશે.”

“ત્યાર પછી જે કાર્ય કરવાનું છે, તે હું તને હમણાં જ જણાવી દઉં છું. હું નાની મહારાણી મલ્લિકાદેવીના કંઠનો અમૂલ્ય હીરાહાર મેળવવા માગું છું. મને તેની જ વિશેષ આવશ્યકતા છે. માટે ગમે તે ઉપાયે તું તે હાર ઉઠાવી આવ. પણ જોજે આ કાર્ય ખાસ સંભાળીને કરવાનું છે. કારણ કે તેમાં પ્રાણ જવાની પણ સંભાવના છે. આજથી ઘણા વર્ષ પૂર્વે મહારાણી મુરાદેવીના ડાબા હાથનું કંકણ ચોરાયું હતું અને તેના યોગે આખા પાટલિપુત્રમાં મહા ખળભળાટ જાગી ઉઠયો હતો. પ્રજાજનોના ઘરોની જડતી લેવામાં આવી હતી, પરિચારિકાઓપર અસહ્ય અત્યાચાર ચલાવવામાં આવ્યો હતો અને શહેરરક્ષક કોટવાળની પણ ભયંકર દુર્દશા થઇ હતી, માટે અત્યારે પણ તેવું ન બને તેની ખાસ સંભાળ રાખવી જોઇશે.”

“મહારાજ ! મહારાણી મુરાદેવીના હાથનું કંકણ ચોરાતાં આવી ભીષણ ઘટના શા કારણથી બની હતી ? આવા વિશાળ

દેશના મહારાજાના મહાલયમાંથી એક સાધારણ કંકણ ચોરાયું તેમાં આટલો બધો કોલાહલ કેમ વ્યાપી ગયો હતો? પ્રભુ આ વાત તો મારા માનવામાં આવી શકતી નથી જ."

"સાંભળ તડિતા, તે કંકણ કાંઇ સાધારણ કંકણ નહોતું. તે કંકણની સાથે સ્વર્ગીય મહારાજ મહાપદ્મનંદના જીવનનો સંબંધ જોડાયલો હતો અને એ કારણથી જ એવો મહાન ખળભળાટ જાગ્યો હતો. દ્રવ્યના અપહરણથી રાજાને કાંઇ પણ લાગી આવ્યું નહોતું, પણ પોતાના જીવનનો નિકટ સંબંધ જ તેની સાથે સંધાયલો હતો. તેનું દુઃખ થયું હતું જ્યાં સુધી તે કંકણ મહારાણી મુરાદેવીના અંગપર રહે, ત્યાં સુધી જ મહાપદ્મનંદ મહારાજનું જીવન ટકી શકે એમ હતું. જો કંકણ ચોરાઇ જાય તો તરત જ રાજાનું મૃત્યુ થાય તેમ હતું. આવા ગહન કારણથી જ તે દિવસે તેવા પ્રકારનો ઉત્પાત ઉપજ્યો હતો." ચાણક્યે કહ્યું.

"વારુ ત્યારે, તે કંકણ ચોરાયા પછી મહારાજ મહાપદ્મનંદની તથા રાજરાણી મુરાદેવીની શી દશા થઈ તથા તે કંકણનો કાંઇ પણ પતો મળી શક્યો હતો ખરો કે?"

"કંકણની ચોરી થયા પછી આઠમે દિવસે જ મહારાજ મહાપદ્મનંદનું મૃત્યુ થયું અને તેનો મોટો પુત્ર ધનનંદ તેની ગાદીએ આવ્યા પછી બિચારી મહારાણી મુરાનું કપાળ ફુટી ગયું, તેની દશા ઘણી જ વિચિત્ર થઇ. તરુણવયના ધનનંદે યુવાનીના ઉછળતા લોહીમાં રાક્ષસ મંત્રીની કુસલાહથી અનેક સાહસો કરી નાખ્યાં. રાજમાતા રાણી રજતકુમારીને નળાન્દા કિલ્લામાં કેદ કરાવી કે જે બિચારી હજી એએક માસ પહેલાં જ કારાગૃહનાં અનેક દુઃખો સહન કરીને મરણ પામી છે. બીજી રાણી મુરાદેવી—ચંદ્રગુપ્તની માતાની પણ તેણે તેવી જ દશા કરીને કારાગૃહમાં પૂરી રાખી છે અને તે અત્યાર સુધી કારાગૃહમાં પીડાઈ રહી છે, તેને આપણે જ મુક્ત કરવાની છે. તે ઉપરાંત રાજમંત્રી શકટાર જેવા બુદ્ધિમાન મંત્રીને પદભ્રષ્ટ કરીને તેને પણ કારાગૃહમાં ધકેલી દીધો, પરંતુ તે બિચારો પોતાના પૂર્વજન્મનાં પુણ્યના યોગે તેની પત્ની લલિતાની સહાયતાથી છૂટી શક્યો છે અને ત્યાર પછી તેના જીવનમાં જે જે ઘટનાઓ બની છે તે બધી તું જાણે છે એટલે અત્યારે તેનું અધિક વિવેચન કરવાની કશી આવશ્યકતા નથી. શકટારને કેદમાંથી મુકત થયેલો જોઇને રાજા ધનનંદે કારારક્ષક ચંદ્રપાલની જે દિશા કરી છે, તે પણ તું જાણે છે એટલે તેને નવેસરથી જણાવવાની જરૂર જણાતી નથી."

"ત્યાર પછી તે અવિચારી ધનનંદે યુવરાજ ચંદ્રગુપ્તને દેશનિકાલ કર્યો, તેને મારી નાખવા માટેનાં અનેક કારસ્થાનો રચ્યાં પણ, જેને પરમાત્મા બચાવે છે તેનું મરણ કોઈનાથી થઈ શકતું નથી, એ સૂત્રને અનુસરીને ચંદ્રગુપ્ત અનેક આફતોમાંથી ઉગરી ગયો અને આ પહાડી રાજા સમરકેતુની ભગિની મંદાકિનીએ તેને યોગ્ય આશ્રય આપ્યો. તથા તેને પોતાના બંધુ તરીકે અર્ધ રાજ્યનો માલિક ઠરાવ્યો. કેટલોક કાળ આ પ્રમાણે શાંતિથી વીત્યો અને ત્યાર પછી આ મહા ઘનઘોર યુદ્ધ આરંભાયું !"

"મહાત્મન્! એ બધો વૃત્તાંત હું સારી રીતે જાણું છું, એટલે એ સાંભળવાની મારી ઇચ્છા જ નથી. પણ મારી ઇચ્છા તો પેલા કંકણ સંબંધી બધી હકીકત જાણવાની છે."

"હા–તે પણ કહું છું. સાંભળ, રાજા ધનનંદના સિંહાસનારૂઢ થયા પછી અથવા તો મહારાજ મહાપદ્મનંદના મૃત્યુકાળને વીત્યાને છ માસ થયા પછી, બહુ જ તપાસ કરતાં એવો પતો મળ્યો કે, મહારાણી મુરાદેવીના હાથનું કંકણ ચોરનાર બીજું કોઇજ નહોતું. પરંતુ મહારાજ મહાપદ્મનંદની અન્ય મહારાણી રજતકુમારીએ જ કારસ્થાન રચાવીને પોતાની લલિતા નામક એક દાસીદ્વારા તે કંકણ ચોરાવી લીધું હતું. અને એ કારણથી જ રાજા ધનનંદે પોતાની માતા પતિઘાતિની છે અથવા તેણેજ મહારાજ મહાપદ્મનંદનો વધ કરાવ્યો છે, એમ ઠરાવીને રાણી રજતકુમારીને કેદ કરાવી તથા પેલી લલિતાનામક દાસીનો વધ કરાવી નાંખ્યો. આ સર્વ બીના બની ગયા પછી કેટલાટ કાળે મહારાણી મુરાદેવીને પોતાના પિતાની રખાત છે તથા પોતાના પ્રબળ પ્રતિસ્પર્ધી યુવરાજ ચંદ્રગુપ્તની માતા છે, તેથી કદાચ પોતાને વિષપાન કરાવી ચંદ્રગુપ્તને ગાદી અપાવી દે એવી આશંકાથી તથા દુષ્ટ રાક્ષસની સલાહથી તેને એકદમ ભયંકર બન્દીખાનામાં મોકલી આપી."

"રાણી રજતકુમારીનો મહારાણી મુરાદેવીના અંગપરથી કંકણ ચોરાવી લેવાનો ઉદ્દેશ શો હતો, તે તો મહારાજ! હજી પણ મારાથી સ્પષ્ટ સમજી શકાતું નથી. માટે કૃપા કરીને તે સર્વ વૃત્તાંત કહી સંભળાવો." તડિતાએ એક પ્રકારની જિજ્ઞાસા દર્શાવી.

"તેનો ઉદ્દેશ રાજાનો વધ કરવાનો હતો એમ નહોતું, પરંતુ તેનું કારણ કાંઇક જૂદુંજ હતું. તે મહારાણી મુરાદેવીનું રાજાની આગળ વધેલું સન્માન તથા તેને મળેલું પટરાણીનું પદ જોઈ શક્તી

નહોતી, તેથી તેણે મુરાદેવીને કોઇ પણ પ્રકારે હલકી પાડવા માટે, તેનું સન્માન ઘટાડવા માટે તથા પોતે પટરાણીનું પદ ભોગવી શકે એટલા માટે એવું કાવતરૂં રચ્યું હતું. પરંતુ તે બિચારી એમ નહોતી જાણતી કે, મુરાદેવીના હાથમાં રહેલું મંત્રેલું કંકણ જ રાજાના જીવનને ટકાવી શક્યું છે અને મંત્રેલા કંકણના આધારે જ રાજા મહાપદ્મનંદ જીવી શકે છે. કંકણનું હરણ થવાથી રાજાનું મરણ થશે એવી તેને કલ્પના પણ નહોતી. તેમજ તે મંત્રેલા કંકણની મંત્ર વિદ્યાપર તેને જોઇએ તેવો વિશ્વાસ પણ નહોતો. તેની બીજી ધારણા એવી હતી કે, મુરાદેવીના અંગપરથી કંકણ ચોરી લેવા છતાં પોતાના હાથમાં જ રહેવાનું છે, એટલે રાજાના પ્રાણ જવાની કશી ચિંતાજ નથી. પરંતુ તે એમ નહોતી જાણતી કે, એ કંકણ જો મુરાદેવીના હાથમાં રહે તો જ રાજાનું જીવન ટકી શકે તેમ છે, નહિ તો રાજા મરણ પામે તેમ છે. જો આ સર્વ વિષયોથી તે જાણીતી હોત અને રાજાનું મરણ જ થશે એમ જાણતી હોત તો, તે પોતાના તુચ્છ સ્વાર્થને માટે મુરાદેવીના અંગપરથી કંકણ ચોરાવવાનું સાહસ કરત કે કેમ તે વિષયમાં મારાથી કશી કલ્પના પણ કરી શકાતી નથી."

"વારૂ ત્યારે, જે સમયે રાજા મરણ પથારીએ પડ્યા અને કંકણ ચોરાયાથી તેમના પ્રાણ કંઠે આવ્યા તો પણ રાણી રજતકુમારીએ મુરાદેવીના અંગપર તે કંકણ કેમ ન બાંધી આપ્યું? પોતાના પતિના પ્રાણ આપદમાં આવવા છતાં તેણે કંકણ આપવાની ઉદારતા કેમ ન દર્શાવી? શું તેને પોતાના પતિ તરફ કોઈ પણ પ્રકારનો અણગમો હતો? અરે કદાચ અણગમો હોય કિંવા પતિએ પોતાનો ત્યાગ કર્યો હોય તો પણ તેમના પ્રાણની રક્ષા કરવી એતો પ્રત્યેક અબળાનો પરમ ધર્મ છે, એ સૂત્રને શું રાણી રજતકુમારી છેક જ ભૂલી ગઇ?".

"તડિતા, એ સંબંધમાં હું કાંઇ વિશેષ જાણતો નથી. પણ મને માત્ર એટલાજ ચોક્કસ સમાચાર મળ્યા છે તથા રાજદરબારમાં પણ એવી વાતો સંભળાય છે કે, કંકણણી ચોરી કરનાર વ્યક્તિને રાજાએ પ્રાણદંડ આપવાની ભયંકર પ્રતિજ્ઞા લીધી હતી અને તેથીજ રાણીએ પોતાના પ્રાણ જવાના ભયથી એ વાર્તાને સર્વથા છૂપાવી રાખી હતી. રાજાનું મરણ થતાં સુધી તેણે આ વાર્ત્તા ક્યાંય પણ પ્રકટ થવા દીધી નહોતી. અને એથીજ રાજાનુ મરણ થયું હતું. હવે એ કંકણની સાથે રાજાના જીવનનો શો સંબંધ હતો તે કહી સંભળાવું

છું. રાજ્ય ગુરૂ વાસુદેવ ઉપાધ્યાયે મર્હુમ મહારાજ મહાપદ્મનંદના જ્યોતિષની ગણના કરીને જોયું હતું, તો તેનું જીવન બહુજ ટુંકું હતું. તેના જીવનને એક ભારી ગ્રહ નડતો હતો, તેથી તે ગ્રહની પીડાના નિવારણાર્થે રાજગુરુએ તે મંત્રથી મંત્રેલું કંકણ બનાવી આપ્યું હતું અને રાજાને પોતાની જે વ્હાલામાં વ્હાલી રાણી હોય, તેના હાથપર કંકણ બાધવાની સૂચના આપી હતી, રાજાએ એ સૂચના પ્રમાણે મુરા દેવીના હાથપર જ કંકણ બાંધ્યું હતું. પરંતુ રાજમહાલયની રાણી રજત કુમારીના કારસ્થાનથી તે કંકણ ચોરાઈ ગયું અને મહીપતિ મહાપદ્મનંદનું મૃત્યુ પણ થયું. રાજગુરુએ કહ્યું હતું કે કંકણ નષ્ટ થશે તેને આઠમે દિવસે મહારાજનું મૃત્યુ થશે અને થયું પણ તેમજ. માત્ર રાણી રજતકુમારીના દોષે જ નિર્દોષ મહારાજાનું મૃત્યું થવા પામ્યું છે.

" પણ પ્રભુ ! હવે આપ મહારાજ ધનનંદની નવીન મહારાણી વિશ્વપ્રભાના હારની ચોરી શા માટે કરાવવા માગો છો વારૂ ?"

" હા. તેનું કારણ પણ હું તને કહી સંભળાવું છું. રાજરાંણી વિશ્વપ્રભાના હીરાહારમાં પણ સ્વર્ગિય મહારાજ મહાપદ્મનંદના જેવું એક મંત્રેલું માદળીવું છે અને એ માદળીયું જ્યાં સુધી ધનનંદના અધિકારમાં હોય ત્યાં સુધી જ તે રાજ્ય કરી થકે તેમ છે. જો તેના હાથમાંથી તે માદળીયું ચાલ્યું જાય અને બીજા કોઇ પુરુષના હાથમાં આવે તો તે પુરુષ મગધરાજ્યનો ચક્રવર્તીના સમ્રાટ થઈ શકે તેમ છે. મારી ઇચ્છા તે માદળીયું તારાદ્વારા ચોરાવીને યુવરાજ ચંદ્રગુપ્તના હાથમાં સોંપી તેને મગધનો સમ્રાટ બનાવવાની તથા રાજા ધનનંદને પતિત કરવાની છે. તે માદળીયું ઘણાં વર્ષો પહેલાં કોઇ એક પ્રતાપી સંન્યાસીએ રાજા ધનનંદપર પ્રસન્ન થઇને મંત્રી આપેલું છે અને તે સાથે આશીર્વાદ આપીને એમ પણ કહેલું છે કે, " જ્યાં સુધી આ માદળીયું રાજાના અધિકારમાં રહેશે ત્યાં સુધી મગધનાને સિંહાસનને ભોગવી શકશે, પણ જો કદાચ તે માદળીયું નષ્ટ થશે તો તે ક્ષણે જ ધનનંદનો ધ્વંસ થશે અને રાજપાટ લૂંટાઈ જશે. માદળીયાંનું અસ્તિત્વ હોવા છતાં પણ રાજાના શિરપર અનેક આપદો આવવાની સંભાવના છે; પરંતુ જ્યાં સુધી તે માદળીયું હશે ત્યાં સુધી તેવો કોઈ ભારી પ્રત્યવાય નડશે નહિ. રાજાના ભાગ્ય મંદ છે તેથી તે ઝાઝીવાર ટકી શકશે નહિ. માટે તેને ખુબ સાવચેતીથી સાચવવાની ગોઠવણ કરજો. " આમ કહીને તે સંન્યાસીએ એ મંત્રેલું માદળીયું રાજા ધનનંદને સોંપ્યું હતું અને

ધનનંદે ઘણા કાળ સુધી પોતાના કંઠમાં પહેરવાના હીરાહારમાં તેને મઢાવીને પહેર્યું પણ હતું, પરંતુ કાળના જવા સાથે તેની શ્રદ્ધા તે માદળીયા પરથી ઉતરી ગઈ હતી તથા રાણી વિશ્વપ્રભાને તે માદળીયાં વાળો વાળો હીરાહાર સોંપી દીધો છે, રાણી વિશ્વપ્રભા તે હારને પોતાના પ્રાણથી પણ અધિક ચાહે છે. અને ઘણી જ સંભાળથી રક્ષણ કરેછે.

" રાણી વિશ્વપ્રભા એક સાધારણ વર્ગની કન્યા છે, પરંતુ તેનું રૂપ અત્યંત મનોહર છે, એટલે રાજા ધનનંદે, તેને પોતાની પટરાણી બનાવીને રાખી લીધી છે. જેવી રીતે મહારાજ મહાપદ્મનંદે મુરાદેવીનો સ્વીકાર કર્યો હતો તેવી જ આ અવિચારી ધનનંદે રાણી વિશ્વપ્રભાનો સ્વીકાર કરીને વિશ્વવિખ્યાત બનાવી દીધી છે. તેનાં મીઠાં મીઠાં વાક્યો સાંભળીને; તથા તેના લાવણ્યમાં લુબ્ધ બનીને ધનનંદે પોતાનું હૃદય તેને જ સોંપી દીધું છે. પણ હવે હું એ લુબ્ધતાનો ભંગ કરીને રાજાની જે આસક્તિ રાણીમાં થયેલી છે, તે તારામાં ઉતારવા ઇચ્છું છું, કારણ કે, જો રાજા તારામાં મુગ્ધ લશે તો તને તરતજ પોતાની પાટરાણીનો અધિકાર સોંપી દેશે અને એથી કરીને પેલો હીરાહાર તથા માદળીયું પણ ઘણીજ સહેલાઈથી આપણા કબ્જામાં આવી શકશે. મેં તને આપેલા મંત્ર વાળા માદળીયાને લીધે રાજા તારા શરીરનો સ્પર્શ પણ કરી શકશે નહિ, માત્ર મનમાં જ લુબ્ધ બની રહેશે. તેથી કાંઈ તારી પવિત્રતા નષ્ટ થશે નહિ. વિશ્વપ્રભાના કંઠમાં વિરાજતા માદળીયાનું અપહરણ થશે કે તરત જ મગધરાજની ભાગ્યલિપિના કેટલાક નઠારા ગ્રહો પોતાનું બળ વિસ્તારી દેશે અને તેના યોગે અથવા તો તે કુગ્રહના પ્રકોપના પરિણામે રાજાને કુબુદ્ધિ સૂઝશે. તે ઘોર અત્યાચારી થશે. તેના રાજ્યમાં પ્રજાજનો બળવો જગાડશે અને તેમાંના કેટલાંક લક્ષણો તો અત્યારથી જ જણાવા લાગ્યાં છે. પણ જ્યાં સુધી તે હારમાંનું માદળીયું મળશે નહિ, ત્યાં સુધી મારો ઉદ્દેશ કદાપિ સિદ્ધ થઇ શકશે નહિ. એ માદળીયાના ગુણની વાર્તા રાજા ધનનંદ બહુ સારી રીતે જાણે છે. જો તું હાવ ભાવ દર્શાવીને તથા તારા અનુપમ રૂપમાં રાજા ધનનંદને મુગ્ધ કરીને મારો ઉદ્દેશ સફળ કરી આપીશ, તો તેથી સમગ્ર મગધ રાજ્ય તારૂં કૃતજ્ઞ થશે અને તારા ગુણની અતિશય પ્રશંસા કરશે. તે દુષ્ટના વિનાશથી પ્રજાવર્ગમાં વ્યાપેલી વિષાદની છાયા દૂર થશે, વહુ દીકરીઓની લજ્જાનું રક્ષણ થશે. તથા અનેક ઘોર અપરાધો થતા અટકશે. તડિતા, એટલું ચોક્કસ યાદ રાખજે કે તું

એક ઘણાજ જવાબદારી ભરેલા કાર્યને તારી કાંધપર ઉઠાવી રહી છે, માટે તેટલી જ ચાલાકીથી તું આ કાર્ય કરી આપજે. જો તું મને મારા આ કાર્યમાં યોગ્ય સહાયતા આપીશ તો જીંદગી સુધી હું તારા તે મહત્ ઉપકારનું વિસ્મરણુ કરી શકીશ નહિ."

"ગુરુદેવ ! હું આપનું એ કાર્ય અવશ્ય કરી આપીશ, પણુ તેમાં મને સહાયતા કોણુ આપશે વારૂ ? હું ત્યાંની બધી બાબતોથી છેક અજાણી છું, એટલે કોઇક ભોમિયાની મને ખાસ જરૂર છે. માટે કૃપા કરીને તેવી કોઈ વ્યક્તિ બતાવી આપો."

"હા-તે પણુ મેં નક્કી કરી રાખ્યું છે. મહારાણી મુરાદેવીપર જ્યારે રાજા મહાપદ્મનંદ કોપિત થઇને તારાજ નામની એટલે કે, તડિતા નામની એક વારાંગનામાં લુબ્ધ થયા હતા અને પોતાના મહાલયથી ઘણે દૂર આવેલા 'વિલાસ કાનન' નામક બગીચાના મહાલયમાં તે તડિતાની સાથે રહેતા હતા. તડિતાએ તેમને એટલા બધા મુગ્ધ બનાવી દીધા હતા કે, તેમને રાત્રિ દિવસનું પણુ ભાન રહ્યું નહોતું. પરંતુ પેલા કંકણુના અભાવથી રાજાનું મૃત્યુ તે તડિતાના આવાસમાં જ એટલે કે વિલાસ કાનનમાં જ થયું હતું. તડિતાના સહવાસમાં આવ્યા પછી આઠમે દિવસે મહારાજાનું મૃત્યુ થવાથી, સર્વ જનોને તે તડિતાપર જ શંકા આવી હતી અને તેને બિચારીને રાજા ધનનંદે ગંગા નદીમાં જીવતીજ ફેંકાવી દીધી હતી. ત્યાર પછી તેની શી દીશા થઈ તે કોઇના જાણુવામાં આવ્યું નથી. પણુ કેટલાકો કહે છે કે, તે તડિતા જળમાં ને જળમાં મરી ગઈ હતી. જે દિવસે મુરાદેવીના હાથપરથી કંકણુ ચોરાયું તે દિવસે જ રાજા તેનો ત્યાગ કરીને તડિતાના મહાલયમાં ચાલ્યા ગયા હતા. આ સમયે મહારાણી મુરાને બહુજ માઠું લાગ્યું રતું, તે મરવાની અથવા આત્મહત્યા કરવા તૈયારીમાં હતી એવામાં શિવમંદિરની સંન્યાસિની ભૈરવી માતંગીએ તેને આશ્વાસન આપી ચોર પકડી આપવાની હિમ્મત આપી હતી. તે સંન્યાસિની પાટલીપુત્રના મહાકાળ મંદિરની સેવિકા તરીકે આખા મગધમાં પૂજાય છે અને તે અતિ દયાળુ છે. એ જોઇને મુરા દેવીએ તેની આજ્ઞા પ્રમાણે આત્મહત્યા કરી નહોતી. પણુ તે સમયે તે ભૈરવીએ તેને ઘણી જ સહાયતા કરી હતી. હું તે ભૈરવી માતંગીને સારી રીતે ઓળખું છું. તેમ જ તે મહારાણી મુરાદેવીને કારાગૃહમાંથી મુક્ત કરાવવા માટે તલપાપડ થઈ રહી છે, એટલે તે તને સહાયતા આપવા માટે તરત જ તૈયાર થઇ જશે. હું તે બાબતનો બંદોબસ્ત કરી આપીશ.

તે મગધના રાજ મહાલયના દરેક ભાગોથી સારી રીતે જાણીતી છે, એટલે તને સહાયતા આપવામાં તે કોઇ પણ પ્રકારની ન્યુનતા આવવા દેશે નાહ." ચાણક્યે બધો ભેદ ખોલી બતાવ્યો.

ચાણક્યની બધી વાતોને બરાબર સાંભળી લીધા પછી, તડિતાએ તેનાં ચરણો પકડીને કહ્યું કે:—" મારા ભાવિ ભાગ્ય સંબંધી આપે જે ગણના કરી આપી છે, તેને માટે હું આપનાં ચરણોની વેચાયલી દાસી છું ! મેં આપને પિતા કહીને બોલાવ્યા છે, એટલે પુત્રી તરીકે મારે આપની દરેક આજ્ઞા અને આમન્ત્રાઓ પાળવી જ જોઇએ. મગધરાજે મદ અને ગર્વને આધીન થઇને આપનું જે અપમાન કર્યું છે, તે અપમાન આપનું નહિ પણ મારૂં પોતાનું જ થયું છે, એમ હું માનું છું. આપનો જે શત્રુ છે, તે મારો પણ પ્રબળ શત્રુ છે ! પિતાજી ! મને આશીર્વાદ આપો કે જેના યોગે હું આપના ઉદ્દેશની સિદ્ધિ કરીને પવિત્રા સહિત પાછી ચાલી આવું."

ચાણક્યે તડિતાને આશિર્વાદ આપીને કહ્યું કે;—" બેટા ! રાત્રિ લગભગ બે એક પ્રહર વીતી ગઈ છે, માટે જા તું તારા આ બ્રહ્મચારિણીના વેશને બદલાવીને ભુવન મોહિની રમણીનું રૂપ ધારણ કરી આવ. બાજૂના ઓરડામાં તારો પોશાક તૈયાર રાખવામાં આવ્યો છે. સેનાપતિ ભૈરવ, બંદીખાનાના રક્ષક તરીકે તને દરેક જાતની જોઇતી મદદ આપે એવી ગોઠવણ મેં પ્રથમથી જ કરી રાખી છે. માતા ! તે દિવસે તારી સાથે બેસીને મેં આ સંબંધી બધી વાતો કતી સંભળાવી છે."

તડિતા તરત જ બાજૂના ઓરડામાં ચાલી ગઇ. થોડીવાર પહેલાં, જે ઓરડામાં તે બ્રહ્મચારણીનાં વેશમાં દાખલ થઈ હતી, તેજ ઓરડામાં તે પાછી મોહિની વિલાસિનીનો વેશ ધારણ કરીને આવી પહોંચી. શકટારની સહાયતાથી ચાણક્યે એ વિચિત્ર વિલાસી પોશાકનો સંગ્રહ કર્યો હતો. ઇંદ્રિયવિજયી મહા પ્રાજ્ઞ ચાણક્ય તડિતાનું આવું અલૌકિક રૂપ તથા મેનકાની મધુર મનોહર પ્રતિમા જોઇને મનમાં ને મનમાં જ બોલ્યો કે;—" હા ! હવે તડિતા રૂપની આદર્શ પ્રતિમા થઇ ચૂકી છે ! સમસ્ત વિશ્વની સુંદરતા આ લલનાના લાવણ્યમંડિત વપુમાં જ આવી ભરાઇ છે. અહા ! શી સુંદર પ્રતિમા ! કેવા કોમળ કેશ ! કેવું વિશાલ લલાટ ! કેવાં કમળ સમાન કોમળ લોચન ! શા પ્રવાલના જેવા પાતળા હોઠ ! હા. હવે તડિતાસુંદરી વિશ્વને વિમોહિત બનાવવાની શક્તિ ધરાવી શકે તેમ છે. આમ છતાં

પણ જો એની સહાયતાથી મારા કાર્યની સિદ્ધિ નહિ થાય તો, હું એમ જ માની લઈશ કે, હું ખરેખરો હીનબુદ્ધિ પુરુષ છું, દૈવ મારાપર અત્યંત કોપાયમાન થયો છે.

ચાણુક્યના મકાનમાંથી વિદાય થયા પછી, જે મહાલયના ઓરડામાં મગધરાજ ધનનંદ બંદીવાન હતો, તે ઓરડામાં રૂપમૂર્ત્તિ તડિતા આવી પહોંચી. ત્યાં આવ્યા પછી તડિતાએ તે ઓરડાની એક બારીમાંથી છૂપી રીતે સંતાઇને જોયું તો તે વખતે મગધપતિ જાગ્રતાવસ્થામાંજ તે ઓરડામાં એક ઉન્મત્ત હસ્તીને પેઠે આમ તેમ લટાર મારી રહ્યો હતો. આ પહેલાં તેણે પથારીપર પોતાનું શરીર લંબાવ્યું હતું ખરૂં, પરંતુ ભયંકર માનસિક પીડાઓને લીધે તેને બિલ્કુલ ઉંઘ આવી શકી નહોતી.

તે ઓરડાના દ્વારપર ભૈરવ ઉભો હતો. ચાણુક્યના ઉપદેશ પ્રમાણે, તે પણ સમયને અનુસરીને જરૂરી કાર્ય કરવા માટે પૂરતી રીતે તૈયાર થઈ ગયો. તડિતાને જોઇને તેણે કહ્યું કે;—“ માતા ! હિમ્મત હારતી નહિ. જો તું તારી હિમ્મત હારી જઇશ તો અમારાં બધાં કારસ્થાનો ખુલ્લાં થઇ જશે, માટે બહુજ સંભાળીને કામ લે જે અને તે સાથે તારા મનમાં એવો એક દૃઢ નિશ્ચય કરી લે જે કે, તું અત્યારે એક ક્રોધિત સિંહની સાથે પ્રપંચ ખેલવા જઈ રહી છે ! પણ જો જે, તે સિંહની જાળમાં સપડાઇ ન જાય તેની ખાસ સંભાળ રાખજે. અત્યારે એક કપોત પક્ષીને આપણા જાળમાં સપડાવવાનો નથી, પણ એક ભયંકર બાજને આપણા જાળમાં સપડાવવાનો છે. સાધારણ ફળો ખાવાનાં નથી, પરંતુ લોઢાના ચણા ચાવવાના છે. શૃગાલનો શિકાર કરવાનો નથી પણ વનરાજ કેસરીનું વક્ષઃસ્થળ વિદારવાનું છે. એક માટીના પૂતળાંને તોડવાનું નથી, પરંતુ કઠિન પાષાણને ભેદી નાંખવાનો છે. માટે એ બધી બાબતો ધ્યાનમાં રાખીને જ તારા કામની શરૂઆત કરજે કે જેથી અમને તથા તને પસ્તાવાનો પ્રસંગ ન આવતાં અવશ્ય વિજય જ મળી શકે.”

તડિતાએ પ્રત્યુત્તરમાં જણાવ્યું કે;–“ ભૈરવ ! એ વિષયમાં કશી ચિંતા રાખશો નહિ. જ્યાં સુધી આ શરીરમાં રક્તનો એક પણ બિન્દુ વિદ્યમાન હશે, જ્યાં સુધી મારી પવિત્રતા અખંડિત હશે અને મારૂં પાતિવ્રત્ય અવિચળ હશે, ત્યાં સુધી સિંહતો શું પરંતુ સિંહોના પ્રાણને પરલોકમાં મોકલનાર કોઇ ચાલાક પારધિ હશે તો પણ મારો વાંકો

વાળ થઇ શકશે નહિ. અરે ! મારી નારીજાતિ તરીકેના પુણ્યમય પ્રભાવનો ક્ષય કરવાને એક પગલું પણ આગળ ભરી શકશે નહિ. હું મારા શીલના પ્રતાપે તે કામાતુર નંદને અંધ બનાવીશ, તેની સર્વ શક્તિઓનો લોપ કરીશ. તેનાથી મારા અંગનો સ્પર્શ પણ કરી શકાશે નહિ. માત્ર મારૂં રૂપ જોઇને તે પોતાના મનમાં જ મુગ્ધ કિંવા મોહિત બની રહેશે, પણ મારા સમક્ષ એક પણ ભ્રષ્ટ અથવા અપવિત્ર શબ્દ બોલી શકશે નહિ. જો ગુરૂદેવે આપેલો આશીર્વાદ ફળીભુત થશે તો આપણું એક પણ કારસ્થાન તેને ન જાણવા દેતાં હું તેને મારામાં એવો તો લુબ્ધ બનાવી દઇશ કે, તે પોતાના મનમાં જ બળ્યા કરશે, મારૂં રૂપ જોઇને મારો તાબેદાર–ગુલામ બની જશે. પણ તેનાથી મારા સમક્ષ પોતાના પાપી વિચારને વ્યક્ત કરવાનું સાહસ થઇ શકશે નહિ. ગુરુદેવનું આપેલું મંત્રપૂત માદળીયું એવું ચમત્કારિક છે, તેના યોગે તે અવિચારી રાજાને અવશ્ય આપણા અધિકારમાં લાવી શકાશે જ. ”

આ પ્રમાણે વાતચીત કર્યા પછી તડિતાએ ધીરે ધીરે તે ઓરડામાં પ્રવેશ કર્યો. ત્યાં જઇને તેણે જોયું કે, મગધપતિ તે રાત્રિના છેલ્લા પ્રહરે, એક ઉઘાડી બહારી આગળ ઉભો રહીને, નૈશ પ્રકૃતિની ગંભીરતાવાળી સુંદરતાનું નિરક્ષણ કરી રહ્યો હતો. તેનું મુખમંડળ ભીષણભ્રકુટી પૂર્ણ હતું. તે બારી આગળ એક ચિત્રેલી પ્રતિમાની પેઠે ઉભો હતો.

આ જોઇને તડિતાએ પાછળની ઘણા જ મૃદુસ્વરે મહારાજને બોલાવ્યો;–“ મગધેશ્વર ? ”

આ સાંભળીને મગધરાજ નંદે તરતજ પાછા ફરીને જોયું તો એક સુંદરી યુવતીને ઉભેલી જોઇ. કેટલીકવાર સૂધી તો તે સ્તબ્ધ બની ગયો. પણ પછીથી સળગતા દીવાના પ્રકાશમાં તેણે જોયું કે, એક મનોહારિણી દેવીની પ્રતિમા તુલ્ય એક લાવણ્યવતી લલના ઉભેલી હતી આવું ભુવન મોહનરૂપ તેણે આ પહેલાં કદાપિ જોયું નહોતું. તેના રૂપ સમક્ષ રાજરાણી વિશ્વપ્રભા શી વિસાતમાં છે ? અભિમાની રાણી મલ્લિકા અને મનોહરા પણ આ મૃદુ માનિની મનોહર આગળ શા હિસાબમાં છે ? આની સમક્ષ તેઓ સર્વે કાંઇ જ નથી અથવા તો અત્યંત તુચ્છ છે ! રૂપહીન છે ! ! પ્રભાહીન છે ! !

મગધેશ્વરે પોતાના મનમાં જ આવી તુલના કર્યા પછી અજાયબીથી પૂછ્યું કે;—“ મનોહારિણી માનિની ! તું કોણ છે અને અત્યારે અહીં શા કારણથી આવી છે ? ”

તેની આવી વાર્તા સાંભળીને તડિતાને સહજ સાહસ આવ્યું. તેણે કહ્યું:—" મારો પરિચય મેળવવાની મહારાજને અત્યારે કાંઈ પણ અવશ્યકતા હોય, એવી મારી માન્યતા નથી.

" તું આવી અંધારી રાત્રે, શા ઉદ્દેશથી અહીં આવી છે ? "

" કેવળ આપનો ઉદ્ધાર કરવા માટે જ.

" મારો ઉદ્ધાર કરવા માટે ? અંસભવિત ! તદ્દન અસંભવિત છે !

" નહિ–સંપૂર્ણ સત્ય છે ! મારા આરંભેલા કાર્યથી મહારાજ અત્યારે અને આ ક્ષણે જ આ બંદીખાનામાંથી મુક્તિ મેળવી શકશે."

" મારો ઉદ્ધાર કરવામાં તારો શો લાભ સમાયલો છે ?

" આપની પેઠે હું પણ આ બંદીખાનાની બંદિની છું. આપની સહાયતાથી આજે રાત્રે હું પણ આ બંદિખાનામાંથી મુક્તિ મેળવી શકું તેમ છું. જો વિલંબ કરશો તો આપનો મૂળસહિત સર્વનાશ થશે અને ભારી આફત આવી પડશે. "

" કેમ ? "

" એઓ આવતી કાલે રાત્રે આપણી હત્યા કરશે. "

" એ એ કોણ ? "

" રાજા સમરકેતુ અને તેના સલાહકારો. "

" શા માટે હત્યા કરશે ? "

" આપના પ્રતિનું વૈર વાળવા માટે ? "

" હેં—તું આ સત્ય જ કહે છે ? "

" હા–સત્ય જ કહું છું. "

" ત્યારે શું તેઓ મારો વધ કરશે, મને મારી નાખશે ? "

" અવશ્ય તેમજ થશે. "

" તેનું કાંઈ કારણ ? "

" કારણ પછીથી જણાશે. "

" પણ તું પોતે જ જણાવે તો ? "

" અત્યારે તેટલો અવસર નથી. "

" ત્યારે શું આપણે અહીંથી પલાયન જ કરવું પડશે. ? "

" એમાં જરા પણ શંકા નથી. "

" પરંતુ આપણે અહીંથી ન્હાસીને ક્યાં જઇશું ? "

" આપણું ભાગ્ય દોરી જશે ત્યાં. "

" પણ કદાચિત્ કોઈ જોઇ જશે તો ? "

" તો તે વેળાયે જોયું જાશે. "

" ત્યારે આપણે અહીંથી ક્યારે ન્હાસવાનું છે ? "

" અત્યારે અને આક્ષણે જ. "

" આટલી બધી ઉતાવળ કરવાનું કાંઈ કારણ ? "

" કારણ, માત્ર આત્મ રક્ષા કરવી તેજ. "

" ત્યારે શું આપણે એટલા બધા આફતમાં આવી પડયાં છીએ કે, અહીંથી ન્હાસી ગયા વિના બીજી કોઇ પણ રીતે આપણો બચાવ જ થઈ શકે તેમ નથી ? "

" હા—તેમજ છે. "

" ત્યારે તો આપણે ઘણી જ ઉતાવળથી ન્હાસી જવું જોઇએ."

" હું પણ તેમજ કહું છું. આપ વધારે વાર લગાડો નહિ. યુદ્ધમાં વિજયી થવાથી આજે સર્વ સૈનિકો અત્યંત આનંદને આધીન થઇને ઘોર નિદ્રામાં સૂતેલા છે. મેં ઘણું દ્રવ્ય આપીને બંદીખાનાના દારોગાને ફોડયો છે. એટલે હરકત જેવું કાંઇ જ નથી. "

" ત્યારે શું આપણે એકલાં જ અહીંથી જઈ શકીશું ? "

" તેમ કર્યા વિના છૂટકો જ થવાનો નથી. કારણ કે અત્યારે આપણી સાથે બીજો કોઇ સોબતી છે નહિ. તેમજ આવા અવસરે તેની કશી જરૂર જણાતી નથી. મહારાજ ! "

" ત્યારે તો આપણે એકલાં જવું પડશે. "

" હા મહારાજ ! તેમજ કરવું પડશે. "

કેટલીકવાર સુધી કાંઇક ચિંતા કર્યા પછી બોલ્યો કે;—" ના—હું તારી સાથે આવી શકીશ નહિ. શોચનીય મૃત્યુને આધીન થવું એ વધારે ઉત્તમ છે, પણ આવી રીતે એક અબળાની સોડમાં અથવા સાલ્લામાં છૂપાઇને ન્હાસી જવાનું ઘોર કલંક લેવાની મારી ઇચ્છા નથી."

" શાનું કલંક મહારાજ ? " તડિતાએ પોતાના અતિ કોમળ સ્વરથી પૂછ્યું.

મગધના સમ્રાટ નંદે જવાબમાં જણાવ્યું કે;—" જો આમ છૂપાઇને હું ન્હાસી જઇશ તો આ પહાડી લોકો અભિમાન કરીને કહેશે કે, હું એક રમણીની સહાયતાથી પ્રાણ જવાના ભયથી છૂપી રીતે કારાગૃહમાંથી પલાયન કરી ગયો છું. આ કલંક મૃત્યુ કરતાં પણ વધારે દુઃખદાયી છે ! "

"સારૂં—ત્યારે આપ અહીં જ રહો. પરંતુ આપના મરણથી આ મગધરાજ્યનું સિંહાસન ચંદ્રગુપ્તનું થશે, તેનો આપે કાંઈ વિચાર કર્યો છે કે ?"

આ વાર્તા સાંભળતાંની સાથે જ મગધપતિ ચમકી ઊઠયો અને પછી બોલ્યો કે;—"ચંદ્રગુપ્ત ? હા–હા. તેં ઠીક યાદ કરી આપ્યું ! તું જે કહે છે તે સર્વ સત્ય જ છે. ખરેખર આ મહાવિપદની વખતે તું મારી હિતકારિણી થઇ છે. મરણ મારૂં ગમે તેવું શોચનીય કેમ થતું નથી, તે સર્વ સહન કરવાને હું તૈયાર છું, પરંતુ જે ચંદ્રગુપ્તનું કપાયલું મસ્તક જોવા માટે હું વ્યાકુળ બની ગયો છું, જેને માટે મેં આ યુદ્ધ આરંભ્યું છે અને જેને નષ્ટ કરવા માટે મેં આવું વિષમ સાહસ વેઠયું છે, તે ચંદ્રગુપ્ત જો મારા મરણ પછી મગધના સિંહાસનનો અધિકાર મેળવશે તો તે મારાથી સહન થઈ શકશે નહિ તે નહિ જ સહન થઈ શકે."

તડિતાએ કહ્યું:—"જો રાજસિંહાસનપર આપની કાંઈ પણ મમતા હોય, આપની નવીન મહારાણી વિશ્વપ્રભાપર આપનો જરાપણ સ્નેહ હોય, ચંદ્રગુપ્તની હત્યા કરવાની ઇચ્છા હોય અત્યારે મારી સાથે જ ચાલો. પણ હા–હવે મારાથી વિલંબ કરી શકાશે નહિ. વિપુલ દ્રવ્ય આપીને આ કારારક્ષકની સહાયતાથી મેં બે અશ્વ તૈયાર રાખ્યા છે. મારા પોતાના માટે એક પાલખી પણ તૈયાર છે. રાત્રિનો ત્રીજો પ્રહર વીતી જવા આવ્યો છે, એટલે પાલખી ઉંચકનારા ભોઇઓ પણ આવી ગયા હશે. માટે હવે સત્વર ચાલો. હું મગધદેશની એક અતિ દીન અને શક્તિહીન અબળા છું, માટે મારાપર અવિશ્વાસ લાવશો નહિ. મારા પિતા આપના અન્નથી પોષાયા છે, એટલા માટે જ હું આપને બચાવવા ઇચ્છું છું."

મગધપતિ ધનનંદ લાચારીથી તે ઓરડાનો ત્યાગ કરીને તડિતાની સાથે ચાલવા લાગ્યો. એવામાં તેના મનમાં કાંપક વિચાર આવવાથી પોતાની સંગિનીને પૂછયું કે;–"અરે ઓ અજ્ઞાત અબળા તું કોણ છે ? મને તારો પરિચય આપ."

તડિતાએ કહ્યું:—"પછીથી મારો પરિચય મળી રહેશે. અત્યારે જો નાહક સમય ગાળશો તો પુનઃ આપદ આવી પડશે. માટે ચાલો હવે આ સ્થળે વધારે વિલંબ કરવાની કશી જરૂર નથી. હાલ

તરત તો જીવનને બચાવવાના કાર્યપર ધ્યાન આપો, પછીથી બધુંયે જોઈ લેવાશે."

આ સમયે ભૈરવે સન્મુખ આવીને કહ્યું કે;—"માતા ! હું તમને આ કારાગૃહમાંથી મુક્ત કરવામે તૈયાર છું, પરંતુ તે પહેલાં મારા માલિકે આપેલી આજ્ઞા મારે બજાવવી જોઇશે."

તડિતાએ પૂછ્યું કે;—"તમારી શી આજ્ઞા છે વારૂ ?"

"મહારાજા નંદને મુક્ત ન કરતાં બંદિખાનામાં જ રાખી મૂકવાની મારા માલિકની ખાસ આજ્ઞા છે, તેનો મારાથી ભંગ કરી શકાય તેમ નથી."

"ત્યારે શું તમે મને અહિં જ અટકાવવા માગો છો ?"

"હા—તેમ કર્યા વિના છૂટકો જ નથી ?"

"અમે અહીંથી છૂટી શકીએ તેવો બીજો કોઇ જ ઉપાય બાકી રહ્યો નથી ?"

"હા–એક ઉપાય છે, પણ તેનું પાલન તમારાથી થઇ શકશે નહિ."

"શો ઉપાય છે વારૂ, જણાવો તો ખરા ?"

"તે ઉપાય બીજો કાંઇ જ નથી, હું તમને અહીંથી છોડી મૂકવાને શક્તિમાન છું, પણ તે પહેલાં મારે આ મગધરાજ પાસેથી એક ખત લખાવી લેવું જોઇશે."

"ખત વળી શાનું ?"

"એ જ કે, તેઓ અહીંથી મુક્ત થયા પછી રાજકુમાર ચંદ્રગુપ્ત પર કોઈ પણ પ્રકારનો અત્યાચાર ન કરે તથા આ મારા અન્નદાતા સમરકેતુના રાજ્યપર ચઢાઇ પણ ન કરે. તે સાથે મગધમાં પહોંચ્યા પછી મહારાણી મુરાદેવીને કારાગૃહમાંથી મુક્ત કરવી જોઇશે. બસ, આટલી વિગત ઇશ્વરનું નામ લઇને પ્રતિજ્ઞાસહિત તે ખતમાં લખી આપવા માટે તેઓ તૈયાર થતા હોય, તો હું આ ક્ષણે જ તેમને બંદિખાનામાંથી મુક્ત કરી દઇશ. મારા રાજા પૂછશે તો કહીશ કે, અમારી અજાણતામાં જ રાજા નંદ અહીંથી ચાલ્યા ગયા છે, એટલે એ વિષયમાં અમે કાંઇ પણ જાણતા નથી. રાજા ધનનંદ પાસે પ્રતિજ્ઞા કરાવીને તે ખત લખાવી લેવાનું કારણ માત્ર એટલું જ છે કે, તેથી ચંદ્રગુપ્ત, મુરાદેવી અને રાજા સમરકેતુ નિર્ભય રહી શકે અને તેમના શિરપર પુનઃ નવીન આપદ ન આવી પડે. હું વફાદાર સૈનિક ગણાઉં છું, તેથી મારી વફાદારીનો ભંગ કરવા માગતો નથી. તેમજ તમારી આવી

પીડા પણ જોઈ શકતો નથી. એટલા માટે જ તમને અહીંથી મુક્ત કરૂં છું." ભૈરવે કહ્યું.

"બહુ સારૂં. મગધપતિ તે ખત લખી આપવાને તૈયાર છે. જાઓ ખડિયો કલમ મંગાવો." એમ કહીને તડિતાએ મહારાજ નંદના તરફ જોઇને પૂછ્યું કેઃ–"કેમ મહારાજ! આપ આ ખત લખી આપવાને તૈયાર છો ખરા કે ?"

"હા તેમાં મને કશો વાંધો નથી." મહારાજ નંદે કહ્યું:— પણ આ વ્યક્તિ કોણ છે વારૂ ?"

તડિતાએ તેજયુક્ત સ્વરથી ઉત્તર આપ્યું કે;—"એજ આપણો મુક્તિદાતા કારારક્ષક છે!" એવામાં ભૈરવ ખડિયો કલમ તથા કાગળ લઇને ત્યાં આગળ આવી પહોંચ્યો. મહારાજે પ્રતિજ્ઞા લઇને તેના કહેવા પ્રમાણે ખત લખી પોતાના હસ્તાક્ષર તથા સહી કરી આપી.

ત્યાર પછી તેઓ ત્રણે જણાં બંદીખાનામાંથી બહાર નીકળી આવ્યાં. મગધપતિએ ખુલ્લી હવામાં આવ્યા પછી એક ઊંડો નિઃસાસો નાંખ્યો અને પછી તે કાંઇક ચિંતામાં પડી ગયો.

છુપવેશી ભૈરવે કહ્યું કે;—" બીજા માર્ગપર પહાડી સૈનિકો મલયપૂરના પ્રવેશદ્વારની રક્ષા કરવા માટે ઉભેલા છે એટલા માટે આપણે એક વાંકાચૂંકા અને ગુંચવણ ભરેલા માર્ગદ્વારા સપાટભૂમિ પર જવું પડશે, તેમ કર્યા વિના આપણા માટે બીજો એક ઉપાય બાકી નથી."

મગધપતિએ આ વાતનું કશું ઉત્તર આપ્યું નહિ, એટલે તડિતા બોલી કે;–"હવે તમને જેમ ઠીક લાગે તેમ કરો. અમે તો આ મા ર્ગથી છેક અજાણ્યાં છીએ માટે તમને જે સારો લાગે તે માર્ગ લઇને મગધનો માર્ગ અમને બતાવી આપો. આ રાજરાજેશ્વરની પાસે હું અત્યંત ઋણી છું. તેમણે મારા પિતાપર અનેક ઉપકારો કરેલા છે. માટે એમને કારાગૃહમાંથી મુક્ત કરવા એ મારૂં મુખ્ય કર્તવ્ય છે. પણ મારા તે કર્તવ્યને હું પૂર્ણ કરી ચૂકી છું એટલે એ સમ્રાટને હવે આ નવીન વિપદમાંથી બચાવવા એ તમારૂં કર્ત્તવ્ય છે."

ભૈરવ, એક વાંકા ચૂકા અને ખાડા ખડીયા વાળા માર્ગે તેમને બન્નેને હાથ ઝાલીને પ્રેતની પેઠે તે અંધકારનો ભેદ કરીને પહાડની નીચે લઇ આવ્યો. આ સમયે તેને એવી ઇચ્છા થઇ હતી કે, એક ધક્કો દઇને તે દુરાચારી ધનનંદને એકદમ પહાડતળેની ખાઇમાં ફેંકી દેવો અને પછી તડિતાને સાથે લઇને મલયપૂર તરફ ચાલ્યા આવવું.

પરંતુ તે તેમ કરી શકયો નહિ. કારણ કે, ચાણુક્યનો એવો સખ્ત હુકમ હતો કે, પકડાયલા શત્રુપર કદાપિ કોઈ પણ પ્રકારનો અત્યાચાર ગુજારવો જ નહિ. ચાણુક્યની અદ્ભુત કાર્યકળા જોઈને, તે તેને દેવતાનો અવતાર માનતો હતો. તેથી તેણે પોતાના તે મનોભાવને દબાવી રાખ્યો અને કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના તેમને માર્ગ બતાવવા માટે આગળ ચાલ્યો.

પહાડની બીજી બાજૂએ એક નાનું ગામ હતું. તે ગામના માર્ગમાં જ બે અશ્વ અને એક પાલખી તૈયાર રાખવામાં આવી હતી. પાથખી તથા તે અશ્વો એક વૃક્ષતળે તેમના આવવાની વાટ જોઈ રહ્યા હતા. ભૈરવે તે વૃક્ષતળે આવીને, એક સંકેત સૂચક અવાજ કર્યો.

કેટલીક વાર પછી તે અંધકારવાળી જગાએ મશાલનું તેજ ઝળકવા માંડયું. અને તે તેજની મદદથી તડિતાએ બે ભાઇઓએ ઉચકેલી એક પાલખીમાં પ્રવેશ કર્યો.

મગધરાજે એ નાની પાલખીની છેક નજીકમાં જઇને કહ્યુંકે;—"સુંદરિ ! જો કે હજી સુધી હું તારો પરિચય મેળવવાને ભાગ્યશાળી થયો નથી, તેમ છતાં પણ હું તારી પાસે મારી અંતરની કૃતજ્ઞતા પ્રકટ કરૂં છું. હું આ વિશાળ મગધરાજ્યનો અધિશ્વર અથવા તો કર્ત્તા હર્ત્તા અને ભાગ્ય વિધાતા પુરુષ છું, તેમ છતાં પણ તારી પાસેથી એક ભિક્ષા માગું છું.

તડિતાએ પ્રતિભાપૂર્ણ સ્વરથી પૂછ્યું કે;—"મહારાજ આપ આ અબળાને શી આજ્ઞા ફર્માવવા ઇચ્છો છો વારૂ ? હું આપની એક સાધારણ પ્રજાપુત્રી છું. મેં મારા પોતાના સ્વાર્થને આધીન થઇને જ આપને સહાયતા કરી છે. એથી આપને મારી પાસે કૃતજ્ઞતા પ્રકટ કરવાનું કશું કારણ જ નથી. આપની આજ્ઞાનું પાલન કરવાને હું સર્વદા તૈયાર છું."

મગધરાજે કહ્યું કે;—"આજે તમારે બધાને મારૂં આતિથ્ય સ્વીકારવું પડશે. "રતિ મહાલય" નામક મારો એક અતિ સુંદર મહાલય આવેલો છે અને તેની ચારે બાજૂએ એક ઘણો જ મનોહર બગીચો આવેલો છે. આજે રાત્રે હું તે સ્થળે જ જવા ઇચ્છું છું. આજે મારી મનોવાસના એવી છે કે તે બગીચાના મહાલયમાં તારો તથા તારા સોબતીયોનો સારો સત્કાર કરવો અને મારાપર કરેલા ઉપકારનો બદલો વાળી આપવો. આ કારારક્ષકને પણ મારા આતિથ્ય સત્કાર અવશ્ય કરવો જ પડશે.

તડિતાની જેવી ઇચ્છા હતી, તેવી જ ઇચ્છા મહારાજ ધનનંદના મનમાં પણ થઈ આવી અને તેથી તેણે આ નવીન પ્રસ્તાવ તરત જ તડિતાના મુખ સમક્ષ રજૂ કરી દીધો, આથી તડિતા અને ભૈરવે મહારાજની તે વાતનો સ્વીકાર કરવામાં કોઈ પણ પ્રકારની આનાકાની બતાવી નહિ.

ભૈરવે કહ્યુ કે;–" રાજરાજેશ્વર ! હુ મલયપૂરનો નિવાસી હોવા છતાં મગધનો સારી રીતે ભોમિયો છું. આ દાસ આપના " રતિ મહાલય " ના માર્ગથી પરિચિત છે. જો અનુમતિ આપો તો હું આપને ઘણા જ થોડા વખતમાં ત્યાં આગળ પહોંચાડી દઊં. રાત્રિનો છેલ્લો પ્રહર થવા આવ્યો છે, માટે હવે આપને વધારે વિલંબ કરવો વ્યાજબી નથી. "

મગધેશ્વરે કહ્યુ કે;–" હા ભાઈ ! તમારૂં કહેવું ખોટું નથી, અક્ષરે અક્ષર સત્ય છે. ચોરની પેઠે ન્હાસી છૂટેલાં કેદીને પ્રભાત થતાં પહેલાંજ પોતાનુ સ્થાન શોધી લેવું પડે છે. રાત્રિનો અંધકાર દૂર થયા પછી તેમનું જીવન આપ્રત આવી પડે તેની ધાસ્તી રહ્યા કરે છે, માટે તમે કહો છો તેમ આપણે અહીંથી જેમ બને તેમ જલ્દી રવાના થઇ જઇએ."

આમ કહીને, મગધપતિએ ઘણા જ ચિંતાતુર ચિત્તથી અશ્વારોહણ કર્યું. એટલે બીજા અશ્વપર બેઠેલો ભૈરવ માર્ગ બતાવવા માટે આગળ ચાલવા લાગ્યો.

લગભગ બે એક પ્રહર વીત્યા પછી તેઓ 'રતિ મહાલયનાં' દ્વાર આગળ જઈ પહોચ્યાં. મહાલયના પ્રવેશદ્વાર પાસે જે પ્રહરી હતો, તેણે અચાનક ધનનંદને તથા પાલખીમાં બેઠેલી તડિતાને જોઇને પોતાના મનમાં જ વિચાર્યું કે;–" મહારાજ કદાચિત્ યુદ્ધ વિજયી થઇને પોતાની સાથે મહાલયમાં લેતા આવ્યા હશે. " આમ ધારીને તે પ્રહરીએ પોતાનું શસ્ત્ર નમાવી સન્માન આપીને કહ્યું કે;–" મહારાજ મગધેશ્વરનો સદા સર્વદા વિજય થાઓ."

પરંતુ આવું સન્માનના સંબોધને, ઘટનાચક્રના અદ્ભુત પરિવર્તનથી ત્યારે જાણે તિરસ્કારની વાણીથી સમ્રાટના કર્ણોને વ્યથિત કર્યા. તેણે કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના પોતાના સોબતીઓ સહિત મહાલયમાં પ્રવેશ કર્યો, ત્યાર પછી તે લોઢાનાં દ્વાર પણ એક ભયંકર અવાજ કરીને બંધ થયાં.

# પ્રકરણ ૧૨ મું



## સુંદરીનું સ્નેહાકર્ષણ

તે રાત્રિ જેમ તેમ વીતી ગઈ. તડિતા અને ભૈરવે બન્નેએ પાસે પાસેના ઓરડામાં શયન કર્યું હતું. આ બે ઓરડાની વચ્ચે એક ખુલ્લું દ્વાર હતું.

તડિતા અને ભૈરવે ઊંઘ ન આવવાથી રાત્રિનો બાકીનો વખત વાર્ત્તાલાપ કરવામાં જ ગાળ્યો હતો. તે વાર્ત્તાલાપ છેક નિરર્થક નહોતો પરંતુ પોતાના ભાવિ કાર્યના ઉદ્ધારનો જ હતો.

ભૈરવે કહ્યું કે;–" માતા! તારે ગમે તે કૌશલ્ય કરીને એનો ઉપાય શોધી કાઢવો જોઇએ કે જેના યોગે આપણે કેટલાક સમયને માટે આ ' રતિ મહાલય 'માં જ રહી શકીએ.

તડિતાએ કાંઇક વિચાર કરીને જણાવ્યું કે;—" મહારાજની સાથે ફરીવાર મુલાકાત ન થાય ત્યાં સુધી મારાથી આ બાબતનો કશો પણ નિશ્ચય થઇ શકે તેમ નથી. તેમ છતાં તે ધારણા સફળ તો અવશ્ય થશેજ; કારણ કે, મને મારા ગુરુદેવના આશીર્વાદમાં સંપૂર્ણ વિશ્વાસ છે. ગુરુદેવની શક્તિ એટલી બધી બળવાન છે કે જેના યોગે તેઓ ધારે તે કરી શકે તેમ છે. "

તે નિર્જન મહાલયમાં બે દાસીઓ રહેતી હતી. તડિતાના ઉપયોગમાં આવતી દરેક વસ્તુઓ તેઓજ લાવી આપતી હતી અને તે ઉપરાંત તેની દરેક જાતની સેવા બરદાસ પણ ઉઠાવતી હતી મહારાજ ધનનંદની પોતાની આજ્ઞાથી જ તે દાસીઓ તડિતા સુંદરીની સેવા ચાકરી માટે નીમાયલી હતી. પરંતુ કેટલાંક કારણસર તડિતાએ તે બન્ને દાસીઓને તે રાત્રે ત્યાંથી વિદાય કરી દીધી હતી.

એ ' રતિમહાલય ' મહારાજનો એક એકાંતમાં આવેલો મનોહર પ્રાસાદ હતો. તેની ચારે બાજૂએ અતિ સુંદર ઉદ્યાનમાં વિવિધ પ્રકારનાં પુષ્પો ખીલી ઊઠયાં હતાં. પુષ્પોના પરાગથી મુગ્ધ થઇને રસભોગી ભ્રમરો તેનું ચુંબન કરવાના ઉદ્દેશની ગુણ ગુણ શબ્દનો ધીમો નાદ કરીને આમ તેમ ભ્રમણ કરી રહ્યા હતા. સારાંશ કે તે મહાલયની શોભા અત્યંત અવર્ણનીય હતી. તે મહાલયમાં બહારના કોઇ પણ મનુષ્યને પ્રવેશ કરવા દેવાની સખ્ત મના હતી એટલું જ નહિ પણ રાજરાણીઓ પણ ત્યાં આવી શકતી નહોતી. કેવળ નવીન મહારાણી

વિશ્વપ્રભા કોઈ કોઇ વખતે એ ઉદ્યાનમાં આવતી હતી. આ ' રતિ-મહાલય ' સિવાય પાટલિપુત્રના બીજા ભાગોમાં આવાંજ પ્રકારના બે આનંદોદ્યાન હતાં. તેમાંનું એક ' નંદન વિલાસ'ના નામથી ઓળખાતું હતું અને જેમાં રાજા મહાપદ્મનંદનું મૃત્યુ થયું હતું તે મહાલય તે ' નંદન વિલાસ ' જ હતો. એ નંદન વિલાસ પણ એક સુંદર ઉદ્યાનના મધ્યમાં આવેલો હતો અને તેની શોભાપણ ખરેખર અત્યંત પ્રસંસનીય જ હતી. પરંતુ આ ' રતિ મહાલય ' નગરથી ઘણુંજ દૂર હોવાથી મહારાજ ધતનંદ ત્યાંજ રહેવાનું વધારે પસંદ કરતા હતા. મહારાજાને પોતાને રહેવાના સર્વ મહાલયોમાં રતિ મહાલય જ સર્વોત્તમ હતું.

પ્રભાતમાં ઊઠીને તડિતાએ જોયું કે, બે ત્રણ પ્રકારના પહેરવા યોગ્ય અમૂલ્ય પોશાકો તેના ઓરડામાં તૈયાર રાખવામાં આવ્યા હતા. દાસીઓ પણ તેજ સમયે તેની સેવામાં ગુંથાઇ ગઇ હતી. પ્રાતઃક્રિયાથી નિવૃત્ત થયા પછી તડિતાએ ઇશ્વરની ઉપાસના કરી.

મગધેશ્વરે રાત્રિના છેલ્લા પ્રહરે સહજ નિદ્રાનું સુખ ભોગવ્યું હતું ખરું, પરંતુ તે સુખ એક પ્રકારના સ્વપ્નનું જ હતું, સાચું સુખ તો નહોતું જ. વિદ્વાનોએ ખરુંજ કહ્યું કે ચિંતાતુર મનુષ્ય નિદ્રામાં પણ પ્રકૃત સુખ ભોગવી શકતું નથી, તેવીજ રીતે આજે મગધરાજની દશા પણ તેવાજ પ્રકારની થઇ હતી. નિદ્રા લેતી વખતે તેણે સ્વપ્નમાં અનેકવાર ઉજ્જવળ કાન્તિમયી તડિતાને જોઇને, ઉન્માદને આધીન થયેલા પુરુષની પેઠે કેટલીકવાર તેને બોલાવી હતી, તેની આગળ પોતાના હૃદયની ઇચ્છા પ્રકટ કરી દીધી હતી. તથા તેને પોતાના મહાલયમાં રાખવાની જે ઇચ્છા હતી, તે પણ જણાવી દીધી હતી.

નિદ્રાનો ભંગ થયા પછી રાજા ધનનંદ, પોતાના વિચારાલયમાં આવી બેઠો. તેનું પ્રથમ કાર્ય, રાક્ષસ મંત્રીને એક પત્ર લખવાનું હતું, એટલે તરતજ તેણે તે પત્ર લખી નાંખ્યું અને એક પ્રતિહારી દ્વારા તે પત્રને રાક્ષસપાસે મોકલાવી દીધું. મંત્રીને આવતાં બે ત્રણ કલાકનો વિલંબ થશે એમ ધારીને મગધપતિએ એક અનુચરને તડિતાને પોતાની પાસે બોલાવી લાવવાની આજ્ઞા આપી. આજ્ઞાને શિરસાવંધ કરી અનુચર તત્કાળ ચાલ્યો ગયો.

તડિતા નવીન પોશાક પહેરવાથી જાણે અપ્સરાના જેવી સુંદર ભાસતી હતી. તેના કુદરતી રૂપનો પ્રકાશ જાણે તીવ્ર તડિત એટલે કે વીજળીની પ્રભાને ધારણ કરીને અંગેઅંગ ખીલી ઊઠયો હતો.

થોડીવારમાં તડિતાએ આવીને રાજાના ચરણોમાં પ્રણામ કર્યા. મગધપતિનંદે તેના સુકોમળ હાથ ઝાલીને તેને પોતાની બાજૂમાં બેસાડી. અહા ! તે હાથમાં કેવી વીજળીના જેવી મોહની શક્તિ હશે ! તેના સ્પર્શમાં કેવો અપૂર્વ આનંદ સમાયલો હશે ? "

તડિતાએ બુરખાથી પોતાનું અર્ધ મુખ ઢાંકેલું હતું. પરંતુ તે બુરખામાંથી પણ જાણે વીજળીનું તેજ ટપકી રહ્યું હતું. મગધરાજ નંદ તડિતાનું આવું અનુપમ રૂપ જોઇને આત્મવિસ્મૃત બની ગયો. તેનું ભાન ઠેકાણે ન રહ્યું. તે તેનામાં અત્યંત આસક્ત થયો.

ત્યાર પછી સહજ સ્મૃતિ આવતાં મગધનરેશ નંદે એક પ્રકારનું મંદ હાસ્ય કરીને કહ્યું કે;–" સુંદરિ ! તારે લીધેજ હું પાપિષ્ટ સમરકેતુના કારાગૃહમાંથી મુક્તિ મેળવી છે. તારા ઉપકારથી જ મારૂં જીવન બચી શક્યું છે ! એટલા માટે હું તારો અત્યંત ઋણી છું. જીવનદાનનો બદલો વાલવાને જો કે હું સર્વથા અશક્ત છું, છતાં મારાથી બની શકે ત્યાં સૂધીએ ઉપકારનું ઋણ વાળી આપવાની મારી ઇચ્છા છે. કદાપિ મારા આ પ્રાણનું બલિદાન આપવાથી પણ ઉપકાર થતો હોય તો તેમ કરવાને પણ હું તૈયાર છું. "

તડિતાએ પંચમ સ્વરનો મધુરો ઝંકાર કરીને કહ્યું;–"અવનીપતિ, રાજરાજેન્દ્ર ! મેં મારા પોતાના સ્વાર્થને માટે જ આપનો ઉદ્ધાર કર્યો છે. મારા પિતા આપનાં પિતાના આપેલા દ્રવ્યથી જ એક મહા ધનવાન શ્રીમંતની શ્રેણીમાં સારી ખ્યાતી મેળવી શક્યા હતા અને પોતાની નામના પણ કરી શક્યા હતા. એની કૃતજ્ઞતા દર્શાવવા માટે જ મેં આપનાપર આ ઉપકાર કર્યો છે. જો હું આપના એ ઉપકારનો બદલો ન વાળું તો જગતમાં મારી અપકીર્ત્તિ થાય તેમ હતું. કારણ કે, એ સંજોગો એવા હતા કે, હું આપને ગમે તે રીતે છોડાવીશકુ તેમ હતી. મનુષ્ય માત્રનો ધર્મ એજ છે કે કરેલા ઉપકારનો બદલો ઉપકારથી જ વાળી આપવો. તેમ કરવામા કોઇ પણ મનુષ્ય ભૂલ કરે તો તેનું મનુષ્યત્વ તેટલું અલ્પ છે એમ જ માની લેવું. મહારાજ ! જગતનો નિયમ જ એવા પ્રકારનો છે. એમાં મેં કોઈ પણ પ્રકારનો ઉપકાર કર્યો જ નથી. કેટલાક વિદ્વાનો તો એમ પણ કહે છે કે, " ઉપકાર કરનાર પર ઉપકાર કરવો એ તો મનુષ્ય માત્રની ફરજ છે. પરંતુ શત્રુપર પણ દરેકે બનતા ઉપકારો કરવા જોઇએ. શત્રુપર ઉપકાર કરવામાં જ માનવજન્મની સાર્થકતા સમાયલી છે. તે સાથે એમ પણ ભારી આપીને કહ્યુ છે કે;–

" ન અંજરથી ન ભાલાથી,
કદાપિ મારવો દુશ્મન;
સદા ઉપકારની તલ્વારથી,
સંહારવો દુશ્મન. "

શત્રુને પણ ઉપકાર કરીને મારવાની ભલામણ વિદ્વાનો આપે છે તો પછી ઉપકાર કરનારપર ઉપકાર કરવો એમાં તો કોઈ પણ પ્રકારની નવીનતા છેજ નહિ. "

" તે ઉપરાંત બીજી વાર્તા એ છે કે, રાજા સમરકેતુએ મારા સૌન્દર્યપર મોહિત થઇને બળાત્કારે મને પોતાના નગરમાં લાવી છૂપાવી રાખી હતી. તેથી મારો ધર્મ ભ્રષ્ટ થવાની પૂર્ણ સંભાવના હતી. આ વાત પણ આજથી ચાર માસ પહેલાંની જ છે. મેં ન્હાસવાના અનેક યત્નો કર્યા હતા, પરંતુ મારાથી ન્હાસી શકાય તેવો કોઈ સરળ ઉપાય જ મળયો નહોતો. તથાપિ દૈવે મારાપર દયા લાવીને તથા મારા નારી અવતારની પ્રતિષ્ઠા જાળવવા માટે તેવો સુયોગ લાવી આપ્યો છે અને તે સુયોગનો બધો વૃત્તાંત આપનાથી અવિદિત નથી, એટલે ફરી વાર તેનું પુનરાવર્ત્તન કરવાની કશી જરૂર જણાતી નથી."

આ સાંભળી મગધપતિ બોલ્યો કે;—" તે પહાડી ઉંદર સમરકેતુએ કપટતંત્ર કરીને આ સમયે મને બંદીવાન બનાવ્યો હતો, એ ખરૂં, પરંતુ છ માસ પછી તુ જોઈ લેજે કે તેની સ્થિતિ કેવી શોચનીય થાય છે. હુ મારૂં વિશાળ સૈન્ય લઇને તેજ પહાડી ભૂમિને સપાટ બનાવી દઇશ. પહાડી રાજ્યમાં અસ્તિત્વ ધરાવતાં સર્વ મકાનોને ભૂતળશાયી બનાવી દઇશ. આ દુનિયાના પડપરથી તે નીચ, નિમકહરામ નાલાયક સમરકેતુનું નામ તથા નિશાન પણ નષ્ટ કરીશ. મારા જેવા વિશ્વને કંપાવનારા સમ્રાટ્ સમક્ષ તેણે જે અન્યાયજનક આચરણ કર્યું છે, તે માટે હુ તેને પૂરતી સજા આપીશ. ઘણા જ થોડા વખતમાં તેને તથા તેના ડાબા હાથ સમાન ગણાતા પાપિષ્ટ ચંદ્રગુપ્તને કાળના કોળીયા બનાવીશ. ચાણક્ય જેવા એક તુચ્છ બામટા ભીખારીને તો ઘડીના છઠ્ઠા ભાગમાં મારા બંદીખાનાનો બંદીવાન બનાવીને અસહ્ય યાતનાઓથી પીડિત બનાવીશ. હુ એ વાત પણ જાણું છું કે, ચંદ્રગુપ્તની સહાયતાથી સમરકેતુ સમરવિજયી થવા પામ્યો છે, અને એટલા માટે હું પણ ચંદ્રગુપ્તનો વધ પ્રથમ જ કરવા ઇચ્છું છું. મારી ભુજાના બળથી હુ ધારૂં તે કરી શકું તેમ છું. ગિરિરાજ હિમાલય તથા પર્વતરાજ

મેરૂ પણ મારા પગની ઠોકર વાગતાં ઉથલી પડે તેમ છે તો પછી એક સાધારણ પહાડી રાજ્યનો ભીખારી રાજા મારા સૈન્ય સમક્ષ ટક્કર ઝીલવાને શી રીતે સશક્ત થશે? નરાધમ સમરકેતુના પક્ષમાં દુષ્ટ શકટાર પણ સામેલ થયો છે, એવી બાતમી મને થોડા જ વખત પહેલાં મળી છે, માટે તે પાપાત્મા શકટારનો પણ મારે ધ્વંસ કરવો જોઇશે. જો જરૂર પડશે તો હું બ્રહ્મવધ અને ભ્રાતૃહત્યા જેવાં ઘોર કર્મ કરતાં પણ કુંઠિત થઇશ નહિ. દરેક મનુષ્ય પોતાના સ્વાર્થના માર્ગમાં આવતા કંટકોને નાબૂદ કરવાને સ્વતંત્ર છે. સ્વાર્થપરાયણતા તથા વૈમનસ્ય એ બે વસ્તુઓ એવી છે કે જેના યોગે મનુષ્ય સમસ્ત માનવકુલનો સંહાર કરવાને તત્પર થઈ જાય છે. પૃથ્વીપર અત્યારસૂધી જે જે મહાન યુદ્ધો થયાં છે, લોહીની નદીયો વહી છે, ભાઇભાઇનાં ગળાં કપાયાં છે, ભારી ભારી અનર્થો ઉત્પન્ન થયા છે અને મનુષ્યોએ સાક્ષાત્ શયતાનનું સ્વરૂપ ધારણ કરીને જે જે અત્યાચારોનો વિસ્તાર કર્યો છે, તે સર્વનું મૂળ કારણ શું છે? ઉત્તરમાં એમ જ કહેવું પડશે કે તેનું કારણ કેવળ તૃષ્ણા, સ્વાર્થસ્યતા અને વૈમનસ્ય જ છે.

"સમરકેતુએ સૂતેલા સિંહને જગાડ્યો છે, ભયંકર વિષધર કાળા નાગને છંછેડ્યો છે અને પૃથ્વીને ડોલાવનાર નરપતિનો દ્રોહ કર્યો છે, એને માટે એને પરિણામ પણ એવાજ પ્રકારનું ભયાનક ભોગવવું પડશે. તે દુષ્ટે મારા જેવા પ્રબળ અને સત્તાધીશ સમ્રાટ સ્હામે વૈમનસ્ય આરંભ્યું છે, એમાં પોતાની સર્વ શક્તિઓ ખોઇ નાંખી છે. રાજ્ય અને તે પણ અતિ ક્ષુદ્ર રાજ્ય, તેના મદથી ગર્વિત થયેલા સમરકેતુને પોતાના હિતનો પણ ખ્યાલ રહ્યો નથી. ચાણક્ય જેવા રખડતા ભટકતા ભીખારીની, શકટારના સમાન સ્થાનહીન અને માનહીન મનુષ્યની તથા ચંદ્રગુપ્ત જેવા બળહીન પુરુષોની સહાયતાથી સમરકેતુ મગધદેશના પ્રતાપી પતિનો રાજ્યાધિકાર છીનવી લેવાના વિચારો કરે છે. હા—હા—હા—હા. તેને બિચારાને કશી ખબર જ નથી. તે એમ જાણુતો પણ નથી કે, સૂતેલા સિંહને જગાડવાથી અવશ્ય મરણની જ સજા મળે છે. મારા સેનાપતિ રૂદ્રપાલની મૂર્ખતાને લીધે કદાચિત્ આ વખતે મારી હાર થઈ, તો પણ તેથી શું થયું? મારૂં બળ શું ઘટયું? હું ગમે તે ઉપાયે તે પાપાત્માઓનો સંહાર કર્યા વિના ઝંપીને બેસીશ નહિ. હાય! જે અપમાનની જ્વાળા અત્યારે મારા હૃદયને બાળીને ખાખ બનાવી રહી છે, તેને હોલવ્યા વિના મારાથી શાંત રહી

શકાશે નહિ. અરે અપમાન ! અને તે પણ મારૂં અપમાન ! ! આ વાર્તા જ્યારે જ્યારે મને યાદ આવે છે ત્યારે મારી છાતી ફાટી જાય છે. મારા હૃદયમાં ઉન્મત્તતાનો પ્રબળ ઝંઝાવાત ઊઠી આવે છે. સુંદરિ ! સુંદરિ ! ! આ સર્વ વૃત્તાંતનું સ્મરણ કરતાં વીરતાના ઉષ્ણ રક્તથી મારૂં હૃદય કમ્પી જાય છે !”

“મહારાજ ! ગયા વિચારોને પુનઃ લક્ષમાં ન લાવો. એથી આપના મસ્તિષ્કમાં એક પ્રકારનો વિકાર થશે અને તેના યોગે આપને ઉન્માદ રોગ લાગૂ થશે. વિશ્વમાં વિજય અને પરાજય ઉભયની ગતિ સમાન જ છે. કોઈ વેળાયે વિજય મળે છો તો કોઈ વેળાયે પરાજય પણ પામવો પડે છે. એમાં કશી નવીનતા છે જ નહિ. વિશ્વનું અવિચળ સૂત્ર જ એ છે કે એકનો ઉદય અને બીજાનો અસ્ત. અસ્તોદયપર જ આખા બ્રહ્માંડનું બંધારણ બંધાયલું છે. ઇશ્વર કોઇને સદા વિજયી અથવા પરાજયી બનાવતો જ નથી. કોઇ વાર વિજયના નયનરંજક રંગો દેખાડે છે તો કોઈ વાર પરાજયના ભયંકર અંધકારનો પણ સાક્ષાત્કાર કરાવે છે. માટે ગઈ ગુજરી વિસરી જાઓ અને કવિજનોની કહેલી આ ઉક્તિનું સ્મરણ કરો કે, **गतं न शोचामी.** તેના યોગે આપના હૃદયમાં પ્રકટેલો દુશ્ચિંતાનો દાવાનળ શાંત થશે અને શરીરમાં વ્યાપેલો કંપનો સંચાર દૂર થશે. પરમાત્મામાં વિશ્વાસ રાખો, તેઓ સર્વ પ્રકારે કલ્યાણ જ કરશે.” તડિતાએ ઉપદેશ આપ્યો.

“તારૂં કહેલું ખરૂં છે, પણ હૃદયમાં વ્યાપેલો ભયંકર વૈરાગ્નિ સહજમાં હોલવાય તેમ નથી. તું પોતે જ વિચારી જો કે, એક પૃથ્વી-પતિનું આવું ભયંકર અપમાન થાય તે તેનાથી કોઈ પણ પ્રકારે સહન થઈ શકે ખરૂં કે ? હું ગમે તે પ્રપંચ રચીને તે નરાધમોનો આ ધરા-પરથી ધ્વંસ કરીશ. મારી પ્રતિજ્ઞા છે કે, જ્યાં સુધી હું તેમનો વિધ્વંસ કરી શકીશ નહિ, ત્યાં સુધી મારા ભોજનમાંથી એક વિશિષ્ટ પદાર્થનો ત્યાગ કરીશ.”

“મહારાજ ! આપની પ્રતિજ્ઞાનું સ્મરણ કરો અને આપે લખી આપેલા ખતના સંબંધમાં યોગ્ય વિચાર કરો. આપે પ્રથમ જ કારા-રક્ષકને કહેલું છે કે હું અહીંથી મગધમાં પ્રવેશ કરતાંની સાથે જ મહારાણી સુરાદેવીનો બંદીખાનામાંથી છૂટકો કરીશ તથા ભવિષ્યમાં રાજા સમરકેતુના રાજ્યપર ચઢાઇ કરીશ નહિ. આપનાં એ વચનો તથા ખતને આધારે તો કારારક્ષકે આપને કેદમાંથી મુક્ત કર્યા છે છતાં આપ

આપનાં એ વચનોને તથા લખી આપેલા ખતને કેમ ભૂલી જાઓ છો ? વચનભંગ થનાર ક્ષત્રિનું માન નષ્ટ થાય છે, એતો આપને વિદિત જ હશે, એટલે મારે જણાવવાની કશી જરૂર નથી. પણ મહારાજ વિશ્વાસ-ઘાતકતા કરવી એતો કોઇપણ પ્રકારે મને હિતાવહ લાગતું નથી. તેમ છતાં આપ આપના મનના માલિક છો. હું તો એક સાધારણ ભિક્ષુકા છું, એટલે મારી શીખામણ છેક નિરર્થક જ છે. પણ જે વાર્ત્તા ન્યાયથી અને નીતિથી વિરુદ્ધ છે, તે વાર્ત્તાને પ્રત્યક્ષ યોજી બતાવસામાં કાંઇપણ સારૂં ફળ મળી શકતું નથી. જો આપ આપની પ્રતિજ્ઞા પ્રમાણે વર્ત્તવા ઇચ્છતા હો તો હમણાં અને આ ક્ષણેજ મહારાણી મુરાદેવીને બંદી-ખાનામાંથી મુક્ત કરાવો, તેમને રહેવા માટે એક મહાલયની તેમજ જોઈતી વસ્તુઓની વ્યવસ્થા કરાવી આપો. તેઓ ગમે તેમ તોય રાજ-માતા છે, માટે રાજમાતાને છાજે તેવી દરેક પ્રકારની અનુકૂળતા તેમને મળી શકે એવી વ્યવસ્થા કરાવી આપો. જૂઓ આ કાર્યમાં વિલંબ ન થવો જોઇએ. તે સાથે મારી બીજી વાર્ત્તા એ છે કે, રાજા સમરકેતુપર ચઢાઈ કરવાના તથા યુવરાજ ચંદ્રગુપ્તનો વધ કરવાના વિચારોને હાલ તરત માંડી વાળો. યુવરાજ ચંદ્રગુપ્ત ઘણો જ સરળ અને પુણ્યશાળી પુરુષ છે. તેનો વિનાકારણ વધ થાય એ જોવાની મારી ઇચ્છા નથી. માટે તે સર્વે ભાવનાઓને હમણાં તો ભૂલી જ જાઓ. જો તેમનો દોષ હશે તો ઇશ્વર તેમની કરણીનું ફળ આપી રહેશે."

"હા–તડિતા તું જે કહે છે તે ખરૂં છે પણ મને મારા વૈમનસ્યે વ્યાકુલ બનાવી દીધો છે, એથી હું મારા મનને મારા કાબૂમાં રાખી શકતો નથી. તેમ છતાં જો તારો આગ્રહ છે તો હું મહારાણી મુરાદેવીને હમણાં જ બંદીખાનામાંથી મુક્ત કરાવીને તેમને રહેવા માટેની બધી વ્યવસ્થા કરાવી આપું છું." આમ કહીને રાજા નંદ પોતાના એક પ્રતિહારને બોલાવીને કારારક્ષકના નામપર મુરાદેવીને બંદનમુક્ત કરવાની તથા રાજ્યના કાર્યભારીને તેને દરેક પ્રકારની સગવડ કરી આપવાની બે ચિઠ્ઠીઓ લખી આપી. પ્રતિહાર ચિઠ્ઠીઓ લઇને ચાલતો થયો.

ત્યાર પછી રાજાએ કહ્યું કે;–"કેમ તડિતા હવે તો તું પ્રસન્ન થઇને વારૂ ?"

આ સમયે રાજાનું મન તડિતાના રૂપમાં એટલું બધું લુબ્ધ થઈ ગયું હતું કે, તે તેને પ્રાપ્ત કરવાના વિચારમાં જ ગુંથાયો હતો. એવામાં તડિતાએ ઉપસ્થિત કરેલા મુરાદેવીનો મુક્ત કરવાના પ્રસંગથી રાજાને

તડિતા સાથે ગાઢ સંબંધ કરવાનો તથા પ્રસન્ન કરી પોતાનું કાર્ય સાધવાનો અવસર મળ્યો તે મુરાદેવીને બંદીખાનામાંથી છોડવાને છેક નારાજ હતો પણ ફક્ત તડિતાના આગ્રહને લીધે તથા તેમાં વ્યાપેલી પોતાની વાસનાને તૃપ્ત કરવા માટે જ તેણે તેને મુક્ત કરવાનું સ્વીકાર્યું; ગમે તે હો, પણ એથી બિચારી ઘણા સમય થયાં પીડાતી મુરાદેવીનો ઉદ્ધાર થયો અને સદાને માટે તે કારાગૃહની ભીષણ યાતનાઓથી મુક્ત થઇ ! ઇશ્વર દુઃખિયાંનો બેલી છે ! ગમે તે રીતે તે તેની સંભાળ લેવાનું પણ ચૂકતો નથી. જે મુરાદેવીને આ જન્મમાં બંદીખાનામાંથી મુક્ત થવાની આશાજ નહોતી, તે મુરાદેવી આજે ઇશ્વરના પ્રતાપે તડિતાના અનુમોદનથી સહજમાં જ મુક્ત થઇ શકી. તેની સકળ પીડાઓનું અવસાન આવ્યું.

કેટલીકવાર શાંત રહ્યા પછી તડિતાએ કહ્યું કે;—" મહારાજ આપની આ એકવચનતા તથા દૃઢતા માટે હું આપને ધન્યવાદ આપું છું."

રાજા ધનનંદે કહ્યું:—" એ તો ઠીક સુંદરિ ! પણ હું પ્રથમ તારી ઓળખાણ જાણવા માગું છું. તારો પરિચય મેળવવા માટે મારૂં મન ઘણુંજ અધીરૂં બની ગયું છે. "

તડિતાએ જવાબમાં જણાવ્યું કે;—" મહારાજ ! હું કુસુમપૂરના ધનાઢ્ય ગૃહસ્થ શ્રીમાન ધનશ્રી શેઠની કન્યા છું અને મારૂં નામ તડિતા છે."

રાજા તડિતાના પિતા ધનશ્રીને સારી રીતે ઓળખતો હતો. ધનશ્રીના મરણના સમાચાર પણ તેણે સાંભળયા હતા. તેમ છતાં ધનશ્રીના અપરિસીમ ઐશ્વર્ય તથા અતુલ સંપત્તિના સંબંધમાં કોઇ પણ વાર્ત્તા તેના જાણવામાં આવી નહોતી.

સમ્રાટે કહ્યું કે;—" તડિતા ! તારા રૂપના ગૌરવની વાર્ત્તા મે અનેકવાર સાંભળી છે. તું હજી અવિવાહિતા અને કુમારી છે, એ પણ હું સારી રીતે જાણું છું. તડિતા તેં હજી સુધી શા કારણથી વિવાહ નથી કર્યો વારૂ ?"

તડિતા આ વાર્ત્તા સાંભળીને પ્રથમ તો જરા શર્માઇ ગઇ, તેના મુખપર લજ્જાની ક્ષીણ રેષા સ્ફુરી આવી. પરંતુ એ લજ્જા બનાવટી હતી. સસમરકેતુના નામપર તેણે જે અપવાદ આપ્યો હતો, તે પણ કલ્પિત જ હતો. પણ ચાણક્યની શિક્ષાના કૌશલ્યથી આ સર્વ કલ્પનાની બનાવેલી વાતોમાં પણ જાણે એક પ્રકારની સત્યતાનો ભાવ સમાયેલો હોયની ! એવો ભાસ થતો હતો. કલ્પિત હોવા છતાં સર્વ સત્ય જ

તડિતાએ લજ્જાથી પોતાનું મસ્તક નીચું નમાવીને કહ્યું કે;–" મહારાજ ! મારાથી એ વાર્ત્તા કહી શકાય તેમ નથી. હવે અમને વિદાય આપો. "

રાજાનંદે કહ્યું કે;–" કેમ તડિતા " અતિ નિષ્ઠુરની પેઠે તું પણ આવી કઠોર કથા કેમ કહે છે વારૂ ?

તડિતાએ કહ્યું કે;–" આપનો ઉદ્ધાર કરવાથી મારૂં ઇચ્છિત કાર્ય હવે પૂર્ણ થયું છે. મારા ગુરુદેવે મને જે કર્ત્તવ્ય શીખવ્યું હતું, તે કર્ત્તવ્યને મેં સંપૂર્ણતાથી નિર્વિઘ્ન પાર પાડયું છે. માટે હવે મારાથી અહીં વધારે વાર રહી શકાશે નહિ, "

રાજા નંદે કહ્યું કે;—" ત્યારે શું તું હવે તારા મકાનપર ચાલી જઇશ ? "

તડિતાએ ઉત્તર આપ્યું;—" તે મકાન હવે મારૂં નથી. મારા પિતાની જે કાંઇ સંપત્તિ હતી, તે સર્વ સંપત્તિને મેં ભગવાનના નામ પર અર્પણ કરી દીધી છે. દેવાલય, અતિથિ શાળા વગેરે સ્થાપવામાં મારા પિતાની એકત્ર કરેલી સર્વ સંપત્તિનો સદ્વ્યવહાર થઇ ચૂકયો છે. અત્યારે તો હું માત્ર એક સામાન્ય ઝૂંપડીમાંજ રહું છું. મહાલયમાં રહેવા કરતાં જંગલની ઝૂપડીમાં વધારે આનંદ આવે છે. જન સમાગમ કરતાં નિર્જનતા વાળા સ્થાનમાં રહેવાનું હું વિશેષ પસંદ કરૂં છું "

રાજાનંદ કાંઇક વિચાર કર્યા પછી બોલ્યો કે;—" પરંતુ તું અત્યારે પૂર્ણ યુવતી છે. અતુલ રૂપને ધારણ કરનારી મનોમોહિની છે. તું હજી હમણાંજ કહેતી હતી, કે પર્વતરાજ સમરકેતુ તારા આવા અનુપમ લાવણ્યમાં લુબ્ધ થયો હતો અને પોતાની કામપિપાસાને તૃપ્ત કરવા માટે તેણે ઉન્મત્ત બની જઈ કોઇ પણ પ્રકારનો વિચાર કર્યા વિના બંદિની બનાવી હતી, છતાં પણ હજી તું એકલી રહેવાનું જ પસંદ કરે છે, એ જોઇને મને તો અત્યંત આશ્ચર્ય જ થાય છે. તું એ તો જાણે જ છે કે, આ અત્યાચાર પૂર્ણ જગત્માં તારા જેવી રૂપવતી રમણીપર કુદૃષ્ટિ નાંખનારા અનેક કામાંધો પડેલા છે, તેઓ તને કોઇ પણ પ્રકારે નિરાપદ રહેવા દેશે નહિ. તારાપર જુલ્મ ગુજારશે, ત્રાસ વર્ત્તાવશે અને છેવટે તે કામીજનો તને પોતાની પર્યંકશાયિની પણ બનાવશે, માટે વિચાર કરીને કોઇ સારૂં સ્થાન શોધીલે. આટલું બધું વય વીતવા છતાં તેં લગ્ન કર્યાં નથી, એ તારૂં કાર્ય તદ્દન અસ્તુત્ય છે. પ્રત્યેક પ્રમદાએ પોતાના પંદરમા વર્ષની અંદર તો લગ્ન કરી નાંખવાં જ જોઇએ. "

" મહારાજ ! તેમ છતાં પણ જે નારી આત્મરક્ષા કરી જાણે છે, પોતાની નારી મર્યાદાનું મૂલ્ય જાણી શકે છે, સ્ત્રીઓના ધર્મ શા છે તે સમજી શકે છે, પવિત્રતાનું અને પાતિવ્રત્યનું મોઘું મૂલ્ય આંકી શકે છે અને જેણે ભગવાનમાં પોતાની ચિત્તવૃત્તિ જોડી દીધી છે તેના પર કોઇનું બળ ચાલી શકતું નથી. તેના તરફ કોઇ કામીજનથી કુદૃષ્ટિ કરી શકાતી નથી અનેતેના નારીધર્મને કોઇનાથી ભ્રષ્ટ પણ બનાવી શકાતો નથી. ભગવાન પોતેજ તેવી ધાર્મિકા લલનાઓની વિપદનું નિવારણ કરે છે. નારીના અંગમાં પોતાની પ્રતિષ્ઠા જાળવતી વેળાયે સહસ્ત્ર યોદ્ધાઓનો ક્ષય કરવાની શક્તિ પણ તે કૃપાળુ પરમાત્મા પ્રદાન કરે છે. સાક્ષાત્ ભગવતી ચામૂંડા પોતાના નારી કુલની મર્યાદા અને પ્રતિષ્ઠા સાચવવા માટે વામાના વપુમાં સંચાર કરે છે. પોતાની કીર્તિનો ક્ષય થવાનો પ્રસંગ આવે ત્યારે નારીઓ દનુજદલનિ કાત્યાયિની દેવીનું સ્વરૂપ ધારણ કરીને પોતાની કીર્તિનું સંરક્ષણ કરવાને સમર્થ થઇ શકે છે. સમસ્ત વિશ્વનો પ્રલય કરવાની તથા ઉદ્ધાર કરવાની શકિત વતી સતી સાધ્વી સ્ત્રીઓ ધરાવી શકે છે. સ્ત્રીના તેજથી સમસ્ત વિશ્વ પ્રકાશિત થઇ રહ્યું છે. દેવોએ પણ સ્ત્રીઓના બળનો અંગિકાર કર્યો છે. આ સર્વે કારણોથી મને મારૂં માન તથા મર્યાદાનો ભંગ થવાની જરા પણ ભીતિ નથી.

" છે આ તનુમાં પ્રાણ ત્યાં સુધી નહિ ડરનાર છું;
છે આ વપુમાં રક્ત ત્યાં સુધી હું ધર્મને ધરનાર છું;
શક્તિસ્વરૂપા સુંદરી હું કાળ કેરી કાળ છું.
કામીજનોને બાળનારી આગ કેરી જાળ છું. "

માટે રાજન્ મને મારી પવિત્રતાનું ખંડન થવાની જરા પણ દેહશત છે જ નહિ. પ્રભુમાં મારો દૃઢ વિશ્વાસ છે, તે મારો ઉદ્ધાર અવશ્ય કરશે જ.

મગધેશ્વરે તડિતાની વાર્ત્તાપરથી વિચાર્યું કે આ તડિતા અંતરના અને બહારના ઉભય સૌન્દર્યથી સમાનભાવે મંડિત થયેલી છે. તડિતાના ભુવનમોહન રૂપરાશિએ આ પહેલાં તેના મસ્તિષ્કમાં એક પ્રકારનો મહા વિપ્લવ ઉપસ્થિત કર્યો હતો. તે ઉપરાંત તેના હૃદયના મહત્ત્વનો પરિચય મળવાથી, તે તેનો ઘણો જ પક્ષપાતી થઇ પડયો.

મગધપતિએ પોતાના હૃદયમાં છૂપાયલો એક પ્રકારનો આગ્રહ વ્યક્ત કરી તડિતાને ઉદ્દેશીને કહ્યું:–" ના...ના તડિતા, હું તને અહીંથી

જવા દઈશ નહિ. તેં મારૂં ચિત્ત ચોરી લીધું છે. મારા હૃદયમાં તારા અનુપમ રૂપે એક પ્રકારની ઉન્મત્તતાનું તાંડવનૃત્ય ઉત્પન્ન કર્યું છે. તારા સુંદર કેશકલાપે મને મુગ્ધ બનાવી દીધો છે. અહા ! તારા બોલવાની છટા શી મધુર છે ! લલિતાંગી લલના ! હું મારો આ ગૌરવમંડિત રાજમુકુટ તારાં ચરણોમાં અર્પણ કરૂં છું. મારૂં જે કાંઈ છે તે સર્વે તારૂં જ છે. આ જીવનમાં તેં મારી રક્ષા કરી છે, માટે એમાં તારો સંપૂર્ણ અધિકાર છે. જો તું ચાલી જઇશ તો મને આ આખું વિશ્વ સારહીન અને શુષ્ક જણાશે. તારા વિના મને એક ઘડીવાર પણ ચેન પડશે નહિ. તારી મનોહર પ્રતિમાએ મારા હૃદયની ઉંડામાં ઊંડી ગુહા-ઓમાં પણ પ્રવેશ કરી દીધો છે. તારા અલૌકિક તારુણ્યે મને મોહિત બનાવી દીધો છે. જો તું વધારે દિવસ અહીં રોકાઈ શકે તેમ ન હોતો તો ફક્ત છ માસ જ અહીં રહે ! અરે ! તેમ પણ ન બની શકે તો છેવટે એક માસનો જ તારા સંસર્ગનો સુધાસ્વાદ આ હતભાગિ નરેશને ચખાડતી જા. તું અહીં રહીને મારા જ્વાળામય ચિત્તમાં શાંતિનો સંચાર કર. તું આ મહાલયમાં જ રહે. જ્યાં સુધી તું મારી સાથે પ્રણયના સૂત્રમાં જોડાવાની ઇચ્છા નહિ પ્રકટ કરે, ત્યાં સુધી તું જે કક્ષમાં પ્રવેશ પણ કરીશ નહિ. જ્યાં સુધી તું અનુમતિ નહિ આપે ત્યાં સુધી હું તારો મેળાપ પણ નહિ કરૂં. અનેક કારણોથી મારૂં હૃદય જ્વાળામય બની ગયું છે. તને જોયા પછી મને જણાય છે કે તે જ્વાળાઓ કાંઇક કાંઇક શાંત થવા લાગી છે !"

"આવી મોટી મગધભૂમિનો સમ્રાટ્ હોવા છતાં, અસંખ્ય સૈનિકોનો અધિનાયક હોવા છતાં, એક સામાન્ય પહાડી મૂષકની ફૂટ તથા કપટતાના ચક્રમાં ફસાઇને આજે હું સમસ્ત જગતની દૃષ્ટિમાં અત્યંત અપમાનિત, ધૃણિત અને લાંચ્છિત બન્યો છું ! હાય ! એ વાર્ત્તા યાદ આવતાં મારા રોમેરોમમાં ભયંકર અનલ પ્રજળી આવે છે. હૃદય દારૂણ દુશ્ચિંતાથી દગ્ધ બની જાય છે. એ ધૃણાની જ્વાળા, અપમાનનો અનલ, અને લાંચ્છનનો અંગારો મારા શરીરમાં ભયંકર ઉત્પાત મચાવે છે ! પરંતુ તાડતા ! તને જોવાથી મારી તે સર્વે વેદનાઓ શમી જશે. હૃદયમાં વ્યાપેલા હાહાકારના ધ્વનિને બદલે તારા સંસર્ગથી મધુર સંગીતના ધ્વનિઓ સંભળાશે. તને જોવાથી જ મારી બધી પીડાઓ ગળી જશે અને મારા મનમાં આનંદનો ઉદધિ ઉછાળા મારશે. તડિતા, તડિતા, તું દુઃખના દાવાનળને હોલવનારી શાંતિ સરિતા છે !"

"મગધના રાજમહાલયને પ્રકાશિત કરે તેવી મારી મહારાણી વિશ્વપ્રભા છે એ ખરૂં, પરંતુ તડિતા, તારી વિજળીની કાંતિને લજ્જાવનારી રૂપરેષા તથા સુંદરતાની તુલનામાં રાણી વિશ્વપ્રભા અતિ તુચ્છ છે–ક્ષુદ્ર છે. તેની વાર્ત્તામાં મધુનું મિશ્રણ થયેલું છે, તો તારી વાર્ત્તામાંથી જગતને સંજીવન કરનાર મધુર અમૃત દ્રવી રહ્યું છે! તે હરિણાક્ષી છે, તો તું મદિરાક્ષી છે. તે મૃત્યુ લોકની માનિની મંડળમાં અગ્રગણ્ય છે તો તું સુંદરતાના સ્થાનરૂપ સ્વર્ગના ઇન્દ્રભવનની અપ્સરા મંડળમાં અગ્રગણ્ય ગણાય તેવી છે! તું મધુરી માલતિના પુષ્પ સમાન સૌરભયુક્ત છે તો તે ધતૂરાના પુષ્પ સમાન સૌરભહીન છે. તું મનોહારિણી છે, તે મનને માત્ર સહજજ આકર્ષી શકે છે. તેનું સૌંદર્ય મર્યાદિત છે, તારૂં સૌન્દર્ય અમર્યાદિત છે. તેના રૂપમાં મોહિની શક્તિ છે, પરંતુ તેનો તે મોહ સત્વર સરી પડે છે! પણ તારા રૂપના મોહની શક્તિએ તો મારા દિલમાં દાગ બેસાડી દીધો છે.

"તાડિતા તેં પોતે જ કહ્યું છે કે, તારા પિતાની કૃતજ્ઞતાના ઋણમાંથી મુક્તિ મેળવવા માટે, મારો કારાગૃહમાંથી ઉદ્ધાર કર્યો છે. જો તેમ જ હોય તો, ઋણદાતા હું છું. હજી પણ તારૂં ઋણ ચૂકાવી શક્યો નથી. તને હજી થોડાક દિવસ મારે ત્યાં રહે. ત્યાર પછી તારી ઇચ્છામાં આવે ત્યાં જજે."

આમ કહીને મગધપતિ ધનનંદે આવેગથી તડિતાના બન્ને હાથ પકડી લીધા. તડિતા જેવો ઇચ્છતી હતી, તેવો જ અવસર મેળવી શકી. ચાણક્યનો ઉપદેશ એ હતો કે, છળ અને કપટના મોહમય હાવભાવ ઉત્પન્ન કરીને રાજાને ગમે તે ઉપાયે તારા કબ્જામાં લઈ લેજે. તેમ કર્યા વિના આપણા કાર્યની સફળતા મળી શકશે નહિ.

આ ઉપદેશનું સ્મરણ થતાંની સાથે જ તડિતાએ કહ્યું કેઃ–"હું આપના મહાલયમાં બે સપાતહ રહી શકીશ. પણ તે સાથે આપને મારી સાથે બે શર્તો કરવી પડશે. પ્રથમ શર્ત એ કે, મારી અનુમતિ કિંવા પરવાનગી સિવાય આપનાથી કદાપિ મારા ઓરડામાં આવી શકશે નહિ અને બીજી શર્ત એ છે કે, આ વૃદ્ધ અનુચરે કે જેણે ગઈ રાત્રે આપણને જીવનદાન આપ્યું છે તે અનુચર પણ મારી ઇચ્છામાં આવશે ત્યાં સુધી મારી સાથે જ રહેશે. વળી તે ઉપરાંત બીજી એક વાર્ત્તા એ છે કે, મગધના મહાકાળના મંદિરમાં જે ભૈરવી રહે છે, તે મારા ગુરુની કન્યા છે, એટલે તે મારા ઓરડામાં ગમે

ત્યારે પ્રવેશ કરી શકશે. રાજમહાલયમાં આવવાની તેને છૂટ આપવી જોઇશે. બસ આપ જો આટલી શર્તો કબૂલ કરશો તો હું અહીં ઘણી જ ખુશીની સાથે રહીશ. આપે મારાપર દયા કરીને આવો અમૂલ્ય અતિથ્ય-સત્કાર કર્યો છે, તે માટે હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. પણ મહારાજ કહો જોઇએ કે આપનાથી આ શર્તો પ્રમાણે વર્ત્તી શકાશે ખરૂં કે નહિ વારૂં ?

મગધેશ્વરે કાંઇકિ વિચાર કર્યા પછી કહ્યું કેઃ—" તડિતા, તારી સર્વે શર્તો મને કબૂલ છે, તારા માટે હું મારા દેહનું બલિદાન આપવાને પણ તૈયાર છું. આ જન્મમાં તેં મારાપર જે ઉપકાર કર્યો છે, તેનો બદલો વાળવાની મારામાં શક્તિ જ નથી. આવા વિશાળ રાજ્યનો સ્વામી, અતુલ સંપત્તિનો અધિકારી તથા એક મહા વિખ્યાત નૃપાળ હોવા છતાં મારાથી તે ઉપકારનું ઋણ ચૂકવી શકાય તેમ નથી તે નથી જ. જીવનદાન એ એવી વસ્તુ છે કે જેની તુલના આ વિશ્વના કોઈ બહુ મૂલ્યમાં બહુ મૂલ્ય પદાર્થની સાથે પણ કરી શકાતી નથી. હું મારૂં આખું રાજ્ય સોંપું, મારી સઘળી મિલ્કત તારા ચરણોમાં અર્પણ કરૂં, તથાપિ તારા તે મહત્ ઉપકારનો મારાથી લેશ માત્ર પણ બદલો વાળી શકાય તેમ નથી. તડિતા ! મારી જીવનદાયિની ! તેં જ મને કાળનો ભક્ષ થતો અટકાવ્યો છે, મૃત્યની ભીષણ યાતનામાંથી ઉગાર્યો છે. અરે ! મારા હૃદય ક્ષેત્રમાં સૂકાયલી આશાલતાને તેં જ મૃત્યુરૂપ રાક્ષસના મુખમાંથી બચાવીને પુનઃ હરિયાલી બનાવી દીધી છે ! આ સર્વે કારણોથી હું તારી દરેક રીતે સેવા ઉઠાવવા ઇચ્છું છું."

" લે આ મારા નામવાળી એ વીંટીઓ હું તને આપું છું. એ અંગુઠી તું જે કોઈ અનુચર કિંવા પરિચારિકાને બતાવીશ કે તરત જ તેઓ તને મારા મહાલયમાં, રતિમહાલયમાં તથા નંદનકાનન સ્વરૂપ ગણાતા વિલાસકાનનમાં કોઈ પણ પ્રકારની બાધા કર્યા વિના પ્રવેશ કરવા દેશે. હવે તું અવશ્ય સ્મરણમાં રાખજે કે, આ સર્વે મહાલયોની અધિકારિણી માત્ર તું એક જ છે. તારા વિના હવે મારાપર કોઇની સત્તા ચાલવાની નથી. તારૂં પદ સર્વે રાણીઓ કરતાં શ્રેષ્ઠ ગણાશે અને મહારાણી વિશ્વપ્રભા—મારી પટરાણી વિશ્વપ્રભા પણ તારા અધિકાર તળે જ રહેશે. વિશ્વપ્રભાના સૌંદર્યે મારા મનપર જે દૃઢતમ અધિકાર મેળવ્યો હતો, તે અધિકાર હવે દૂર થયો છે અને તેની અધિકારણી તું જ થઇ છે. મારા હૃદય મંદિરમાં તારી મોહમયી લાવણ્યમંડિતા

પ્રતિમાની સ્થાપના હમણાં જ નહિ, પણ તને જે સમયે કારાગારમાં જોઈ હતી, ત્યારથી જ થઈ ગઇ છે. તું મનોહારિણી છે, એટલે મારા મનને હરી લીધું છે, ચિત્તને ચોરી લીધું છે. પણ તડિતા હું તને એક વાર્તા પૂછવા માગું છું કે, તારે આવી શર્તો કરાવી મારી પાસેથી વચન લેવાનું શું પ્રયોજન છે તે મારાથી સમજી શકાતું નથી. માટે કહે જોઇએ કે આ પ્રબંધ રચવામાં તારો મનોભાવ શો સમાયલો છે વારૂં ?"

તડિતાએ એક પ્રકારનું મૃદુ મંજુલ હાસ્ય કરીને ઘણાજ ધીમા નાદથી કહ્યું કે:—"ભારતેશ્વર ! એ પ્રબંધ રચવામાં મારો બીજો કોઈ પણ હેતુ છે જ નહિ, કેવળ મારી અમુક પ્રકારની સ્વતંત્રતા સાચવી શકાય એ હેતુથી જ મેં આ પ્રબંધ આપ સમ્રાટ્ સમક્ષ મૂક્યો છે. તે ઉપરાંત મારી એવી પણ એક માન્યતા છે કે, રાજા મહારાજાઓ અને ધનવાનોનો પ્રેમ સ્થાયી રહ્યો નથી, રહેતો નથી અને રહેવાની સંભાવના પણ નથી. કારણ કે, તેઓ તો માત્ર સ્ત્રીઓના રૂપનાજ ગ્રાહક છે, હૃદયના ગ્રાહક નથી. તેઓ રમણીઓને માત્ર વિલાસ અથવા કામવાસના તૃપ્ત કરવાનું એક મુખ્ય સાધન જ ગણે છે, પરંતુ તેના ગુણની, ચારિત્રની કે પવિત્રતાની તેમને સ્પૃહા હોતી નથી. રાજાઓના અંતઃપુરમાં નિત્ય નવીન નવીન રમણીઓનું આગમન થાય છે, રાજા તેની સાથે અમુક કાળ પર્યંત રહીને તેના સૌંદર્યને લૂટી લે છે અને પછી તે રમણીને મહારાણીમાંથી એક સામાન્ય દાસી બનાવી દે છે. અંતઃપુરમાં વિરાજતી સર્વે લલનાઓપર રાજાનો સમાન પ્રેમ હોતો નથી, પણ જે લલના અધિક લાવણ્યમયી અને સૌંદર્ય શાલિની હોય તે જ રાજાના હૃદયપર અધિકાર મેળવી શકે છે. પણ તે અધિકાર સ્થાયી રહેતો નથી. કેમકે, તે અરસામાં જો બીજી કોઈ તેવી જ સુંદરી આવી ચઢે તો તે અધિ- તેને મળે છે અને પ્રથમની રમણીને દાસી તુલ્ય મહારાણીઓમાં ગણના થાય છે. મહારાજ ! રાજાઓના ગગન ચુંબિત મહાલયોમાં પ્રેમનો અંશ માત્ર પણ હોતો નથી. ત્યાં તો કેવળ સૌંદર્ય લોલુપતા અને કામ પિપાસાનુંજ સામ્રાજ્ય વ્યાપેલું હોય છે. અનેક અભાગિની અબળાઓ, મરુભૂમિમાં જેવી રીતે મૃગલું જળનો આભાસ માનીને દોડી જાય છે, તેવી રીતે પ્રેમ વારિની આશાથી મહાલયોમાં આવી પડે છે, પરંતુ પાછળથી તેમની બિચારીઓની દશા ઘણી જ દયાજનક થઈ પડી છે.

આવા બનાવ આજ પર્યન્તમાં એક નાહ પણ અનેક બનેલા અને સાંભળેલા છે. દરિદ્રની પર્ણકૂટીમાં કે જ્યાં વૈભવનો વાસ હોતો નથી; વિલાસનું નિશાન પણ હોતું નથી અને અન્ન તથા વસ્ત્રનાં સાંસાં પડે છે, ત્યાં જ ખરો પ્રેમ વ્યાપેલો હોય છે અને તે પ્રેમ તે જ વસ્તુતઃ દિવ્ય પ્રેમ કહેવાય છે. રાજ મહાલયની લલનાઓને કોઈ પણ પ્રકારની છૂટ હોતી નથી, તેમને પોતાના ધર્મો શા છે તે વિચારવાનો અથવા તો બજાવવાનો અવસર પણ મળતો નથી. ત્યારે ગરીબોની ઝૂપડીઓમાં તે સર્વ સરલતાથી થઈ શકે છે. રાજાઓ પ્રેમ એ શી વસ્તુ છે, તેનો ઉપયોગ કેવી રીતે કરવો જોઈએ તે તો જાણતા જ નથી, ભાગ્યે જ કોઈ ભાગ્યવાન ભૂપતિ એવા પ્રણયને સંપાદન કરી શક્યો હશે ! આપ પોતે જ વિચારી જૂઓ કે, અત્યારે આપના મહાલયમાં અનેક રાણીઓ છે, તેમાંની માત્ર એક જ રાણી વિશ્વપ્રભાપર આપનો અધિક અનુરાગ છે, અન્ય સર્વ રાણીઓની દશા તો એક સામાન્ય દાસીના જેવી છે. મગધપતિ ! આ સર્વ વિષયોનો વિચાર કરીને જ મેં અદ્યાપિ લગ્ન કર્યાં નથી અને હજી કરવાની ઈચ્છા પણ નથી. મારી સાથે લગ્ન કરવા માટે અનેક ધનવાનપુત્રોએ મને આગ્રહ કર્યો હતો, છતાં મેં તે સર્વનો અસ્વીકાર કરીને કેવળ સંન્યસ્ત વ્રતનો જ સ્વીકાર કર્યો છે. આવી સ્થિતિમાં રહેવા છતાં વિષયાંધ પામરજનો હજી પણ મારામાં આસક્તિ રાખીને મારી પાછળ પાછળ ભટક્યા કરે છે, તેથી મેં લગ્ન કરવાનો તો શું પણ મારા મકાનમાંથી બહાર નીકળવાનો વિચાર પણ માંડી વાળ્યો છે. આ કારણથી જ હું આપની સાથે આ શર્ત્ત કરવાને તૈયાર થઇ છું."

" પણ તડિતા મને તેવો પ્રેમહીન પશુ ન માનતી, હું રમણીના પ્રેમની પરીક્ષા બહુજ સારી રીતે કરી શકું છું. જો તું મારી મહારાણી થઇશ તો મારો પ્રેમ તારામાં અવિચલ જ રહેશે. તું અવશ્ય યાદ રાખજે કે, રાજા નંદ પોતાના પર જીવનદાન જેવા મહાન ઉપકાર કરનારને કદાપિ વિસરી શકશે નહિ. જા તું હવે તારા મહાલયમાં જા અને સુખેથી રહે. રાજમંત્રી રાક્ષસના આવવાનો સમય થઇ ચૂક્યો છે. છે. તે હમણાં જ આવી લાગશે. "

આ સાંભળી તડિતા મહારાજનાં ચરણોમાં નમીને કહેવા લાગી કે;—" મહારાજ ! આપના આ અનુગ્રહને માટે હું બીજો એક માસ વધારે રહીશ અને મારાથી બનતી સેવા બજાવીશ.

તડિતાના રક્ષક રૂપે ભૈરવ તે રતિમહાલયમાં રોકાયો. ભૈરવે આ સમયે પોતાનું નામ બદલાવીને હેમપાલ એવું ઉપનામ ધારણ કર્યું હતું. તે પણ રાજા નંદે આપેલી વીંટીના પ્રભાવે મહાલયમાંના ગમે તે ભાગમાં જઈ શકતો હતો. તે ઉપરાંત તેના ગઇ રાતના કરેલા ઉપકારના બદલામાં મગધપતિએ તેને પુષ્કળ પુરસ્કાર પણ આપ્યો હતો.

ત્યાર પછી તડિતા રાજાના વિચારાલય અથવા મંત્રણા ગૃહમાંથી વિદાય થઇ. આ સમયે તે ઓરડામાં માત્ર મગધપતિ એકલો જ રહ્યો. એવામાં એક અનુચરે આવીને તેને એવા સમાચાર આપ્યા કે, રાજમંત્રી રાક્ષસ તેની આજ્ઞાની વાટ જોતો બહાર ઉભો છે.

મગધેશ્વરે પોતાના વિશ્વાસુ મંત્રીને સન્મુખ આવવાની આજ્ઞા આપી. રાક્ષસ મલિન મુખે તેની સ્હામો આવીને ઉભો રહ્યો. મંત્રી રાક્ષસ આ પહેલાં રાજાના બંદીવાન થવાના સમાચાર સાંભળીને દિગ્મૂઢ બની ગયો હતો. તેણે બીજા કેટલાક સેનાપતિઓ સાથે સલાહ કરીને ફરીવાર મલયપૂર ચઢાઇ કરવાનો નિશ્ચય કર્યો હતો. પરંતુ અચાનક રાજાના મુક્ત થવાના સમાચાર સાંભળતાંની સાથે જ, તે તેની મુલાકાત કરવા માટે આવ્યો.

આ સ્થળે હવે એક વિષયનું કેટલુંક વિવેચન કરીશું તો તે અસ્થાને તો નહિજ ગણાય. મહામુનિ ચાણક્યે સમરકેતુના બંદીખાનામાં બંદીવાન બનેલા રાજા નંદને શામાટે મુક્ત કર્યો અને તેમ કરવાનું કારણ શું હોવું જોઇએ, એવો સવાલ હરકોઇ મનુષ્યના મનમાં થઇ આવે તો તેમાં કાંઈ અજાયબી નથી. પણ તેના ઉત્તરમાં અમે જણાવીશું કે, ચાણક્યે એમ કરવામાં ઘણીજ દક્ષતા તથા બુદ્ધિમતા દર્શાવી હતી. કારણ કે, જે સમયે રાજા નંદ કેદી થયો તે સમયે મગધનું સૈન્ય પરાજિત થઇને પાટલિપુત્ર ભણી પલાયન કરી ગયું હતું. અને ત્યાં ગયા પછી મંત્રી રાક્ષસે બાકી રહેલા સર્વે સૈનિકોને એકઠા કરીને પુનઃ મલયપૂર ભણી કૂચ કરવાની તૈયારીઓ કરવા માંડી હતી. આ વાર્ત્તા કૌશિક નામક એક જાસૂસના દ્વારા ચાણક્યના જાણવામાં આવી ગઈ હતી અને એથી ચાણક્યે ભવિષ્યનો વિચાર કરીને તેવો પ્રસંગ આવતાં પહેલાં જ રાજા નંદને મુક્ત કરી દીધો હતો. આથી રાક્ષસ તથા તેના સેનાપતિઓએ યુદ્ધના નિશ્ચયને ફેરવી નાંખ્યો હતો. જો આવા સમયમાં ચાણક્યે ધનનંદે મુક્ત ન કર્યો હોત તો પુનઃ મહા ભયંકર યુદ્ધ ઉપસ્થિત થાત અને મગધથી આવે

નવીન યેદ્ધાઓથી સમરકેતુના થાકેલા સૈનિકો હારી જાત તથા સમરકેતુનું રાજ્ય પણ મગધપતિના અધિકારમાં ચાલ્યું જાત. એના યોગે રાજકુમાર ચંદ્રગુપ્ત, રાજમંત્રી શકટાર તથા અનેક નિર્દોષ મનુષ્યોનો વધ થઈ જાત. આ કારણથી જ આજુબાજૂના સર્વે વિચારો કરીને મહા બુદ્ધિમાન ચાણક્યે રાજા ધનનંદને કેદમાંથી તડિતા દ્વારા ન્હસાડી મૂક્યો હતો. રાજા જો ન્હાસડવાના કાર્યમાં પણ ચાણક્યે એક યુક્તિ કરી હતી. કારણ કે, તેને રાજ સમરકેતુ તરફથી માફી આપવા ન દેતાં છૂપી રીતે જ તડિતાની સહાયતાથી ન્હસાડીને એક પ્રકારે કલંકિત કર્યો હતો. આ સર્વે વિષયોનું અવલોકન કરતાં સ્પષ્ટ જણાય છે કે, ચાણક્યે રાજા નંદને મુક્ત કરવામાં એક પ્રકારની ઉત્તમ દક્ષત્તા ન દર્શાવી હતી.

જે સમયે રાજમંત્રી રાક્ષસ રાજા નંદ પાસે આવ્યા ત્યારે તેનુ હૃદય ભીતિપૂર્ણ બની ગયું હતું. મુખમંડળ મલિન થઈ ગયું હતું પરાજયના અપમાનથી માનભંગ થયેલો મગધપતિ અત્યારે શી આજ્ઞા કરશે. એ ચિંતાથી જ તેનું ચિત્ત ઘણું જ વ્યગ્ર બની ગયું હતું.

પરંતુ મગધેશ્વરે પોતાના એ વ્યાકુળ ચિત્તવાળા મંત્રીને કાંઈ પણ કહ્યું નહિ. કારણ કે, તે જે સ્થિતિમાં રાજા સમરકેતુના સૈનિકે દ્વારા સપડાઇ ગયો હતો, તેની સાથે રાક્ષસની સલાહનો કશે સંબંધ જ નહોતો.

મગધપતિએ, રાક્ષસને પોતાના ભાગ્યની ભયંકરતા વિષેનો બધે વૃત્તાંત કહી સંભળાવ્યો. પરંતુ પોતાના પલાયનની તથા તડિતાન વિષયની વાર્ત્તા તેણે તેની આગળ વિદિત કરી નહિ.

ત્યાર પછી તેણે ગંભીર સ્વરથી કહ્યું કેઃ—" તમારા જેવ બુદ્ધિહીન મંત્રીની સલાહ લેવાને હું હવે તદ્દન નારાજ છું. તમાર અત્યાર સુધીની એક પણ વ્યવસ્થામાં હું ફતેહમંદ થયો નથી. કિંવ મને કોઇ પણ પ્રકારનો લાભ મળ્યો નથી. હવેથી હું મારી પોતાન ઇચ્છા મૂજબ જ કાર્ય કરીશ. પછીથી મારા ભાગ્યમાં જે કાંઇ થવા લખ્યું હશે તેમ થશે. ચાણક્ય જ્યારે સમરકેતુની મદદમાં છે, ચંદ્રગુ જ્યારે તેના ડાબા હાથ સમાન થઇ ઉભો છે અને મંત્રી શકટ જ્યારે તેના પક્ષમાં ઉપસ્થિત થયો છે, ત્યારે સૈન્યના બળથી સહા તાથી આપણે કાંઇ પણ કરી શકીએ તેમ નથી. તમે તમારા શિરપ બ્હોરેલાં કોઈ પણ કાર્યમાં હજી ફળીભૂત થયા નથી. તમે પોતે

મને કહેતા હતા કે, હું ચાણક્યને ઘણાજ થોડા વખતમાં આપણા બંદીખાનાનો બંદીવાન બનાવીશ, પરંતુ હજી સુધી તેમ કરી શક્યા નથી. મંત્રી શકટારના મરણના સમાચાર પણ તમેજ મને સંભળાવ્યા હતા. પણ હજી તે જીવતો જ છે. તમારી આ સર્વ વ્યવસ્થાઓ જોઇને મને તમારા પ્રતિ અત્યંત તિરસ્કાર ઉત્પન્ન થાય છે, પણ હવે એવી વાતો સંભારવાથી જ કાંઇ વળે તેમ નથી. ગમે તે ઉપાયે તમે પંદર દિવસની અંદર ચાણક્ય, શકટાર અને ચંદ્રગુપ્તને જીવતા અથવા મુએલા લાવીને મારી આગળ રજૂ કરો. હવે જો તેમ કરવામાં તમે નિષ્ફળ નિવડશો તો તમારા મંત્રિત્વને છીનવીને તમને પણ મારા ભયંકર બંદીખાનાના બંદીવાન બનાવવા જોઇશે. આ યુદ્ધમાં મારો પરાજય કરાવનાર કેવળ તે ક્રૂરબુદ્ધિ ચાણક્ય જ છે. ચાણક્યની સલાહથી જ સમરકેતુ સમરવિજયી થઇ શક્યો છે. તે પાપાત્માએ મારા અપમાનનો બદલો પણ તેવી જ ભયંકરતાથી વાળ્યો છે. મને સંશય રહ્યા કરે છે કદાચત્ તે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે મને સિંહાસન ભ્રષ્ટ બનાવીને મારૂં તથા મારા પરિવારનું પતન કરશે. માટે ગમે તે ઉપાયે તે ચાણક્ય પકડી લાવો મારાપર ગુજારેલા ત્રાસને માટે તેને ભયંકર સજા આપો.”

રાક્ષસ, મગધપતિની આ વાર્ત્તાનું કાંઇ પણ ઉત્તર આપવાનું સાહસ કરી શક્યો નહિ. તે મગધપતિનું ભવાં ચઢાવેલું મુખમંડળ જોઇને, સંતપ્ત ચિત્તથી બોલ્યો કે;–“સમ્રાટની આજ્ઞાનું પ્રત્યેક રીતે પાલન કરવાને હું સદા સર્વદા તત્પર છું.”

સમ્રાટે ગંભીર સ્વરથી કહ્યું:—“રાક્ષસ! માત્ર તયાર છું એમ કહેવાથી જ ચાલી શકે તેમ નથી. હવે તો તમારે પોતાને જ તનતોડીને મહેનત કરવાની છે, વાતો બનાવવાની નથી. આ સમય આરામ ભોગવવાનો નથી, રેશમના ગદેલામાં સૂઇ રહેવાનો નથી. હું આ મહેનતનું ફળ માત્ર બે સપ્તાહની અંદર જ જોવા ઇચ્છું છું. જો તેમ નહિ થાય તો પછી હું તમારા માટે પણ મરણની શોચનીય સજા નિર્માણ કરીશ. આ સાથે મારી બીજી આજ્ઞા એ છે કે, સમસ્ત માગધી સેનાને પાટલિપુત્રમાં બોલાવીને એકઠી કરો. હવે કોઇ પણ પ્રકારના યુદ્ધને આરંભવાની આવશ્યકતા નથી. આ યુદ્ધની અથવા તો મારા પરાજયની વાર્ત્તાના સંબંધમાં મારા પ્રજાજનોમાંના કોઇ પણ મનુષ્યને કશી આલોચના કરવા દેવી નહિ. એવી આજ્ઞા ફરમા-

વવા છતાં કદાપિ કોઈ તે આજ્ઞાનો અનાદર કરે તો તેને બંદીખાનાના કેદી બનાવો અને બધાના મનમાં મારા ભયનો સખ્ત દાબ બેસાડી દો. હું પોતે પણ હવે ઘણા જ થોડા વખતમાં પાટલિપુત્ર જઈશ પરંતુ હું અત્યારે અહીં છું એ વાર્ત્તા કોઈના જાણવામાં ન આવે એની ખાસ સંભાળ રાખજો. પણ હા—મેં સોંપેલાં કાર્યો આવેલી મુદ્દતની અંદર થઈ જવાંજ જોઈએ. જ્યાં સુધી તમે તે કાર્ય ન કરી શકો, ત્યાં સુધી તમે મને તમારૂં મુખ પણ બતાવશો નહિ. હવે તમારા અગત્સ્ય મુનિના વાયદા કામમાં નહિ આવે. હું મારા રાજ્યમાં કર્ત્તવ્યશીલ પુરુષોને જ રાખવા ઇચ્છું છું, કર્ત્તવ્યભ્રષ્ટની મને કશી જરૂર જ નથી: સાવધાન ! તમને સોંપેલા કાર્યોમાં વધારે વિલંબ ન થાય તેની સંભાળ રાખજો. જાઓ હવે તમે જવું હોય તો જઈ શકો છો."

રાક્ષસ પણ આ પરાજયના બનાવથી દારૂણ દુઃખી થયો હતો. તેનો સઘળો ક્રોધ ચાણક્ય અને શકટારપર ઉતરી પડ્યો. તેણે મનમાંને મનમાં જ પ્રતિજ્ઞા કરી કે;—"ગમે તે ઉપાયે એ બન્નેને હું મારા બંદીવાન બનાવીશ. જો સહજમાં તેમ નહિ કરી શકું તો બ્રહ્મહત્યા કરવામાં પણ કુંઠિત થઈશ નહિ. કારણ કે, આ વખતે જો હું મારા કર્ત્તવ્યને પૂર્ણ કરી શકીશ નહિ તો મારી પણ તેવીજ ભયંકર દશા થશે અને કદાચિત્ મરણવશ પણ થવું પડશે."

---

## પ્રકરણ ૧૪ મું



### માતંગીની ચાલાકી

દિવસ કોઇની પણ અપેક્ષા કરતો નથી. જોતજોતામાં એક માસ વીતી ગયો. મગધપતિએ તડિતાની સાથે જે શર્તો કરી હતી, તેનું અક્ષરે અક્ષર પાલન કર્યું હતું અને ચાણક્યની ખરી શિષ્યાએ હાવભાવ અને કૃત્રિમ પ્રેમના અભિનય દ્વારા રાજાના ચિત્તને એટલું બધું કાબૂમાં કરી લીધું હતું કે, મહારાજ ધનનંદ વારંવાર એમ જ ધારતો હતો કે તડિતા પોતાની પ્રેમિકા જ બની ગઈ છે, તેના મનમાં હવે મારા પ્રેમનો જ અધિકાર વ્યાપી ગયો છે. આ પ્રમાણે એક પ્રકારના અનુરાગની આશાથી ધીમે ધીમે મગધપતિના મનમાંથી મહારાણી વિશ્વપ્રભાની મનોહર મૂર્ત્તિનું વિસ્મરણ થવા લાગ્યું અને તડિતા

પ્રતિ તેનો અનુરાગ પ્રબળતાથી વધવા લાગ્યો. મગધપતિએ પોતાનું સર્વસ્વ તડિતાને જ અર્પણ કરી દીધું.

આ વિશ્વમાં મનુષ્યો કેટલી અસંભવિત આશાઓ નથી કરતાં ? જે કાર્ય સ્વપ્નમાં પણ થવાની સંભાવના હોતી નથી, તે કાર્યને પૂર્ણ કરવા માટે અનેક મનુષ્યો પોતાની આશાનો વિસ્તાર કરીને પ્રયત્ન કર્યા કરે છે. પણ તેનું પરિણામ તો કેવળ વિધિના હાથપર જ હોય છે, આશાના હાથમાં હોતું જ નથી. અનેક જનોની આશા સિદ્ધ થતી નથી. મગધેશ્વર અસીમ પરાક્રમશાળી તથા એક વિશાળ રાજ્યનો ભાગ્યવિધાતા હતો. પટરાણી મનોહરાનો તેણે વિના દોષે ઘાત કરાવ્યો હતો. વિધાતાના વિધાનને નષ્ટ કરવામાં તેણે કોઇ પણ પ્રકારની ન્યૂનતા રહેવા દીધી નહોતી. પ્રવૃત્તિના છળથી, અને નેત્રની વિશ્વાસઘાતકતાથી ભ્રમિત થઇને, વિશ્વપ્રભા જેવી એક સામાન્ય કન્યાને પોતાની પટરાણી બનાવીને તેને પર્ણકૂટીમાંથી રાજમહાલયમાં પ્રતિષ્ઠિત કરી હતી, તેમ છતાં પણ તેની રૂપતૃષ્ણા તથા કામલાલસા શાન્ત થયાં નહિ. આથી તેની ઇચ્છા એક વિશુદ્ધ ચરિત્રા વીજળીની જ્યોતિ સમાન સુંદર સુંદરી તડિતાને મેળવવા માટે પ્રબળ થઈ આવી. તડિતાને પોતાની હૃદયેશ્વરી બનાવવા માટે તેને પ્રબળ વાસના ઉત્પન્ન થવા લાગી. પણ તેની તે આશા પૂર્ણ થઈ નહિ. તે વિષયનું વિશેષ વિવેચન હવે પછી જાણવામાં આવશે.

ભૈરવને ગમે ત્યાં જવા આવવાની છૂટ હતી. મગધપતિ ઘણું કરીને રાત્રિના ભાગમાં પાટલિપુત્રના રાજમહાલયમાં જ ચાલ્યો જતો હતો. અને તડિતા એકલી તે રતિમહાલયમાં રહેતી હતી તથા તેના રક્ષકરૂપે તેનો સાથી વીર શ્રેષ્ઠ ભૈરવ પણ ત્યાંજ રહેતો હતો.

ભૈરવ વારંવાર મલયપૂર જઇને ચાણક્ય પાસેથી તડિતાના સમાચાર લઈ આવતો અને તડિતાના સમાચાર ચાણક્યને ગુપ્ત રીતે પહોંચાડી આવતો હતો. તે ચાણક્ય અને તડિતાની ગુપ્ત મંત્રણારૂપ મહાનદીનો એક માત્ર સેતુજ હતો, એમ કહીશું તો પણ ચાલી શકશે. ચાણક્યને જ્યારે કાંઇ પણ જરૂર પડતી ત્યારે તે ભૈરવદ્વારા જ મગધપતિના મહાલયની બધી ખબર મેળવતો હતો.

ચાણક્ય પોતે દૈવીશક્તિસંપન્ન નિષ્ઠાચારી અને મહા તાંત્રિક બ્રાહ્મણ હતો. તે દેવતાની શક્તિપર અત્યંત શ્રદ્ધા રાખતો હતો. તે દૈવીશક્તિની કૃપાથી જ, તે ગયા યુદ્ધમાં કૌશલ્યના જાળનો વિસ્તાર

કરીને, દશગણી મગધસેનાને પરાજિત કરવાને સમર્થ થઈ શક્યો હતો. અને એ અસંભવિત સફલતાથી દેવતાની શક્તિપર તેને અત્યંત વિશ્વાસ બેઠો હતો. તે દરેક કાર્યમાં વિજય આપનાર કેવળ ઈશ્વિર જ છે એમ માનતો હતો.

તે સમરકેતુમે આજ્ઞા આપીને, સાધારણ યત્નથી જ મગધપતિ ધનનંદને તેની બંદીવાનદશામાં હત્યા કરાવી શકે તેમ હતો. પરંતુ એનો નીચતામય પ્રતિશોધ લેવાની તેની કોઇ ઇચ્છા જ નહોતી. આ સમયે રાણી વિશ્વપ્રભાના કંઠમાં વિરાજતા હીરાહારની તથા તેમાં જડેલા પેલા મંત્રેલાં માદળીયાંની વાર્ત્તા તેને યાદ આવી ગઈ. તેણે અનેક પ્રકારના વિચારો કરીને જોયું કે, રાણી વિશ્વપ્રભાના હાર તથા માદળીયાંની ચોરી કરાવીને રાજા ધનનંદની વિરુદ્ધ જે ગ્રહ પડેલો છે તેને કોપિત કરવાથી જ પોતાનું કાર્ય સિદ્ધ કરી શકાશે. છેવટે લાચારીથી, એ કાર્યને સિદ્ધ કરવા માટે તેને તડિતાની સહાયતા લેવી પડી હતી.

એક દિવસ મગધપતિ રાજધાનીમાં ચાલ્યા ગયા હતા, તે દિવસે તે 'રતિગહાલય'માં તડિતા વિના બીજું કોઈ જ નહોતું. ભૈરવ આવો સુયોગ જોઇને માતંગી ભૈરવીને ત્યાં આગળ બોલાવી લાવ્યો. પાઠકોએ પણ લલિતા (શકટારની પત્ની)ના મુખથી માતંગીનું નામ સાંભળ્યું છે. માતંગી, ચાણક્યની અનન્યા શિષ્યા હતી. તડિતા શા કારણથી મગધપતિનો ઉદ્ધાર કરી આવી છે, તેનો મુખ્ય હેતુ શો છે, એ સંબંધી સર્વ વૃત્તાંત માતંગીએ ચાણક્યના મુખથી સાંભળ્યો હતો. ચાણક્યે તેને મલયપૂર મોકલાવીને તડિતાને સહાયતા આપવા માટે તેને સંપૂર્ણતાથી શિક્ષિત કરી દીધી હતી, ત્યાર પછી ભૈરવની સહાયતાથી ચાણક્યે, માતંગી અને તડિતા ઉભયને પોતાના મનનો ઉદ્દેશ જણાવી દીધો હતો.

ચાણક્યે એક દિવસ મહાનિર્વાણ કરનારા એક તંત્રની આલોચના કરતાં કરતાં જોયું કે, આ તંત્રનો ચમત્કાર અજમાવવાને હજી એક માસનો વિલંબ છે. એથી એજ દિવસે તેણે એક મંત્ર કરીને જોયું તો તેને જણાયું કે, મગધપતિનો ધ્વંસ અવશ્ય થવાનો જ છે. પરંતુ તે પહેલાં પેલો હાર તથા મંત્રેલું માદળીયું ચોરાવું જોઇએ. તેમ થયા વિના મંત્રનું કાંઇ ખાસ વિશેષ ફળ મળે તેમ નથી.

આથ ચાણક્યે, માતંગીને તડિતાની મુલાકાત કરવાની આજ્ઞા

કરી મોકલી. અને તે જ દિવસે ભૈરવની સાથે માતંગીએ તે રતિ-મહાલયમાં પ્રવેશ કર્યો. રતિમહાલયના માર્ગેથી ભૈરવ સારી રીતે જાણીતો થઈ ગયો હતો, એટલે માતંગીને ત્યાં લઇ આવવામાં તેને કશી અડચણ નડી નહિ.

તે દિવસે મધ્યાન્હે માતંગી અને તડિતા વચ્ચે શો વાર્ત્તાલાપ ચાલી રહ્યો હતો તે અમે નીચે જણાવીએ છીએ કે જેથી અમારા પાઠકો ખરા બનાવવાનું રહસ્ય જાણી શકશે.

પ્રથમ માતંગીએ તડિતાને ઉદ્દેશીને કહ્યું કેઃ—તડિતા, બ્હેન, કાલે અમાવાસ્યા છે. માટે ગમે તે ઉપાયે આજ રાત્રે આપણા મહાગુરુ ચાણક્યનું ઇચ્છિત કાર્ય પૂર્ણ કરી નાંખવું જોઇએ."

તડિતાએ કહ્યું કે;—"પણ મહારાજ રાજમહાલયમાં છે તેનું કેમ કરીશું ?"

માતંગીએ જવાબમાં જણાવ્યું કેઃ—"તેમ છતાં પણ આપણે ભય રાખવાનું કશું કારણ નથી. મહારાજ પ્રભાતમાં શિકારાર્થે બહાર ગયાં છે. ગઇ કાલે સાંઝે મને એવી ખબર મળી છે કે, આજે રાત્રે મહારાજના આવવાની કાંઈ સંભાવના જ નથી."

"તમે એ ખબર કયાંથી અને શી રીતે મેળવી વારૂ ?"

માતંગીએ કહ્યું કેઃ—"મહારાણી મુરાદેવીએ મંદિરમાં દર્શન કરવા આવ્યાં તે વેળાયે આ સમાચાર મને આપ્યા હતા. તે ઉપરાંત હાલનાં પટરાણી વિશ્વપ્રભાએ પણ મને આ વાર્ત્તા કહી હતી. હું નિત્ય પૂજા કર્યા પછી દેવતાની પ્રસાદીનાં પુષ્પ લઇને મહારાણી વિશ્વપ્રભાને આશીર્વાદ આપવા માટે જાઉં છું. આજે પણ તે જ પ્રમાણે ગઇ હતી. વિશ્વપ્રભાના હાથમાં જ્યારે દાસીએ આવીને મહારાજનું પત્ર આપ્યું ત્યારે હું પણ ત્યાંજ હાજર હતી. તે પત્રમાં જ મહારાજે આજે રાત્રે ન આવવાની સૂચના મોકલી હતી.".

"ત્યારે શું આજે જ આપણે જવું પડશે ?"

"હા–આજે જ અને તે વળી એક કલાકમાં જ જવું પડશે. તેમ નહિ થાય તો આપણું બધું કામ રઝળી જશે અને અત્યાર સૂધીની કરેલી મહેનત ધૂળમાં મળશે. જવા માટે મેં વાહન વગેરેનો બધો બંદોબસ્ત કરી રાખ્યો છે.

"સારૂં–પરંતુ કેવા પોશાકમાં જઈશું વારૂ ?"

"રાણી વિશ્વપ્રભાના પોશાકમાં તારે જવું પડશે. પણ અત્યારે

તેં જે પ્રકારનો પોશાક પહેર્યો છે, તે પોશાક પણ રાજરાણીના જેવો છે. એટલે ચાલી શકશે."

"સારૂં! પણ રાણી વિશ્વપ્રભાના મહાલયમાં પ્રવેશ કરવાનો ઉપાય શો યોજવો વારૂ?"

માતંગીએ કહ્યું કેઃ—"રાજમહાલયના દરવાજાના મુખ્ય પહેરેગીરને મેં આજે એક એવી દવા આપી છે કે, જેથી બે કલાકમાં જ તે બેભાન બની જશે. તે પ્રહરીને શૂળ વેદનાનો રોગ છે અને વારંવાર તેને વેદના વધી આવે છે. તે મારી પાસેનું ઔષધ ખાવાથી મટી જાય છે. એ દવા આપતી વેળાયે મેં તેને કહી દીધું છે કે, રાત્રિના બીજા પ્રહર પછી તને એક બીજી મંત્રેલી દવા આપીશ. પણ એ બધાં ગપ્પાં જ છે. બે પ્રહર થતાં પહેલાં તો મારી આપેલી દવાથી તે બેભાન બની જશે. પ્રભાત સુધી તે અચેતન જ રહેશે અને ત્યાર પછી તેનો રોગ પણ મટી જશે. આ સર્વ કાર્ય કરવા માટે બરાબર બે પ્રહરની અંદર જ મારે પ્રવેશ કરવો પડશે.

"પરંતુ તે સમયે મારે ક્યાં છૂપાવું પડશે?"

"તમને રાજમહાલય પાસેની એક એકાંતવાળી જગામાં રાખી આવીશ. અને પ્રહરીને અચેન પડેલો જોતાંની સાથે જ તેમ મને રાજમહાલયમાં લઈ જઇશે."

"મહાલયમાં કદાચ મને કોઈ પરિચારિકા અથવા દાસી જોઈ જશે તો?"

"તે માટે ભય રાખશો નહિ. રાજરાણી વિશ્વપ્રભા, હમેશાં ગંભીર રાત્રે પતિના મંગલાર્થે દેવપૂજા કરવા જાય છે. પરિચારિકાઓ પણ એ વાર્ત્તાને સારી રીતે જાણે છે. તે પરિચારિકાઓના સહવાસમાં રહેવાનું વધારે પસંદ કરતી નથી. પ્રથમ પ્રહર વીત્યા પછી તરત જ તે તેમને મહાલયમાંથી વિદાય કરી દે છે. તમે જ્યારે રાજરાણી વિશ્વપ્રભાના વેશમાં જાઓ, ત્યારે જો કોઇ પરિચારિકા દૈવયોગે તમને જોઇ જશે, તો પણ તે એમજ ધારશે કે, રાજરાણી દેવમંદિરમાંથી પૂજા સમાપ્ત કરીને પાછી આવે છે. યોગ્ય સમયે કાર્યને એકવાર પૂર્ણ કરી શકીશું તો પછી આપણને કશી ઈજા આવશે નહિ."

"પણ કદાચ તે વખતે મહારાણી વિશ્વપ્રભા જાગતી હશે તો?"

"તમારે તેનો કશો ભય જ રાખવો નહિ. દેવતાની પ્રસાદીના મિષ્ટાન્નમાં આજે મેં ઘેનની એક દવા મેળવી દીધી છે. રાણી વિશ્વ-

પ્રભાએ તે મારા દેખતા જ ખાધી છે. આપણે જ્યારે તેના ઓરડામાં જઈશું, ત્યારે તે ઊંડા ઘેનમાં જ પડેલી હશે."

"ત્યારે તમે પણ મારી સાથે જ મહારાણીના ઓરડામાં આવશો ખરાંને વારુ?"

"ના–તમને હું રાણીનો ઓરડો દૂરથી જ બતાવી આપીશ. તે ઓરડામાં પ્રવેશ કરવો એ કોઇ પણ પ્રકારે મારા માટે હિતાવહ નથી, હું મારી આ યોગિની મૂર્ત્તિને છૂપાવી શકીશ નહિ. હું પ્રહરીના ઓરડામાં ઉભી રહીને બહારથી તમારી રક્ષા કરતી રહીશ. રાણી વિશ્વપ્રભાના હાર તથા તેમાંના માદળીયાંને છોડી લેવાનો ઉપાય ઘણો જ સરળ છે, કે જે મેં તમને આ પહેલાં જ કહી દીધો છે. કેમ તે ભૂલ્યાં તો નથી ગયાંને?

"ના, તે ભુલી નથી."

"ભૂલ્યા હો તો પણ કાંઇ ચિંતા જેવું નથી. રાજરાણી વિશ્વપ્રભાના ગળાના હારનું બંધન હમેશાં બહુ જ મોકળું રહે છે, તેથા તેને ઉઘાડતાં વધારે વાર લાગશે નહિ. હવે ચાલો મારી સાથે આવો. વધારે વાર લગાડવાની કાંઇ પણ આવશ્યક્તા નથી."

છેવટે, તડિતા તરત જ એક ગુપ્ત દ્વાર દ્વારા રતિમહાલયમાંથી બહાર નીકળી–આ સમયે તેને કોઇ પણ મનુષ્ય જોઈ શક્યું નહિ. તેની સાથે માત્ર માતંગી અને ભૈરવ સિવાય બીજું કોઈ પણ મનુષ્ય નહોતુ.

ગંભીર રાત્રે, નિર્જન રાજમાર્ગપરથી એક ગાડામાં બેસીને માતંગી, તડિતા તથા ભૈરવ લગભગ એકાદ કલાકમાં તો પાટલિપુત્રના રાજમહાલયના બહારના દરવાજા આગળ આવી પહોંચ્યાં.

ત્યાર પછી જે કાંઇ થયું–તે ચાણક્યના ઉદ્દેશ અને ઉપદેશનું જ પરિણામ હતું. ઘણી જ સાધારણ મેહનતથી માતંગીની સહાયતા અને ઉપદેશથી, તડિતા તે હીરાહાર તથા મંત્રપૂત માદળીયું લઇને રાજમહાલયના બીજાં એક ગુપ્ત દ્વારદ્વારા બહાર નીકળી આવી અને યથા સમયે ભૈરવની સહાયતાથી તૈયાર રાખેલા ગાડામાં એસીને કોઇ પણ પ્રકારના વિઘ્ન વિના મગધપતિના રતિમહાલયમાં પાછી આવી પહોંચી.

ત્યાર પછી છેવટે, તેજ રાત્રે તે હાર તથા માદળીયું માતંગીના હાથમાં આવ્યું. બીજે દિવસે પ્રભાતમાં માતંગીએ સૂર્યોદય થતાં પહેલાં જ તે ચોરેલા હાર તથા માદળીયાંને દેવમંદિરના એક વિશ્વાસુ અનુચર દ્વારા ઘણી જ છૂપી રીતે ચાણક્ય કને મોકલાવી આપ્યું.

એ ગુપ્તવેશધારક અનુચર બીજો કોઇ નહિ, પણ આપણો પૂર્વ પરિચિત જાસૂસ ચંડ જ હતો.

× × × × ×

બીજે દિવસે પ્રભાતમાં મૃગયા કરીને આવ્યા પછી, મગધપતિ ધનનંદ પોતાના મહાલયમાં આવ્યો અને પછી પોતાની પટરાણી વિશ્વપ્રભાને બોલાવી. વિશ્વપ્રભાએ મહારાજ પાસે આવીને પ્રણામ કર્યા. ત્યાર પછી તેઓ બન્ને વચ્ચે વાર્ત્તાલાપ થવા લાગ્યો કે; "મહારાજ! દાસીને શા કારણથી બોલાવવામાં આવી છે?" રાણીએ કહ્યું.

"આજકાલ મારૂં મન અત્યંત વ્યાકુળ રહ્યા કરે છે. રાજા સમરકેતુના હાથે મારો પરાજ્ય થયા પછી મને ક્યાંય પણ ચેન પડતું, નથી એટલા માટે અત્યારે તારી સાથે સહજ વાર્ત્તાલાપ કરવાની ઇચ્છાથી જ તને અહીં બોલાવવામાં આવી છે."

"મારાં અહોભાગ્ય કે આજે ઘણા દિવસે મારા પ્રાણેશ્વરે આ દીનપ્રમદાની સંભાળ લીધી. પણ મહારાજ! આપ ગઇ કાલે રાત્રે આ દાસીના શયનગૃહમાં શા માટે પધાર્યા નહોતા વારૂ? શું આ સેવિકાનાથી આપનો કાંઇ અપરાધ તો નથી થઈ ગયોને?"

"ના—હૃદયેશ્વરી, તેમાંનું કાંઇ છે જ નહિ. કાલે રાત્રે મને અહીં આવવાને બહુ જ વિલંબ થવાની સંભાવના હતી તથા કેટલોક શિકાર પણ સાગે મળ્યો હતો, તેથી મેં અનુચરદ્વારા મારા ન આવવાના સમાચાર તને મોકલાવ્યા હતા, તે શું તને નથી મળ્યા."

આટલું કહ્યા પછી મહારાજની નજર એકાએક રાણીના ગળાં તરફ ગઈ, એ જોઇને મહારાજ રેશમી ગાલીચાપરથી એકદમ ઉભો થઇ રાણીના હાથને તરછોડીને બોલ્યો કે;—"રાણી, દૂર રહે. કહે જોઇએ વારૂ કે તારા ગળામાંનો હાર તથા માદળીયું કયાં છે વારૂ?

આ સાંભળાને રાણી ગભરાઇ ગઇ. તેણે પોતાના ગળાપર તપાસી જોયું પણ હારનો કાંઇ પત્તોજ મળ્યો નહિ. આ જોઇને તે બિચારી ભયની મારી થરથર કંપવા લાગી રાજા પણ ક્રોધથી લાલચોળ બની ગયો. તેણે તરત જ એક અનુચરને બોલાવીને સત્વર રાણીને નળાન્દાના કિલ્લામાં કેદ કરવાની આજ્ઞા આપી દીધી. તે બિચારીને હાર ચોરાવાના સંબંધમાં વિશેષ કાંઈ પણ પૂછપરછ જ ન કરી. રાણીની દશા પણ મહારાણી મુરાદેવીના જેવી જ થઇ. જેવી રીતે મહાપદ્મનંદે મુરાદેવીનો

ત્યાગ કર્યો હતો, તેવીજ રીતે ધનનંદે પણ પોતાની પ્રિયતમાનો વગર વિચાર્યે ત્યાગ કરી દીધો. મહારાજ મહાપદ્મનંદે મુરાદેવીને મુક્ત રાખી હતી, પણ નિષ્ઠુર ધનનંદે, વિશ્વપ્રભાને કારાગૃહની કઠિન સજા આપી. ત્યાર પછી તેણે આખા મહાલયમાં ખોવાયેલા હાર તથા માદળીયાંની તપાસ કરાવવા માંડી પરંતુ કાંઇ પણ પત્તોજ મળ્યો નહિ. આથી તેણે મહાલયના પરિચારિકાઓપર અસહ્ય અત્યાચાર ગુજાર્યો, પરંતુ સત્ય બીના શી હતી તે તેના જાણવામાં આવી શકી જ નહિ.

આ બનાવને તદ્દન દબાવી દેવા માટે તડિતાએ બીજા કેટલાક પ્રેમના અભિનયો દર્શાવીને, મગધપતિને કેટલાક દિવસ સૂધી છેતરવાના પ્રયત્નો કર્યા. ત્યાર પછી એક દિવસે તેની ગેરહાજરીનો સુયોગ મેળવી, મધ્ય રાત્રે પોતાના સહચર ભૈરવને સાથે લઇને તે રતિમહાલયમાંથી પાછી મલયપૂર ચાલી આવી.

મગધેશ્વરે પાટલિપુત્રના પ્રાસાદમાંથી પાછા આવ્યા પછી જોયું તો, તડિતાને તે રતિમહાલયમાં જોઈ નહિ. આથી તે અત્યંત દુઃખી થયો. ચારે બાજૂએ તેની તપાસ કરાવવા માટે તેણે કેટલાક દૂતદૂતીઓ અને છૂપા જાસૂસોને મોકલી આપ્યા. પરંતુ તેનું પરિણામ કાંઈ જ આવ્યું નહિ.

આ બનાવ બન્યાને આઠેક દિવસ વીત્યા પછી, મગધેશ્વર ધનનંદને પોતાના તકિયા તળેથી એક પત્ર મળ્યું. તે પત્ર તડિતાનું લખેલું હતું. તેમાં લખ્યું હતું કે;—

" મહારાજ મગધપતિ ધનનંદ !

આપ અતિ અવ્યવસ્થિત ચિત્તના પુરુષ છો. આપના જેવા મનુષ્યના આશ્રયમાં રહેવું, એ મારા જેવી બ્રહ્મચારિણીના પક્ષમાં નિરાપદ નથી. વિશ્વપ્રભાના શોચનીય પરિણામ પછી, આપ મારા પ્રતિ જે એક પ્રકારના અનુરાગનો ભાવ દર્શાવતા હતા, તે મારા માટે હિતાવહ નથી એમ ધારીને મેં આપના રતિમહાલયનો ત્યાગ કર્યો છે. વિશ્વપ્રભાનો હાર ચોરાયા પછી દેવતાઓ આપનાપર અસંતુષ્ટ થયા છે. આપનો દેવ આપનાથી પ્રતિકૂળ થયો છે. "

" ભગવાને આપને દંભ, અભિમાન અને આત્મગરિમાં યથેષ્ટ આપ્યાં છે. પરંતુ આવા વિશાળ મગધરાજ્યને માટે જે જે ગુણોની આવશ્યક્તા છે, તેનાથી આપ સર્વથા વંચિત છો. આપની બુદ્ધિ અને

વૃત્તિ કલુષિત થઇ છે. રમણીના રૂપના મોહથી ઉન્મત્ત બનીને આપે અનેક કુલલલનાઓને સર્વનાશ અને સતીત્વનાશ કર્યો છે. આપના વિવેકહીન હૃદયમાં મનુષ્યત્વનો અત્યંત અભાવ છે. એટલા માટે જ હું આપને આમ સહજમાં જ પશુની પેઠે બંદીવાન બનાવી શકી હતી."

" આપનું ચારિત્ર અધમ છે, આપની ભાવનાઓ પાપમય છે અને આપ પાપમાર્ગના પ્રવાસી છો. આપ ભ્રાતૃહત્યા કરવાને તૈયાર થયા છો, આપે રાજમાતાપર અત્યંત અત્યાચાર ચલાવ્યા છે, આ સર્વે કારણોથીજ હું તે આપનો સહવાસ ત્યજીને ચાલી જાઉંછું આપ-નાથી અલગ થાઉં છું. "

" આપ અથવા આપના રાજ્યના કોઇપણ અનુચરો મહારાણી વિશ્વપ્રભાના ગળામાંથી ચોરાયલા હાર તથા માદળીયાંનાં સંબંધમાં હજારો યત્નો કરશો, તો પણ તેનો પતો મળી શકશો નહિ. જેણે એ હારની ચોરી કરી છે, તેનું નામ હું જાણું છું. એ વિષયનો સહજ સંકેત પણ મેં આપને એકવાર કરી દીધો છે. જો ભવિષ્યમાં મારી જરૂર પડશે તો, હું એ હાર ચોરનારને શરીરસહિત આપ મહારાજની સમક્ષ રજૂ કરી આપીસ. "

સંસાર ત્યાગિની

તડિતા "

# ઉપસંહાર.



સમયના વહન સાથે રાજકુમાર ચંદ્રગુપ્તના ભાગ્યની દિશાનો રંગ પણ બદલાયો તેના તિમિરાચ્છન્ન ભાગ્યાકાશમાં આશા અને ઉન્નતિના મંદ નક્ષત્રો ચળકવા લાગ્યા. રાજા સમરકેતુની સહાયતા તથા ઉદારતાથી ચંદ્રગુપ્ત એક પહાડી પ્રદેશનો મુખ્ય સેનાપતિ થયો. તથા મહારાજા ધનનંદ સાથે થયેલા યુદ્ધ વખતે પહાડી પૃથ્વીપતિ સમરકેતુએ તેના જે પ્રદેશને પોતાના અધિકારમાં વિજય તરીકે પ્રાપ્ત કર્યો હતો, તે પ્રદેશ—મગધ ભૂમિનો તે અમુક પ્રદેશ રાજા સમરકેતુએ ચંદ્રગુપ્તને ઉદારતાથી સોંપી દીધો અને તેને ત્યાંનો સ્વતંત્ર રાજા બનાવ્યો.

આથી ચંદ્રગુપ્ત એકીસાથે બે ઉચ્ચ પદવી—સેનાપતિ અને રાજાની ઉચ્ચ પદવીઓને પ્રાપ્ત કરી શક્યો. તેના સર્વ દુઃખોનું નિવારણ થયું, તેનો ભય સદાને માટે દૂર થયો. તેના આશાહીન હૃદયમાં ઉન્નતિના નવીન અંકુરો સ્ફુરી આવ્યા અને તેના યોગે તે ભવિષ્યમાં મહામુનિ ચાણક્ય, બુદ્ધિમાન મંત્રી શકટાર તથા ઉદારાશય સમ્રાટ સમરકેતુની અગાધ સહાયતાથી સમસ્ત મગધરાજ્યનો સાર્વભૌમિક સમ્રાટ થઇ શક્યો.

ચાણક્યે, પોતાના વિશ્વાસુ જાસૂસ કૌશિકને મોકલાવીને તડિતાના આગ્રહથી રાજા ધનનંદે મુક્તકરેલી તેની માતા મહારાણી મુરાદેવીને પણ ગુપ્ત રીતે મલયપૂરમાં બોલાવી લીધી તથા પોતાના પુત્ર ચંદ્રગુપ્તની રક્ષા તળે તેને સર્વ પ્રકારનું સુખ મળે તેવી વ્યવસ્થા કરાવી આપી. આથી મહારાણી મુરાદેવીને ઘણા દિવસ થયાં વિયોગી થયેલા પોતાના પુત્ર ચંદ્રગુપ્તની સાથે રહેવાનો પ્રસંગ મળતાં અત્યંત આનંદ થયો. તે સુખેથી ચંદ્રગુપ્તની સાથે રહીને પોતાના દિવસો નિર્ગમન કરવા લાગી.

મન્દાકિનીની આંતરિક ઇચ્છાથી તથા ચાણક્ય, શકટાર અને સમરકેતુના આગ્રહથી ચંદ્રગુપ્તે સમરકેતુની ભગિની મન્દાકિનીનો પોતાની પત્ની તરીકે સ્વીકાર કર્યો. મન્દા અને ચંદ્રગુપ્ત ઉભયના હૃદયમાં પ્રથમથી જ પ્રેમનાં બીજ રોપાઇ ગયાં હતાં, તેથી તેમને એક બીજાંને દંપતિના સૂત્રમાં જોડાયલાં જોઇને, તેમના આનંદનો અવધિ થયો. મન્દાની ઇચ્છા ચંદ્રગુપ્તની સાથે જ લગ્ન કરવાની હતી અને તે સાથે તેણે અમુક કાળપર્યન્ત લગ્ન ન કરવાં એવી જ્યોતિષીઓની

સલાહ હતી તે કાળનો પણ અવધિ આવી ગયેલો હોવાથી તેમનાં બન્નેનાં લગ્નકાર્યમાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય આવ્યો નહિ. લગ્નનાં સૂત્રમાં જોડાયાં પછી તે દંપતિ રાજરાણી મુરાદેવીની સારી સેવા કરવા લાગ્યાં અને તેના આશીર્વાદ તથા યત્નથી મગધદેશના સમ્રાટ અને સામ્રાજ્ઞીના પદને અનુક્રમે પ્રાપ્ત કરવા માટે ભાગ્યશાળી થયાં.

રાજમંત્રી શકટાર, રાજા સમરકેતુ તથા ચંદ્રગુપ્તના રાજ્યના અમાત્યના પદપર કાર્ય કરવા લાગ્યો. તથા મહામુનિ ચાણક્યને નંદવંશનો નાશ કરવામાં જોઇતી સહાયતા આપવા લાગ્યો. આ સમયે તેની જીવનદાયિની પત્ની લલિતા પણ તેની સાથે જ હતી. શકટારના પ્રથમના ગૃહ સંસારમાં અને અત્યારના ગૃહ સંસારમાં ઘણું પરિવર્તન થઇ ગયું. પ્રથમના ક્લેશના દિવસો ચાલ્યા ગયા અને પુનઃ સુખ અને શાંતિના સ્વર્ગીય દિવસો તેઓ પતિ પત્ની ભોગવવા લાગ્યાં.

રાજા સમરકેતુ પોતાના પહાડી રાજ્યની વ્યવસ્થામાં રોકાયો. પોતાની પ્રજા સુખી શી રીતે થાય, તેમના પ્રત્યેનો પ્રેમ શી રીતે સંપાદન કરી શકાય તથા તેમનાપર જે જે દુઃખો છે એ કેમ દૂર કરાય એના વિચાર તથા યત્નમાં જ તે નિરંતર વ્યસ્ત રહેવા લાગ્યો. ચાણક્યને જોઇતી મદદમાં પણ તેણે પૂરતી સહાનુભૂતિ દર્શાવી અને નંદવંશનું પતન કરવામાં તેણે પણ પૂરતો પ્રયત્ન કર્યો.

સંસારત્યાગિની પરહિતકારિણી વૃંદિતા સંન્યાસિનીના વેશમાં જ પોતાના કુસુમપૂરના મંદિરમાં રહેવા લાગી.

મહામુનિ ચાણક્યે રાજા ધનનંદની મહારાણી વિશ્વપ્રભાનો હાર તથા માદળીયું મળ્યા પછી મગધરાજ ધનનંદને પદભ્રષ્ટ કરવાના તથા તેના પરિવારને જડમૂળ ઉખેડી નાખવાના યત્નો આરંભી દીધા. શકટાર તથા સમરકેતુની સહાયતાથી તેણે મગધની રાજસભામાં લીધેલી પોતાની પ્રતિજ્ઞાની પૂર્ણાહુતિ કરી. પોતાની માનસિક પ્રતિભા, દૃઢતા અને એકાગ્રતાના યોગે તેણે નંદવંશનો નાશ કર્યો, રાજા ધનનંદનું પતન કરાવ્યું અને પછીથી જ મગધ રાજ્યમાં પ્રવેશ કર્યો. મગધની સુવ્યવસ્થા રાખવા તથા તેનો રાજ્યાધિકાર ચલાવવા માટે તેણે પોતાના શિષ્ય અથવા તો મહારાણી મુરાદેવીના પુત્ર ચંદ્રગુપ્તને સિંહાસનારૂઢ કરાવ્યો. તથા તેને મુરાદેવીના નામપરથી "મૌર્યવંશ" એવું નામ ઉપજાવી કાઢીને મૌર્યવંશના પ્રથમ સમ્રાટ્ તરીકે સ્થાપન કર્યો.

એ ચાણક્યની દૃઢ પ્રયત્નશીલતા તથા અથાગ પરિશ્રમના યોગે જ મૌર્યવંશની સ્થાપના થઇ. નંદવંશનું, મંત્રી રાક્ષસનું તથા તેના પરિવારનું પતન થયું. મગધભૂમિમાંથી છેલ્લા દશમા નંદનો પણ તે કુટિલબુદ્ધિ વિશારદ ચાણક્યે નાશ કરાવી નાંખ્યો. અને તે પછી મૌર્ય વંશના અભ્યુદયનો આરંભ થયો. દિનપ્રતિદિન સર્વ દિશાઓમાં ચંદ્રગુપ્તની ખ્યાતિ તથા કીર્તિનો વિસ્તાર થવા લાગ્યો.



મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે પુસ્તકાલય
તરફથી
નવી પ્રકટ થયેલી સચિત્ર નવલકથાઓ
અને બીજાં ઉપયોગી પુસ્તકોનું સંક્ષિપ્ત

# સૂચિપત્ર

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે
બુકસેલર્સ એન્ડ પબ્લીસર્સ
ત્રણ દરવાજા—અમદાવાદ

MAHADEV RAMCHANDRA JAGUSHTE.
BOOKSELLER & PUBLISHER
Three Gates,-AHMEDABAD.

महादेव रामचंद्र जागुष्टे
तीन दरवाजा—अमदावाद

સને ૧૯૧૭ સંવત ૧૯૭૩
અમદાવાદ.

શ્રી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં—શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.

નવી રસિક સચિત્ર નવલકથા! હમણાંજ પ્રસિદ્ધ થઈ છે.

# કંગાલ કેદી

અથવા

## સ્નેહ—બંધન

પ્રયોજકઃ—રા. વ્રજલાલ જાદવજી ઠક્કર.

આ નવલકથામાં સુખદુઃખના પડછાયા, સ્વામી સ્નેહ-જ્યોતિનું આદર્શ સાધુજીવન અને દૈવી પરોપકાર, હતભાગ્ય રંગનાથની સ્થિતિનું અને જીવનનું કલ્પના પણ ન કરી શકાય એવું અસંભવ પરિવર્ત્તન, પોલિસ અમલદારોની નિષ્ઠુરતા, સંપત્તિનો સદુપયોગ, નિરાધાર સ્નેહલતાના જીવનનો અકાળે આવેલો શોચનીય અંત, શાન્તિલતાના કષ્ટની પરિસીમા, અપૂર્વ વાત્સલ્ય સ્નેહ, કૃષ્ણલાલનાં કુટિલ કારસ્થાન, શ્રીમંતોની શઠતા અને વિલાસપ્રિયતા, નર્મદાની પ્રાણહારક આશા, પાપિષ્ઠ તેમજ લુચ્ચા કેશવલાલની અને પાપિષ્ઠા કાળિકાની કુટિલતા, સતી સાધ્વીની શીયળપ્રીતિ, સ્વરૂપચંદ ટોપીવાળાની નીચતા, સ્ત્રીચરિત્ર, પિશાચિનીનો આવિર્ભાવ, સ્ટીમરમાંથી સમુદ્રમાં સમાધિ! આદિ અનેકવિધ આકર્ષણીય ઘટનાઓથી પરિપૂર્ણ. મ્હોટી સાઈઝનાં પૃષ્ઠ ૨૫૦. ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો, આકર્ષક છપાઇ, ચીકણા સફેદ કાગળ, પાકું રૂપેરી પૂઠું; છતાં કિમ્મત માત્ર રૂ. ૧–૧૨–૦.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ

જોશી ત્ર્યંબકલાલ જીવરામ કૃત રસિક નવલકથા.

# કલન્દરની કટાર અથવા

## સંસાર ખાંડાની ધાર.

**ચાર ફોટોગ્રાફિક સુંદર ચિત્રો સહિત.**

આ પુસ્તકમાં નવીન નવીન વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે. ભયંકર ખૂનરેજી અને લોહીની નદીઓ વ્હેવડાવનારાં દૃશ્યોનો આબેહુબ ચિતાર આપે તેવાં કેટલાંક પાત્રો આ નવલકથાની રંગભૂમિપર કામ કરીને વાંચનારને કવચિત્ સ્તંભિત બનાવી દે છે તો કવચિત્ થરથર કમ્પાવી મૂકે છે. નીચ અને શયતાન દોસ્તો કેવી દગાબાજીથી પોતાના દોસ્તનો ઘાત અથવા ખૂન કરે છે, સ્વાર્થને વખતે તેમનાં હૃદય કેવાં પાષાણ જેવાં બની જાય છે તથા અંતે એવા દુરાત્માઓની કેવી દુર્દશા થાય છે તે સર્વ વિષયો વાંચતાં વાંચકની આંખોમાંથી આંસુની ધારા વ્હેવા માંડે તેમ છે. કોમળ હૃદયની કામિનીઓ પ્રેમને માટે કેટલાં બધાં સાહસો વેઠીને, જીવનનું બલિદાન આપવાની તૈયારી કરીને તે અન્ય પુરૂષના પ્રેમને સંપાદન કરે છે, એ વાંચતાં વાંચતાં શરીરમાં કવચિત્ કંપનો આવિર્ભાવ થાય છે તો કવચિત્ માત્ર શિથિલ થઇ જાય છે. તે ઉપરાંત મહાત્માઓના ચમત્કાર, પિશાચોની પાપલીલા, પિતાએ પિશાચનું સ્વરૂપ ધારીને કન્યાને ભોંયમાં દટાવવી, દીવાનની દુષ્ટતા, પાપીનો ભયંકર જુલ્મ, જાસૂસોની બહાદુરી, શયતાની ચક્કર, ભોંયરામાંનાં ભેદ ભરેલાં કુકર્મો, મનુષ્યના અવતારમાં પેદા થયેલ શયતાનો, અમૃતમાં હળાહળ ભરનારી ભામિનીઓ, છુપી કટારીનું પરાક્રમ આદિ સર્વ વિષયો વાંચતાં આ સંસાર એ ખાંડાની ધાર જ છે એવો સર્વને ભાસ થયા વિના રહેશે નહિ.

પૃષ્ઠ ૩૦૦ પાકું પૂઠું મૂલ્ય ૧-૮-૦.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર**

**ત્રણ દરવાજા—અમદાવાદ**